નારણ ઉકેડ રાઠવા, તેજગઢની આદિવાસી અકાદમીના 'વાચા સંગ્રહાલયમાં' કાર્યરત છે. તેમણે એમ.એ સુધી અભ્યાસ કરેલ છે.
ડૉ. ગણેશ દેવીની પ્રેરણા લઈ દેશના અલગ અલગ રાજ્યમાં વસતા આદિવાસી સમાજોની માહિતી આપતા નેશનલ કન્સોટિયમ ટ્રાયબલ આર્ટ અને કલ્ચરના કાર્યમાં તેમણે યોગદાન આપેલ છે.
તેઓએ ગાયક શ્રીમતિ પ્રાચી દુબલે સાથે ગુજરાત સ્વર લેખન અને ભાવાર્થ, રાઠવા સમાજના લગ્નગીતો અને 'તૂર' નામની ઓડિયો સી.ડી પ્રકાશિત કરેલ છે. ભારતીય ભાષા સર્વેક્ષણ ગ્રંથમાં રાઠવી અને તડવી ભાષા વિશે લેખ લખવામાં યોગદાન આપેલ છે. હાલમાં તમેણે નસવાડી-કંવાટ વિસ્તારના ડુંગરાભીલ સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ પૂર્ણ કરેલ છે.

વિકેશકુમાર ભુવાનસિંહ રાઠવા છોટાઉદપુર તાલુકાના તેજગઢ પાસે આવેલા કોરાજ ગામના રહેવાસી છે. એમ.એ સુધીનો અભ્યાસ ગામડામાં રહીનેજ પુરો કર્યો છે. ગ્રેજ્યુએશન પુરૂ કર્યાબાદ આદિવાસી અકાદમી તેજગઢમાં પી.જી. ડિપ્લોમાં ટ્રાયબલ કલ્ચર એન્ડ મ્યુઝિયમ સ્ટડીઝનો બે વર્ષનો કોર્ષ કર્યો. હાલમાં આદિવાસી અકાદમી તેજગઢના વાચા સંગ્રહાલયમાં ઓડિયો, વિડિયો, ફોટો અને સાહીત્યના માધ્યમથી આદિવાસીના અવાજને આંતર રાષ્ટ્રીય સ્તરે પહોંચાડવા માટે કાર્યરત છે. આદિવાસી ગીત-સંગીતની ૯ જેટલી ઓડીયો સી.ડી. અને રાઠવા સમાજના લગ્નગીતોની પુસ્તક પ્રકાશિત કરી છે. ભારતીય ભાષા સર્વેક્ષણ ગ્રંથમાં રાઠવી અને તડવી ભાષા વિશે લેખ લખવામાં યોગદાન આપેલ છે. માનવશાસ્ત્રના અભ્યાસમાં દક્ષિણ ગુજરાતના ચૌધરી અને કોંકણી સમાજ ઉપર લેખ તૈયાર કરેલ છે.

પ્રકાશક
bhasha
ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર

કિંમત : રૂ. ૩૫૦

ભારતીય આદિમ ચિત્રકલા : રાઠવા સમાજમાં બાબોપીઠોરો
નારણ રાઠવા, વિકેશ રાઠવા
લેખન અને સંપાદન

# ભારતીય આદિમ ચિત્રકલા
# રાઠવા સમાજમાં બાબોપીઠોરો

લેખન અને સંપાદન
નારણ રાઠવા, વિકેશ રાઠવા

ભારતીય આદિમ ચિત્રકલા
રાઠવા સમાજમાં બાબોપીઠોરો

રાઠવા આદિવાસીની પિઠોરા ચિત્રકલામાં અનેક કલાઓનું અદ્‌ભૂત, સેંદ્રિય પ્રવર્તન છે. ગીતકથા, ચિત્ર, સંગીત, નૃત્ય, ઈતિહાસ અને વિશ્વશાસ્ત્ર - એવાં વાનાં સાથે જીવંત આ પરંપરા વિશે અહીં સૂક્ષ્મ વિગતો સહિત નિરૂપણ થયું છે. લખારા, બડવા, વૈદ અને ઘરધણીની આ પરંપરાની સમજ, માન્યતા અને પરસ્પર સંબંધોની ભાતને સંદર્ભમાં રસપ્રદ રીતે આલેખ્યાં છે.

વિધિ સમયનાં બોલ, ગાયણાં, ગીતો, નૃત્ય, ચિત્રની સાથે સમુદાયની સમક્ષ રજૂ થતી ગીતકથા, ઈતિહાસ અને વર્તમાનને જોડતી કલ્પનાશીલતાનું સર્જન છે. ફોટોગ્રાફ્સ, વિશિષ્ટ શબ્દ સમજૂતિ, બડવા-લખારાની નામસૂચિ, પિઠોરા સ્થાપનાની ૧૯૨૬ થી ૨૦૦૯ સુધીની વિગતો પુસ્તકને સમૃદ્ધ કરે છે.

આ પ્રસંગે થતા વિધિ - અખાડા, જવારા, જાતર, પાણગાં - નું સવિગત આલેખન છે. મહાકાવ્ય સ્તરની કલ્પકતાનાં પ્રમાણ આજના આદિવાસી જીવન પરંપરામાં મળે છે. પશુ, પંખી, પ્રાણી, માનવ, જીવજંતુ, ભૂત, પૂર્વજ, દેવના પરસ્પરાવલંબી જીવનનો સજીવ, રોમાંચક અનુભવ આ પુસ્તક થી અભ્યાસુઓને મળશે. નૃવંશશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સાહિત્ય, કલા અને વિધિના શાસ્ત્રની દૃષ્ટિએ ભરપુર સામગ્રી અહીં છે.

ભારતીય આદિમ ચિત્રકલા

# રાઠવા સમાજમાં બાબોપિઠોરો

લેખન અને સંપાદન

નારણ રાઠવા | વિકેશ રાઠવા



ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર

વડોદરા

*Bhartiya Aadim Chitrakala: Rathava Samajma Babo Pithoro*
**Written and Documented by Naran Rathava and Vikesh Rathava**

ભારતીય આદિમ ચિત્રકલા : રાઠવા સમાજમાં બાબોપિઠોરો
લેખન અને સંપાદન : નારણ રાઠવા, વિકેશ રાઠવા


પ્રથમ આવૃત્તિ : ૨૦૧૬
અક્ષરાંકન : સંજય રાઠવા, ભાવસિંગ રાઠવા
પૃષ્ઠ સજજા અને આવરણ : મિથ ડિઝાઈન, વડોદરા
મુદ્રક : શિવમ્ ઓફસેટ, વડોદરા

bhasha
ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર
૩૭, શ્રીનાથધામ સોસાયટી, શ્રીનગર સોસાયટીની સામે
દિનેશ મિલ પાછળ, વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮, ૨૩૫૯૦૫૯
**Email : bhasharesearch@gmail.com**
**Website : www.bhasharesearch.org**

આ પુસ્તકના નિર્માણ માટે ભારત સરકારના આદિજાતિ મંત્રાલયના ‘સેન્ટર ઓફ એક્સેલન્સ’ પ્રકલ્પ હેઠળ આર્થિક સહયોગ મળેલ છે.

કિંમત : રૂ. ૩૫૦

બાબા પિઠોરાનો સાંસ્કૃતિક વારસો
પેઢી દર પેઢી આગળ ચલાવનાર સમાજને અર્પણ





# અનુક્રમણિકા

# નિવેદન

આજે જયારે દુનિયામાં સંસાધનોની અને સંદેશ-વહનની આધુનિકતમ વ્યવસ્થા ઉભી કરવાની હરીફાઈ સર્વ-વ્યાપ્ત થયેલી છે, ત્યારે સંખ્યાબંધ સમુદાયોના પારંપારિક જ્ઞાનસ્ત્રોતો ક્ષીણ થતા જોવા મળે છે. જે સમુદાયોનો પારંપરિક જ્ઞાન વૈભવ અન-અસ્તિત્વ થવાના નજદીક આવી પહોંચ્યો છે તેમાં સૌથી અગ્રક્રમે આદિવાસી સમુદાયો છે. દેશના ઉત્તર-પૂર્વમાં વસતા ખાસી સમુદાયોમાં શરીરના અલગ-અલગ હિસ્સાના લોહી દર્શાવતા અલગ-અલગ શબ્દો હતા. હાલમાં, નવા વૈદકીય પરિભાષાના વપરાશની જરૂરિયાત નિર્માણ થયા પછી, એ શબ્દસંપત્તિ ઝડપથી વિસ્મૃતિમાં ધકેલાઈ જતી જોવા મળે છે. ગોંડ આદિવાસી પાડોશીના મોટાભાઈ અને નાનાભાઈ, મોટીબહેન અને નાનીબહેન માટેનાં વિશિષ્ટ નામ હતાં. હવે તે બધા લુપ્ત થયાં છે. આધુનિકતાની ખોજમાં નીકળેલા આપણા સમાજ માટે આધુનિકતા મેળવી રહેવું પણ સાથે સાથે જ પરંપરા જાળવી રાખવાનો કોઈ ગુરૂમંત્ર પામવામાં અત્યાર સુધી તો યશ મળ્યો નથી. જેથી, પાછલા બે શતકોમાં, આપણા માટે પરંપરા અને આધુનિકતા પરસ્પર વિરોધી, સ્પર્ધક બની ગયા છે. આ બંનેને એકઠા રાખી સાચવી રાખવાના હેતુથી બે દાયકા પહેલાં ભાષા કેન્દ્રની રચના કરવાનું વિચાર્યુ. ભાષાના આરંભના કાર્યભાગના રૂપમાં વડોદરા જિલ્લાના છોટાઉદેપુર તાલુકામાં આવેલું તેજગઢ ગામ નજર સામે રાખી વિવિધ સાહિત્ય અને કળા પ્રવૃત્તિની રૂપરેખા દોરતો ગયો. તેજગઢ ગયો. ત્યાંના રહેવાસી એવા કેટલાક યુવાઓના સાથે પરિચય થયો. તેમાંથી એક નારણ. પ્રસ્તુત ગ્રંથના સંશોધક લેખક નારણભાઈ રાઠવા તે સમયે કોલેજમાં ભણતા હતા. ખુબ સુંદર સ્મિતવાળા અને શરમાળ એવા આ યુવકે ત્યારબાદ, બે-ત્રણ વરસ પછી, મારા સૂચનને ધ્યાનમાં લઈ તેજગઢમાં એક સંગ્રહાલય ઉભું કર્યું. સંગ્રહાલયનું નામ 'વાચા' એવું નક્કી કરવામાં આવ્યું. 'વાચા' દ્વારા રાઠવા સંસ્કૃતિનાં વિવિધ પાસાંનું નિરીક્ષણ કરવું, તેને

લગતો અભ્યાસ કરવા માટે આદિવાસી અભ્યાસકોને પ્રોત્સાહિત કરવું, એવા અભ્યાસમાંથી નિર્માણ થતાં કાવ્યો, લેખ, ગ્રંથો, પ્રકટ કરવા, આ બધા જ હેતુ 'વાચા' સામે મુક્યા. નારણભાઈએ પોતે 'વાચા' નિર્મિતિ હેતુ પાંચ-છ વિદ્યાર્થી ભેગા કરી એમને ભણાવવાનું કાર્ય હાથમાં લીધું. 'વાચા'ની નિર્મિતિ થઈ, અને સાથે સાથે જ 'વાચા' માટે જરૂરી એવું મનુષ્યબળ પણ નિર્માણ થયું. તે સમયે, એટલે લગભગ બે દાયકા પહેલા, છોટાઉદેપુર તાલુકામાં (હવે તો  એ સ્વતંત્ર જિલ્લો બન્યો છે), સૌથી મનોહારી કળા પ્રકારોમાં જેને સામાન્યતઃ બહારના કળા-સમીક્ષક પિઠોરા નામથી ઓળખે છે એવા દશ્ય (અને શ્રાવ્ય પણ) સંસ્કૃતિ પરંપરાના અંશો જોવા મળતા હતા. જે આર્થિક મુશ્કેલીઓની પરિસ્થિતિમાં બે દાયકા પહેલાં રાઠવા આદિવાસી હતા, જે રીતે એમનું સ્થળાંતર થઈ રહ્યું હતું. જે વેગથી રાઠવા સમાજનું હિન્દુકરણ થવાની શરૂઆત થઈ હતી,  તે બધું જોયા પછી પિઠોરા પરંપરા હજી કેટલો સમય ટકી રહેશે તે વિષે  ચિંતા ઉત્પન્ન થાય એ સહજ હતું. પ્રાપ્ત પરિસ્થિતિ ધ્યાનમાં લઈ, નારણભાઈને અને તેમના સમર્થ સાથીદારોને ખાસ કરી શકુન્તલાબેન, સ્મિતાબેન, નીતાબેન, જયલેશભાઈ અને વિકેશભાઈ.... મેં સૂચવ્યું કે પિઠોરા પરંપરા વિષે ઊંડું સંશોધન કરી, એક સારો ગ્રંથ બનાવવો જોઈએ. વિકેશભાઈ, ભાવસિંગભાઈ, સંજયભાઈ, હરિભાઈ, નીતાબેનની ટીમે નારણભાઈના  નેતૃત્વમાં પાછલા સાત-આઠ  વરસ ઊંડાણપૂર્વક અને વિસ્તારપૂર્વક અભ્યાસ કરી પિઠોરા પરંપરા વિષે પ્રસ્તુત વિશ્લેષણાત્મક સંદર્ભ ગ્રંથ નિર્માણ કર્યો છે. આ ગ્રંથનું પ્રકટિકરણ થઈ રહ્યું છે તેનો આનંદ શબ્દોમાં વ્યક્ત કરીએ તેનાથી ઉફરો છે. આદિવાસી યુવાનોએ જાતના સાંસ્કૃતિક પરિપ્રેક્ષમાં આવેલી કળા-વિદ્યા-શ્રધ્ધાની પરંપરાનો આટલી ગંભીરતાથી પરિચય કરાવી આપવાનો આ એક અસાધારણ પ્રયત્ન છે, તેનો આવકાર કરવો જોઈએ. તેજગઢ સ્થિત આદિવાસી અકાદમીના 'વાચા' સંગ્રહાલયની ઉજ્જ્વળ કારકિર્દિ જોતાં, ભવિષ્યમાં પણ નારણભાઈ રાઠવા અને તેમની સુવિદ્ય ટીમ અન્ય મૌલિક સંશોધન કાર્ય કરશે અને દેશના આદિવાસીઓને સ્વ-પરિચય આપતા રહેશે તે

વિષે મને પૂર્ણ ખાતરી છે. આ કાર્યની રચનામાં હિસ્સો લેવાની તક મને મળી, 'વાચા'ની નિર્મિતિ પ્રક્રિયાનો સાક્ષી રહેવાનો અનુભવ મળ્યો, નારણભાઈ અને વિકેશભાઈના બૌદ્ધિક ઘડતરની પ્રક્રિયા નજદીકથી જોવા મળી, તે બધાનો આનંદ અતુલનીય રહ્યો છે. પિઠોરાના પ્રકટિકરણનો અદ્ભુત હર્ષ આ ટૂંકી પ્રસ્તાવના દ્વારા વાંચકો સાથે વહેંચું છું.

ગણેશ દેવી
ધારવાડ
માર્ચ ૨૦૧૬



# પ્રસ્તાવના

આદિવાસી સમાજની ઓળખ જે તે સમાજની સંસ્કૃતિથી થાય છે. સંસ્કૃતિ એક એવું મૂલ્ય છે જે સમાજ કે વ્યક્તિની ઓળખ આપે છે. દુનિયામાં દરેક માનવ સમાજ પોત પોતાનો વારસો લઈ જીવન જીવે છે. આ બધા જ સમાજો કોઈના કોઈ સ્વરૂપે આધુનિકતા સાથે જોડાઈ રહ્યા છે. વારસામાં આધુનિકતા પ્રવેશે જૂની એટલે સંસ્કૃતિ આપમેળે ધીરે ધીરે લુપ્ત થતી જાય છે અથવા તેમાં પરિવર્તન આવતું જાય છે. આદિવાસી સમાજો પાસે પડેલા આ વારસાને સાહિત્યિક સ્વરૂપ ખૂબ ઓછું મળ્યું છે. છતાંય અભ્યાસકો કે સાહિત્યકારોએ જે તે સમયમાં જે કામ કર્યું તે પ્રસંશાને પાત્ર છે.

ચિત્રશૈલી પ્રાગઐતિહાસિક કાળથી સર્જન થયેલી છે. એ સમયે વાતચિત માટે ભાષાનું માધ્યમ ચિત્રો અને ઇશારાનું હતું. આ સમયે ભાષા કે લિપિની ગરજ લગભગ ચિત્ર જ સારતું હતું. તેના કેટલાક પુરાવા આપણને ગુફાચિત્રોમાં આજે પણ જોવા મળે છે. પ્રાગઐતિહાસિક કાળનો માનવ ગુફામાં રહેતો હતો. તેથી તેણે ગુફાની છત પર પોતાના આનંદને અભિવ્યક્ત કર્યો. સમય જતાં ચિત્રોના આલેખનમાં વિકાસ થતો ગયો. પથ્થર, માટી લાકડાની દીવાલ ઉપર ભિત્તિચિત્રો આલેખન થવા લાગ્યાં. ગુફાચિત્રોમાં માણસે જે તે સમયે જોયેલાં પશુ, પ્રાણીઓ, જનાવરોનાં ચિત્રો બનાવેલાં છે. આદિવાસી સમાજમાં ધાર્મિક રીતે જોઈએ તો શ્રદ્ધા ખૂબ રાખવામાં આવે છે. સમાજનાં નાનાં મોટાં કાર્યોની શરૂઆત ધાર્મિક રીતે પૂજા વિધિથી થાય છે. દેવસ્થાનકો માટી, લાકડાં કે પથ્થરનાં પ્રતીક રૂપે મૂકેલાં હોય છે. જે ઘરની બહાર ગામ, સીમ ખેતરમાં જોવા મળે છે. ઘરનું દેવસ્થાનક ટીપણા કે ચિત્રના રૂપમાં હોય છે. જેમ મહારાષ્ટ્રનું વારલીચિત્ર, ઓરિસ્સાનું સાવરાચિત્ર, ગુજરાતનું પિઠોરોચિત્ર વગેરે. આ ચિત્રો માત્ર ચિત્ર નથી પણ આદિવાસીનાં દેવ-દેવીનું જીવંત સ્વરૂપ

છે. પિઠોરાચિત્ર પેઢી દરપેઢી વારસામાં આવેલી ચિત્રશૈલી છે. રાઠવા સમાજનું બાબા પિઠોરાચિત્ર અને આ જ વિસ્તારમાં આવેલાં ગુફાચિત્રો કેટલાક અંશે મળતાં આવે છે. માણસે સમયે સમયે જે જોયુ તેની છાપ ચિત્રમાં જોવા મળે છે. ખાસ બાબત એ છે કે પિઠોરાનાં ચિત્રો બદલાયાં નથી પણ આકારમાં પરિવર્તન આવ્યું છે. તેના પ્રત્યેની માન્યતા, તેમાં રહેલાં દેવી તત્વનું સ્વરૂપ હજુયે એ જ રીતે જળવાઈ રહેલું છે. આજે કેટલાક આ ચિત્રને કલાના સ્વરૂપે જુએ છે. પિઠોરાચિત્ર કલાના સ્વરૂપમાં રહેલું એક દૈવી તત્ત્વ છે. તેમાં દોરાતાં ચિત્રો તેનાં કાર્યો, નામો સાથે સંકળાયેલાં છે. પિઠોરાદેવનાં જીવન કવનમાં જે ક્રિયાઓ બની, ઘટનાઓ ઘટી, દેવે જે જે કાર્યો કર્યાં, તેમાં જે દેવી-દેવતા સંકળાયાં આ બધાના ચિત્રો પિઠોરોદેવના ચિત્રમાં જોવા મળે છે. જેમ રામાયણ મહાભારતમાં આવતા પાત્રો.

મધ્યપ્રદેશમાં ભીલ, ભીલાલા અને ગુજરાતમાં રાઠવા, નાયક, ધાણક જાતિમાં બાબા પિઠોરાનું ચિત્ર જોવા મળે છે. પિઠોરાને રાઠવાઓ મુખ્ય દેવ તરીકે માને છે. ઘર, ખેતીવાડી, ઢોર-ઢાંખર, માલ-મિલકત, આર્થિક વ્યવહાર બધું જ સારું રહે, કોઈને બાળક ના થતું હોય, ઘરમાં કોઈ બીમાર રહેતું હોય આવા સમયે ઘરની મુખ્ય વ્યક્તિ કે બડવો બાબા પિઠોરાદેવની માનતા રાખે છે. કેટલાંક ઘરોમાં રાજીખુશીથી અને કેટલાંક માનતા ફળે ત્યારે પિઠોરાદેવની સ્થાપના કરે છે. પિઠોરાચિત્ર દોરનારને લખારા અને પૂજાવિધિ કરનારને બડવા તરીકે ઓળખવામાં આવે છે.

આ ચિત્ર દોરવાનું કામ પુરુષો કરે છે, ગમે તે વ્યક્તિ ચિત્ર દોરી નથી શકતી. પેઢી દર પેઢી જે લખારાનું કામ કરતા હોય એ જ વ્યક્તિ આ ચિત્રો દોરી શકે છે. ચિત્ર દોરનારને શિક્ષણ કે તાલીમની જરૂર પડતી નથી. આ જ્ઞાન તેને વારસામાં મળે છે. લખારાઓ છોટાઉદેપુર જિલ્લાના મલાજા, ઓડ, બરોજ, સુરસી, ગાબડિયા, ગાંઠિયા વગેરે ગામોમાં છે. ચિત્ર દોરવા માટે દરેક ટુકડીમાં ૮ થી ૧૦ વ્યક્તિઓ હોય જે ચિત્ર

દોરવા જતી હોય છે. પૂજાવિધિ માટે ગામમાંથી અથવા આજુબાજુનાં ગામડાંઓમાંથી બડવાને બોલાવવામાં આવે છે. પિઠોરાદેવની ઉજવણીમાં જવારાની માનતા હોય તો નવ દિવસ સુધી અને જવારા સિવાયની માનતા હોય તો ત્રણ દિવસની ઉજવણી થતી હોય છે. સામાન્ય રીતે દિવાળી પૂરી થાય ત્યારથી લઈ ચોમાસું બેસે ત્યાર સુધીના સમયગાળામાં બાધા છોડનાર વ્યક્તિઓ ઉજવણી કરતી હોય છે. બાળકની માનતા લીધી હોય તો જ્યાં સુધી માનતા પૂરી ન થાય ત્યાં સુધી તેનું લગ્ન કરી શકાતું નથી. માનતા છૂટ્યા પછી જ તેનું લગ્ન કરવામાં આવે છે. માનતા પ્રમાણે આખો કે અડધો પિઠોરો દોરવામાં આવે છે. ઘરમાં પ્રવેશતાંની સાથે ઓટલાની સામેની દીવાલ ઉપર ચિત્ર દોરવામાં આવે છે. લંબ ચોરસ આકારે રચેલી સીમાને તેમાં આવતાં ચિત્રોને ચૉક તરીકે ઓળખે છે. તેમાં બાબા પિઠોરોદેવનાં ચિત્રો દોરે છે. મુખ્ય ચિત્ર ચૉકની બન્ને બાજુ ગામ, સીમ, ખેતર, ઘરના જેવાં દરેક દેવદેવીનાં નામના ઘોડાઓ દોરવામાં આવે છે. લખારા ચિત્ર દોરવાનું પૂરું કરે પછી બડવો પૂજાવિધિનું કામ શરૂ કરે છે. પૂજાવિધિમાં બડવો કેટકેટલા લાંબા બોલ ગાયણાં ગાય છે તે વાંચીને કે ગોખીને નથી ગાતો પણ પૂજાવિધિના જે તે સમયે કોઈ શક્તિના બળે આ બોલ અને ગાયણાં આપમેળે તેના મુખે આવી જતા હોય છે. લખારા કોઈ ચિત્ર દોરવાનું ચૂકી ગયા હોય તો બડવો આ પૂજાવિધિ સમયે ભૂલ શોધી કાઢે છે. ઉજવણીમાં કોઈ પણ પ્રકારની ખામી ન રહે તેનું ધ્યાન પરસ્પર રાખવામાં આવે છે. ચિત્ર દોરતા સમયે લખારા અને પૂજાવિધિ સમયે બડવો તેની માન્યતાને અનુરૂપ જ કાર્ય કરતા હોય છે. તેમાં સહેજ પણ ભૂલ ન થાય તેનું પૂરેપૂરું ધ્યાન રાખતા હોય છે. ઉજવણી થયા બાદ ઘરની વ્યક્તિઓ પિઠોરાને દેવના સ્થાનક તરીકે ગણે છે. ઘરના નાના મોટા પ્રસંગો, વાર તહેવારે બનાવેલ ભોજન અર્પણ કર્યા પછી જ જમે છે.

સમગ્ર ઉજવણી દરમિયાન બોલાતા બોલ ગવાતાં ગાયણાં, ગીતો, ચિત્રોનું લખાણ કરવું, વિધિઓ, વેશ ભજવવા જેવું દરેક પ્રકારનું જ્ઞાન

કુદરતે બડવાને આપેલું છે. આ મૌખિક જ્ઞાન પરંપરામાં પિઠોરારૂપે સચવાઈ રહેલું સાહિત્ય રાઠવા સમાજની એક અમૂલ્ય ઓળખ છે. આ જ્ઞાન મૌખિક રીતે જળવાયેલું હોવાથી વિસ્તારે વિસ્તારે, ગામડે ગામડે કે વ્યક્તિએ વ્યક્તિએ ચિત્રમાં, કથાવાર્તામાં કે પૂજાવિધિમાં થોડા ફેરફારો અવશ્ય જોવા મળે છે. થોડો ઘણો બદલાવ પણ ચિત્રમાં લાંબાગાળે જોવા મળે છે. જેમ કે પિઠોરા કથામાં નદીનું વર્ણન છે અને ચિત્રમાં કૂવો કે હેડપંપ દોરાય છે. એવી રીતે બંદૂક, પોલીસના કપડાં, રેલગાડી જેવા ચિત્રો જોવા મળે છે. જે તે સમયનાં દશ્યોની છાપ લખારાઓ કોઈના કોઈ સ્વરૂપે ચિત્રમાં છોડી દેતા હોય છે. એવી જ રીતે પૂંજાવિધિમાં વિધિ લગભગ દરેક બડવાની સરખી હોય છે પણ રીત અલગ હોઈ શકે છે. અમારા અનુભવમાં આવેલ કેટલાક બડવાનાં ગાયણાં કે બોલના શબ્દોમાં થોડોઘણો ફેરફાર જોવા મળે છે. આ મૌખિક જ્ઞાન પરંપરા હોવાથી ગાયણાં, કથા, બોલ, ગીતોને ચોક્કસ કે નિર્ણાયક ઓળખ આપવી ખૂબ મુશ્કેલ બની જાય છે. બાર ગાંવે બોલી બદલાય કહેવત મુજબ કેટલાક ફેરફારો વિસ્તાર પ્રમાણે હોઈ શકે છે. સમાજમાં  દરેક ઘરે પિઠોરાચિત્ર હોતું નથી પણ તેના પ્રત્યેની આસ્થા હોય છે. હાલમાં કેટલાક ચિત્રકારો બાબા પિઠોરાદેવના ચિત્રને કાપડ પર કે અન્ય જાહેર સ્થળોએ પણ દોરે છે. આ ચિત્ર માત્ર દોરવા ખાતર જ દોરાય છે. નીતિ નિયમો કે વિધિ વિધાન વગર દોરાયેલા ચિત્રોમાં દૈવી તત્ત્વ નથી હોતું પણ તે એક ઓળખના રૂપમાં રહે છે.

આદિવાસી સાહિત્ય તરફ જોવાની દૃષ્ટિ અને સમજ કેળવણીનો પાયો અમને ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રના સ્થાપક, આદિવાસી ચિંતક, ભાષાવિદ્ ડૉ. ગણેશ દેવી અને પ્રો. સુરેખા દેવી પાસેથી મળ્યો છે. તદ્ઉપરાંત ગુજરાતના આદિવાસી સાહિત્ય ઉપર કામ કરનાર ડૉ. ભગવાનદાસ પટેલ પાસેથી અમને દૃષ્ટિથી જોયેલા કાર્યને સમજી વિચારી યોગ્ય દિશા મળે તેવી પ્રેરણા મળી છે. આ મહાન વિભૂતિઓની છત્રછાયાને પરિણામે ભિત્તિચિત્ર બાબા પિઠોરાની ઓળખ આજે અમે દુનિયા સામે મૂકી રહ્યા

છીએ. લેખનકળામાં નવા વિચારોનું સર્જન કરવાનું કાર્ય વાચા સંગ્રહાલયે પૂરું પાડ્યું છે.

પિઠોરાની ઓળખ આપતા આ પુસ્તકમાં રાઠવા સમાજનો આછો પાતળો પરિચય આપવાનો પ્રયત્ન કર્યો છે. તેના પછી પિઠોરાદેવનો પરિચય, બોલ, ગાયણાં, ગીતો, પૂજાવિધિ જેવા પ્રસંગને અનુરૂપ થતાં કાર્યોને તેનાં દરેક પાસાંને આવરી લેવાનો પ્રયત્ન કર્યો છે. બડવા જે ગાયણાં ગાઈ બોલ બોલે, તેનો શક્ય બને તેટલો સમજી વિચારી બડવા લખારા સાથે ચર્ચા કરી ભાવાર્થ આપવાનો પ્રયત્ન કર્યો છે. ત્યાર બાદ પિઠોરા ચિત્રમાં આવતા દરેક ચિત્રની ઓળખ મળી રહે તે હેતુથી કેટલાંક ચિત્રો દોરી તેની સાથે થોડું લખાણ કરી ચિત્રોનું અર્થઘટન આપવાનો પ્રયાસ કર્યો છે. પછીના પ્રકરણમાં બાબા પિઠોરા સાથે લખારા, બડવા અને ઘરધણીનો સંબંધ બતાવ્યો છે. તેના પછીના પ્રકરણમાં વિસ્તાર પ્રમાણેના બાબા પિઠોરા ચિત્રોના કેટલાક ફોટોગ્રાફ મૂક્યા છે. પિઠોરાદેવ વિશે લખારા, બડવા અને ઘરધણીના શું વિચારો છે તેનો વાર્તાલાપ ફોટાગ્રાફ પછીના પ્રકરણમાં આપ્યો છે. ભવિષ્યમાં પિઠોરા ચિત્ર ઉપર સર્વે થાય, અભ્યાસ થાય એ હેતુથી પ્રકરણ આઠમાં ૧૯૯૯માં પંદર જેટલા ગામડામાં થયેલ પિઠોરા સર્વેની સૂચિ મૂકી છે. પ્રકરણ નવમાં સાંસ્કૃતિક શબ્દોનું અર્થઘટન અને પ્રકરણ દશમાં પિઠોરા ચિત્રનો અન્ય અભ્યાસકોએ કરેલ અભ્યાસનું પુનરાવલોકન આપ્યું છે. છેલ્લે લખાણ માટે ઉપયોગમાં લીધેલ પુસ્તકોની સંદર્ભ સૂચિ આપી છે. માહિતી એકત્રીકરણ માટે ચિત્રો કરાવનાર વ્યક્તિ, ચિત્રો દોરનાર વ્યક્તિ(લખારા) અને ચિત્રોની પૂજાવિધિ કરનાર બડવા પાસેથી ઘરે જઈને રૂબરૂ માહિતી મેળવી છે. આ ઉપરાંત જવારા વાવવાની વિધિ, ચિત્ર દોરવાના સમયે અને પૂજા વિધિના સમયે રૂબરૂ મુલાકાત લઈ જે જોયું અને મુલાકાત દરમિયાન ફોટો, ઓડિયો, વીડિયોનું દસ્તાવેજીકરણ ક્ર્યું તથા જે તે સમયે લખારા, બડવા પાસે ચર્ચા કરી જે માહિતી મેળવી તેના આધારે આ પુસ્તકનું કાર્ય પૂરૂ થયું છે. પુસ્તકમાં કેટલીક જગ્યાએ ભૂતકાળને ધ્યાનમાં રાખીને લખાણ કરવામાં આવ્યું છે.

આ પુસ્તકના સર્જકો આદિવાસી કલા, સાહિત્ય, સંસ્કૃતિના રક્ષણ માટે કાર્ય કરી રહ્યા છે. આદિવાસી સમાજની જીવનશૈલી, ધાર્મિક ક્રિયાકાંડો, રીતિરિવાજો, સામાજિક રૂઢિઓ, પરંપરાઓ જેવા અમૂલ્ય વારસાની ઓળખ ઊભી થાય તેને સાહિત્યિક દરજ્જો મળે, દેશ દુનિયામાં તેને સ્વીકૃતિ અને સન્માન મળે, તેને સાહિત્યિક સ્વરૂપ મળે એ હેતુથી આ પુસ્તકનું સર્જન થયું છે.

અમને વિશ્વાસ છે કે આ પુસ્તક રાઠવા સમાજનું નવું સોપાન ખોલશે. રાઠવા સમાજનું આ એક નવું સર્જન છે. સમાજ, આવનાર ભાવિ પેઢી અને અભ્યાસુઓ માટે આ પુસ્તક એક આધાર સ્તંભ બનશે.

નારણ રાઠવા
વિકેશ રાઠવા



# આભાર દર્શન

ગુજરાતની પૂર્વપટ્ટીને આદિવાસી વિસ્તાર તરીકે ઓળખવામાં આવે છે. તેમાં અનેક આદિવાસી સમુદાયો વસે છે. દરેક સમાજની પોતાની આગવી ઓળખ છે. તેમાં છોટાઉદેપુર જિલ્લામાં મુખ્ય આદિવાસી જાતિ તરીકે રાઠવા છે. નૃત્યકળા દ્વારા આ સમાજનું નામ દેશ ભરમાં રોશન થયું છે. હસ્તકલા કારીગરીમાં પણ આ સમાજ ખૂબ નિપુણ છે. ભિત્તિચિત્ર પિઠોરો આ સમાજની મુખ્ય ઓળખ છે. આ ધાર્મિક ચિત્રની ઓળખને દુનિયા સામે મૂકવાની તક આપનાર રાઠવા સમાજના અમે ઋણી છીએ.

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરા અને તેના દ્વારા સ્થાપિત આદિવાસી અકાદમી તેજગઢ દ્વારા દેશભરના સમાજો ઉપર અભ્યાસ કાર્ય થઈ રહ્યું છે. હાલમાં પિપલ્સ લિંગ્વિસ્ટિક સર્વે ઓફ ઇંડિયાનું કામ સંસ્થાએ પૂર્ણ કર્યું છે. સંસ્થાનાં વિવિધ કાર્યોને ધ્યાને લઈ ભારત સરકારના આદિજાતિ મંત્રાલયે સેન્ટર ઓફ એક્સલન્સ, તરીકેની માન્યતા આપી છે. જે સંસ્થા દ્વારા અમને પિઠોરાચિત્રની ઓળખ આપવાનું કાર્ય સોંપ્યું જેના અમે ઋણી છીએ. જે કાર્ય સાથે અમે સંકળાયેલા છીએ એવા આદિવાસી અકાદમીના વાચા સંગ્રહાલયના હેતુને અનુરૂપ તેને ચાલના આપવાનો એક હેતુ આ પુસ્તકના પ્રકાશન દ્વારા સિદ્ધ થયો છે તો તેના પણ અમે ઋણી છીએ. અકાદમીનું ગ્રંથાલય સાહિત્ય સંદર્ભે અમને મદદરૂપ નિવડ્યુ છે.

જેમની માહિતી વગર પુસ્તક શક્ય જ ન હતું એવા પિઠોરાચિત્રની પૂંજાવિધિ કરનાર બડવા રાઠવા કોચરભાઈ થાવરભાઈ, રાઠવા મેરિયાભાઈ સોમાભાઈ, રાઠવા ચંદુભાઈ નાયકડાભાઈ, રમેશભાઈ રાઠવા તેને ખાસ આ વિસ્તારમાં (ભાદરિયા બડવા) તરીકે ઓળખે છે. પિઠોરાચિત્ર કરનાર લખારા રાઠવા માનસિંગભાઈ ધનજીભાઈ, રાઠવા માનસિંગભાઈ જામસિંગભાઈ, રાઠવા હરિભાઈ માનસિંગભાઈ અને પુસ્તકમાં ચિત્રો

દોરનાર રાઠવા દેશીંગભાઈ ચિલિયાભાઈ અને રાઠવા પારસીંગભાઈ નાયકાભાઈ તથા અંબાલા ગામના રાઠવા લાલસિંગભાઈ જેસીંગભાઈએ એમ. એસ. યુનિવર્સિટી વડોદરામાં ડિપ્લોમા ઇન વિસ્યુલ આર્ટનો અભ્યાસ કરેલ છે. તેઓ પ્રકરણ-૪માં થયેલ ચિત્રોનું પરિક્ષણ કરેલ છે. તેમજ પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે જરૂરી માર્ગદર્શન આપનાર પ્રા. કનુભાઈ ડી રાઠવા, જીતેન્દ્ર વસાવા, પ્રા. અર્જુનભાઈ વી રાઠવા, સોનલબેન બક્ષી તથા નામી અનામી દરેકનો અમે હૃધ્યપૂર્વક આભાર માનીએ છીએ.

આદિવાસી સમાજમાં પડેલાં રત્નોની ખોજ કરવાની પ્રેરણા અમને સાહિત્યક્ષેત્રે ભગીરથ કાર્ય કરનાર ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રના સ્થાપક, આદિવાસી ચિંતક પદ્મશ્રી ડૉ. ગણેશદેવીએ આ પુસ્તકમાં પ્રાણ પૂર્યા છે. ડૉ. સુરેખાદેવી અને પ્રા. કાનજીભાઈ પટેલ, ડૉ. ભગવાનદાસ પટેલ અમને સતત પ્રેરણા આપતા રહ્યા છે. જે દરેકનો અમે હૃધ્યપૂર્વક આભાર માનીએ છીએ. ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રના ટ્રષ્ટીગણ, નિયામકશ્રી, નિવાસી નિયામકશ્રી, સહકર્મી મિત્રો તેમજ અમારી સાથે સતત ચર્ચા વિચારણા કરનાર નગીન જે રાઠવા તથા પુસ્તકમાં બાકી રહેતી માહિતીની પૂર્તતા કરાવનાર અને માહિતી ટાઇપ કરનાર ભાવસીંગભાઈ વી રાઠવા તથા આ પુસ્તકમાં ચિત્ર કામ કરી આપનાર પારસીંગભાઈ એન રાઠવા તેમજ પુસ્તક મુદ્રણ સજ્જા કરનાર સંજયભાઈ બી રાઠવાના અમે ખૂબ ઋણી છીએ.

પુસ્તક પ્રકાશન માટે ભાષા કેન્દ્ર અને તેના પ્રકાશન માટે જરૂરી નાણાંનો આર્થિક સહયોગ કરનાર ભારત સરકારના આદિજાતિ મંત્રાલય વિભાગનો પણ અમે આભાર માનીએ છીએ.

નારણ રાઠવા

વિકેશ રાઠવા





# રાઠવા સમાજનો પરિચય

## – સામાન્ય ઓળખ –

ભાષાશાસ્ત્રીય જ્યોર્જ ગ્રિયર્સન લિંગ્વિસ્ટિક સર્વે ઓફ ઇન્ડિયાના (૧૯૦૭) નવમા ગ્રંથમાં રાઠવા જાતિ વિશે નોંધે છે કે ભિલાલાઓ અડધા રાજપૂત અને અડધી ભીલી જાતિનું મિશ્રણ છે. રાઠવાઓ તેનું નાનું પેટાજૂથ છે. તેમણે એમ પણ જણાવ્યું કે રાઠવાઓ રેવાકાંઠાના તેઓ અલીરાજપુરમાં આવેલા રાઠ વિસ્તારના વતની છે. તેઓ રાઠવા વિસ્તાર વિશે નોંધે છે કે રેવાકાંઠાના બારિયા અને છોટાઉદેપુર વિસ્તારમાં રાઠવાઓની વસ્તી છે. મધ્યપ્રદેશના બડવાની વિસ્તારમાં જ રાઠવી બોલી મિશ્ર સ્વરૂપે બોલાય છે. તેથી ભાષાકિય વિધાન દર્શાવે છે કે બડવાની વિસ્તારમાં રાઠવાઓ હશે.

'રાઠવા એક ઐતિહાસિક પાર્શ્વભૂમિકા' પુસ્તકમાં અરવિંદ ભટ્ટના કથનાનુસાર મુંબઈ ગેઝેટિયર (૧૮૨૫) નોંધે છે. રાઠવાઓ મધ્યપ્રદેશના માળવા નજીક અલીરાજપુર પાસેના રાઠ વિસ્તારમાંથી આવ્યા છે. એટલે રાઠવાનું મૂળ વતન રાઠવિસ્તાર છે તેમ કહી શકાય. અલીરાજપુર ગેઝેટિયરમાં નોંધ્યા પ્રમાણે અલીરાજપુર રાજ્યનો વિસ્તાર આશરે ૮૩૬-૬૩ ચો. મા જેટલો હતો. જેમાં ૩૨૫ જેટલાં ગામો હતાં. આ રાજ્ય ઉત્તરે

પંચમહાલ જિલ્લાના બારિયા સ્ટેટ સુધીનું અને પૂર્વમાં ગ્વાલિયર, ઝાબુઆ અને જોબટની સરહદ સુધીનું વિસ્તરેલું હતું : આ રાજ્ય જુદા જુદા પાંચ પરગણાંઓમાં વહેંચાયેલું હતું. (૧)રાઠ (૨)ભાબરા (૩)નાનપુર (૪)છક્તલા (૫)ચાંદપુર તેમાં રાઠ પરગણું ૨૩૯ ચો.મા. વિસ્તારનું અને ૧૩૪ ગામોવાળું હતું. અલીરાજપુરની કોર્ટ ત્યારે રાઠકોર્ટ તરીકે ઓળખાતી હતી. તેમાં વધારે નોંધેલ છે કે રાઠ નામ શા ઉપરથી પડ્યું તે વિશેના કશા ઉલ્લેખો મળતા નથી. ક્ષેત્ર તપાસ દરમિયાન અલીરાજપુર મહેસૂલ ખાતામાં કામ કરતા તલાટીશ્રી ઈન્દદ્રગિરિ કે જેના કુટુંબને જૂના અલીરાજપુર રાજ્યના વખતમાં વંશપરંપરાગત રાજગુરુની ગાદી મળેલી હતી, તેના કહ્યા અનુસાર અલીરાજપુર રાજ્યની મૂળ રાજધાની આજના અલીરાજપુરથી દક્ષિણે દશેક માઈલ દૂર આવેલા આલિ સ્થળે હતી. એ રાજ્યનો મૂળ સ્થાપક રાજા આનંદ દેવ રાઠોડ વંશનો હતો. તેણે આ રાજ્ય ઈ.સ. ૧૪૩૭માં સ્થાપ્યું હતું. પોતાના વંશના આધારે રાઠોડ રાજ્ય અને તેમાંથી રાઠવા વિસ્તાર કે રાઠ વિસ્તાર એમ સંભવ્યું હોય તેમ બને. તેઓ નોંધે છે કે ગુજરાતના છોટાઉદેપુર જિલ્લાનો ઉત્તર-પૂર્વ વિસ્તાર આઝાદી પહેલા છોટાઉદેપુર રાજ્યમાં સુરસી અથવા દોર પરગણા તરીકે ઓળખાતો હતો. આ આખું પરગણું ૩૩ ગામોનું હતું. જે મૂળે અલીરાજપુર રાજ્યનો એક ભાગ હતું. એ વિસ્તાર છોટાઉદેપુર રાજ્યનો ભાગ બન્યું.

'પાલના રાઠવા' પુસ્તકમાં શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે પ્રજાનાં નામ ઘણીવાર રહેઠાણના પ્રદેશ ઉપરથી પડે છે. છોટાઉદેપુરનો પ્રદેશ રાઠ પ્રદેશ તરીકે ઓળખાય છે. રાઠ પ્રદેશના રહેવાસી તે રાઠવા. રાઠવા નામ રાઠવિસ્તાર ઉપરથી પડયું હશે, બીજું નોંધે છે કે રાઠવા શબ્દ રાઠોડ, રાષ્ટ્રીય કે રાષ્ટ્રકુટો ઉપરથી આવ્યો હોવો જોઈએ.

ઓસ્ટ્રિયાદેશના વિયેના યુનિવર્સિટીના પ્રજાતિશાસ્ત્ર વિભાગના વડા પ્રૉ. હેકલે રાઠવા વિશે જણાવે છે કે ભીલાલાના બે પેટાજૂથો છે. જેમાનું એક

રાઠવા છે, જે ગુજરાતના છોટાઉદેપુર જિલ્લામાં વસે છે. ડૉ. સિદ્ધરાજ સોલંકી આદિવાસી જીવન અને સંસ્કૃતિ લેખમાં નોંધે છે કે રાઠવાઓ છોટાઉદેપુર જિલ્લાની મુખ્યજાતિ છે. જે ઝાબુવા, અલીરાજપુર, સેંધવા વિસ્તારમાં બરેલા-ભીલાલાના નામે પણ ઓળખાય છે. બીજું નોંધે છે કે આ આદિવાસી જાતિઓની પોત પોતાના નામે પણ ઓળખાતી એવી ભાષાઓ છે. દા.ત. ઘોડિયાઓની ઘોડિયા ભાષા, ભીલોની ભીલી ભાષા, ગામિતોની ગામિત ભાષા, ચૌધરીઓની ચૌધરીભાષા, રાઠવાઓની રાઠવી ભાષા વગેરે.

ઉપર મુજબના વિદ્વાનોનાં ઘણાં બધાં મંતવ્યોમાં જ્યોર્જ ગ્રિયર્સનના મત પ્રમાણે ભિલાલાઓ અડધા રાજપૂત અને અડધી ભીલી જાતિનું મિશ્રણ બતાવ્યુ છે. અમારા અભ્યાસમાં રાજપૂત શબ્દ ક્યાંય જોવા મળતો નથી. આ અભ્યાસમાં પૂર્વજોના સમયથી તેમના રોજિંદા જીવન વ્યવહારમાં વપરાતા કેટલાંક શબ્દો આજે પણ બોલાય છે. જેમ કે રાઠિયા - બોલી અને વિસ્તાર તરીકે ઓળખાય છે.

રાઠ - વિસ્તાર તરીકે ઓળખાય છે.
રાઠવા - જાતિ તરીકે ઓળખાય છે.
રતવા - બાળકમાં થતી એક કુદરતી બીમારી છે.
રોડા - નાના નાના પથ્થરો.
બાબો રતુમાળ - મોટું દેવસ્થાન ધરાવતો ડુંગર.
રાવ - ખેતી કરવાની પદ્ધતિ.
રાઠ - કોર્ટ હતી.

છોટાઉદેપુર જિલ્લાના કેટલાક વિસ્તારને હેડંબાનું વન હતું એવું માને છે. જેની દંતકથા પણ સાંભળવા મળે છે. પાવીજેતપુર તાલુકાનો માખણિયો ડુંગર અને ઝંડ હનુમાનનું સ્થળ આજે પણ તેના પુરાવારૂપ આપણને જોવા મળે છે. રાઠવા જાતિની એક મોટી ઓળખ એ પણ છે કે

કોરાજ ડુંગર, બાબોભેંહો ડુંગર, ઘોડાલખેણ, માખણિયો ડુંગર, રાયપુર ડુંગર અને હાથીપગલાનો ડુંગર–આ ડુંગરોમાં પ્રાચીનકાળના ગુફાચિત્રો આવેલાં છે. પ્રાચીનકાળમાં ચિત્રો દોરવા માટે કોઈ બહારથી માણસો ન આવ્યા હોય પરંતુ જે તે સમયમાં ભાષા કે લિપિ ન હતી તે સમયે ચિત્રો ભાષાનું માધ્યમ હતું. ચિત્રો જ લિપિ હતી. જે ચિત્રો આજે પણ આ ડુંગરોમાં જોવા મળે છે. તેથી કહી શકાય કે જે તે સમયમાં આ વિસ્તારમાં થોડી ઘણી વસ્તી હશે જેણે આ ચિત્રો દોર્યાં હશે. વધુમાં કહું તો રાઠવા સમાજમાં દોરવામાં આવતું બાબા પિઠોરાદેવનું ભિત્તિચિત્ર અને ગુફાનાં ચિત્રો કેટલાક અંશે મળતાં આવે છે. જેમ બાબા પિઠોરા ચિત્રમાં ઘોડેસવાર માણસનાં ચિત્રો દોરવામાં આવે છે તેમ ગુફાચિત્રોમાં પણ આવા પ્રકારનાં ચિત્રો છે.

છોટાઉદેપુરના ઉત્તર પૂર્વ વિસ્તારમાં વસવાટ કરતા રાઠવાઓને ‘રાઠ’ પ્રદેશના નામે ‘રાઠ્યા’ તરીકે ઓળખવામાં આવે છે. સંખેડાની પૂર્વથી શરૂ થઈને જાંબુઘોડા, ઘોઘંબા, હાલોલ, કાલોલ, બારિયા, જેતપુર પાવી, જબુગામ, નસવાડી, કવાંટ અને છોટાઉદેપુરમાં રાઠવા તરીકે જ ઓળખાય છે. જ્યારે સંખેડા, બોડેલી અને પાવી જેતપુર તાલુકાના કેટલાક રાઠવાઓ ‘બારિયા’ કે કોળી તરીકે ઓળખાય છે. અસલમાં તેઓ પણ રાઠવા જ છે. જેતપુર પાવીના મધ્યભાગમાં રહેતા રાઠવાઓ બારિયા, કોળી કે કોલચા તરીકે ઓળખાવાય છે.

શારીરિક લક્ષણો જોતાં પુરુષો અને સ્ત્રીઓ શરીરે મધ્યમ બાંધાનાં અને રંગે ઘઉં વર્ણનાં છે. પુરુષો મોટાભાગે મૂછો રાખતા હોય છે. સ્ત્રીઓ મોઢા ઉપર, હાથે, પગે, છુંદણાં કરાવે છે. દેખાવમાં પુરુષ-સ્ત્રી બન્ને ખૂબ સારાં હોય છે. વિસ્તાર પ્રમાણે થોડા ફેરફારો જરૂર જોવા મળે છે. છોટાઉદેપુરથી કવાંટ અને રંગપુર સઢલી વિસ્તારની સ્ત્રીઓમાં છુંદણાંનું પ્રમાણ વધારે જોવા મળે છે. જ્યારે છોટાઉદેપુરથી બોડેલી, સંખેડા વિસ્તારમાં ઓછું જોવા મળે છે. પુરુષ-સ્ત્રીઓ શરીરે મધ્યમ બાંધાનાં

હોવા છતાં શારીરિક રીતે ખૂબ તંદુરસ્ત હોય છે. માથે ફાળિયું/પાઘડી, ખમીશ-બંડી અને ધોતી-રૂમાલ પહેરેલ પુરુષ લાલ, લીલા, પીળા રંગની ઓઢણી, કબજો અને ઘાઘરો પહેરેલ સ્ત્રી ગમે ત્યાં મળે પણ ખબર પડી જાય કે આ રાઠવા જ છે. વડોદરા જેવા શહેરમાં ધંધાર્થે ગયેલા કેટલાક વ્યક્તિઓ છુંદણાં પાડેલા હોય અથવા તો તેઓની બોલીથી જ ખબર પડી જાય છે કે આ રાઠવા છે.

ભૌગોલિક દૃષ્ટિએ જોતાં રાઠવાઓનો આખો વિસ્તાર પહેલાં રેવાકાંઠા તરીકે ઓળખાતો હતો. આ આખો વિસ્તાર સાતપુડા વિંધ્યાચળની ટેકરીઓ અને જંગલોથી છવાયેલો છે. સાતપુડાની પર્વતમાળાઓ નર્મદાના ઉત્તર કાંઠેથી છોટાઉદેપુર સુધી પથરાયેલી છે. વિંધ્યાચળની પર્વતમાળાઓ મધ્યપ્રદેશમાંથી પશ્ચિમ તરફ છોટાઉદેપુરની ઉત્તરે રતનમહાલ નામે ઓળખાઈ દેવગઢ બારિયા થઈ છેક પાવાગઢ સુધી પહોંચે છે. નર્મદાની ઉત્તરે આવેલી સાતપુડાની અને છોટાઉદેપુરની ટેકરીઓમાંથી મેણ અને હેરણ નદીઓ નિકળે છે જે પશ્ચિમે નર્મદાને મળે છે. મધ્યપ્રદેશના વિંદ્યાચળ અને રતનમહાલની ટેકરીઓમાંથી ઓરસંગ નદી નિકળે છે જે છોટાઉદેપુર, પાવી જેતપુર, બોડેલી થઈ ચાણોદમાં નર્મદાને મળે છે. છોટાઉદેપુરનો આ આખોય પહાડી વિસ્તાર 'પાલ' તરીકે ઓળખાતો હતો. જેમાં સંખેડા તથા પાવીજેતપુર તાલુકાના વિસ્તારને નાનીપાલ તથા પાવીજેતપુરથી છોટાઉદેપુર સુધીના વિસ્તારને મોટીપાલ તરીકે ઓળખે છે. છોટાઉદેપુરના ઉત્તર-પૂર્વમાં વસવાટ કરતાં રાઠવાઓના આખા વિસ્તારને 'રાઠ' પ્રદેશ તરીકે ઓળખવામાં આવે છે. જૂના વખતમાં આ વિસ્તાર મધ્યપ્રદેશના અલીરાજપુર રાજ્યના રાઠ પરગણામાં ગણાતો હતો. મોટાભાગના રાઠવાઓ આજે સપાટ અને મેદાની પ્રદેશ ઉપરાંત પાવાગઢ વિંદ્યાચળ અને સાતપુડાની ટેકરીઓમાં વસવાટ કરે છે. આ વિસ્તાર મહદંશે મધ્યપ્રદેશ અને ગુજરાત રાજ્યનો સરહદી વિસ્તાર છે. કેટલાક વિસ્તારને સ્થાનિક નામોથી પણ ઓળખવામાં આવે છે. જેમ કે ગોંદરિયું -બારિયા હોયા (ઝોઝ- કેવડી વિસ્તાર) છોટાઉદેપુરની ઉત્તર-

પશ્ચિમનો પંચમહાલ જિલ્લાના દેવગઢ બારિયા સુધીનો વિસ્તાર. આ વિસ્તારના કેટલાક લોકો પોતાને બારિયા કોળી તરીકે ઓળખાવે છે. અહીંના રાઠવાઓને ‘હોયા’ પણ કહેવામાં આવે છે.

રેવાકાંઠયું -મોટીભોંય (મોટી જમીન) કવાંટ, પાનવડ, છોટાઉદેપુરની દક્ષિણ તરફનો આ વિસ્તાર રેવા(નર્મદા)ના કાંઠા સુધીનો ગણાય છે. આ વિસ્તારની પૂર્વમાં મધ્યપ્રદેશ અને નર્મદા ઓળંગીને મહારાષ્ટ્ર રાજ્યની સરહદ લાગે છે. પાનવડ, કવાંટ અને કલારાણી વચ્ચેના આખા વિસ્તારની જમીન કાળી, લાલ અને સપાટ છે. અલગ અલગ જમીનોને કારણે આ વિસ્તારને મોટીભોંયના નામથી ઓળખવામાં આવે છે. આ વિસ્તારમાં રાઠવા અને કોળી લોકોની વસ્તી જોવા મળે છે.

જાતિ પરિચય /ભૌગોલિક વિસ્તારમાં નકશો :
ઉગમણું -રાઠવિસ્તાર છોટાઉદેપુરની પૂર્વમાં ઓરસંગ નદીને કિનારે



વસતા રંગપુર, દેવહાટ તરફના વિસ્તારને રાઠ તરીકે ઓળખવામાં આવે છે.

છોટાઉદેપુરની પશ્ચિમે પુનિયાવાંટ, તેજગઢ, પાવીજેતપુર સુધીના વિસ્તારને પાલ વિસ્તાર તરીકે ઓળખે છે. આ વિસ્તારમાં રાઠવા, નાયકા વગેરેની વસ્તી વધારે જોવા મળે છે.

ગુજરાતની પૂર્વપટ્ટીને આદિવાસી વિસ્તાર તરીકે ઓળખવામાં આવે છે. રાઠવાઓની મોટાભાગની વસ્તી છોટાઉદેપુર જિલ્લામાં વસે છે. વડોદરા, પંચમહાલ, દાહોદમાં પણ છોટાઉદેપુર તરફની બાજુમાં રાઠવાઓ વસે છે. જે રાઠવાઓની વસ્તી ધરાવતા જિલ્લાઓ નકશા ઉપર બતાવવાનો પ્રયાસ કર્યો છે. આ સિવાય ધંધાર્થે કે રોજગારી માટે અન્ય જગ્યાએ પણ છૂટી છવાયી વસ્તી તેઓની જોવા મળે છે.

## – સામાજિક પરિચય –

રાઠવા સમાજમાં દરેક વ્યક્તિને આદર અને સહિષ્ણુતાની ભાવનાથી જોવાય છે. સમાજનું એક મોટું મંડળ જેવું નથી. છતાંય સમાજનું સંગઠન ખૂબ મજબૂત છે. દરેક ગામમાં પટેલ, પૂંજારો, બડવો, આગેવાનો, વજીર નક્કિ કરેલા હોય છે જે ગામની મુખ્ય વ્યક્તિઓ તરીકે ઓળખાય છે. ગામમાં નાના મોટા પ્રસંગોમાં તેઓને માન આપવામાં આવે છે. પ્રસંગોપાત્ત તેઓની હાજરી હોય એટલે જે તે પ્રસંગને પીઠબળ મળે છે. તેઓના કહ્યા મુજબ જ ગામનાં જે તે કાર્યો થતાં હોય છે. નાના મોટા ઝઘડાઓમાં ખાસ કરીને પટેલ અને આગેવાનોને બોલાવે છે. તેમના દ્વારા થયેલા નિર્ણયને આખરી ગણવામાં આવે છે. બે ગામ વચ્ચે ઝઘડો હોય તો બન્ને ગામના આગેવાનો ભેગા થઈ યોગ્ય નિર્ણય લેતા હોય છે.

જાતિ : રાઠવા આદિવાસીઓ એક એવો સામાજિક સમૂહ છે, એક જ

પ્રદેશમાં રહેનારો સમાન ભાષા બોલનારો સમાજ, રિવાજો અને સંસ્કૃતિ તથા પ્રાકૃતિક જીવન જીવનારો સમાજ છે. તેને રાઠવા જાતિ તરીકે ઓળખાય છે.

અન્ય આદિવાસી જાતિઓની જેમ રાઠવામાં જાતિનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે. રાઠવા હોવાનું પોતે ગૌરવ અનુભવે છે. એમનાથી ઊંચી નીચી જાતિના લોકોને પણ આદરથી વર્તે છે. સામાજિક કાર્યોમાં સમાજના લોકો જ આગેવાની લે છે. બધા રાઠવાઓને પોતાના જ સમુદાયની વ્યક્તિ માને છે. તેઓમાં પરસ્પર બંધુત્વની ભાવના હોય છે. જો અપરિચિત વ્યક્તિ અન્ય જાતિની હોય તો તેને પણ આદર અપાય છે. પરંતુ જો તે વ્યક્તિ રાઠવા જ હોય તો તેને પોતાના જ્ઞાતિભાઈ તરીકે માની બંધુત્વની ભાવનાથી જૂએ છે.

પેટા જાતિ : રાઠવાઓને પણ કેટલીક અલગ અલગ પેટાજાતિઓથી ઓળખવામાં આવે છે. તેમાં નાની નાત રાઠવા, રાઠવા, કોલચા, બારિયા, હોયા, કોળી વગેરે. પરંતુ મૂળે તેઓ પણ રાઠવા જ છે. સમાજમાં થોડા ઊંચા ગણાવા માટે આર્થિક રીતે થોડા સધ્ધર વ્યક્તિઓ પોતાને બારિયા તરીકે ઓળખાવતાં હતા પણ સમય જતા તેઓને ખ્યાલ આવ્યો, તેથી તેઓ ફરી રાઠવા તરીકે ઓળખાતા થયા. તેઓના વિધિ વિધાન રીતરિવાજો બધું રાઠવા જેવું જ છે. આમ ઉપરની મુજબની પેટાજ્ઞાતિઓ મૂળે રાઠવા આદિવાસી જ છે.

ગોત્ર : વ્યક્તિનાં કાર્યો, સ્થળ, સમય, રિવાજ કે કોઈ કારણથી જે તે કુટુંબ કે વ્યક્તિની ઓળખથી ગોત્ર નિર્માણ પામે છે. ગોત્રોનું સમાજમાં ખૂબ મહત્ત્વ હોય છે. એક જ કુળ કે ગોત્રમાં લગ્ન પણ થઈ શક્તું નથી. દા.ત, કોઈ વ્યક્તિ ગામમાં પૂજા વિધિનું કામ કરતી હોય સમય જતાં પૂજાનું કામ વારસાગત આવે એટલે તે કુટુંબની ઓળખ પૂજારા ગોત્રથી થવા લાગે છે. આવા દરેક ગોત્રની અલગ અલગ ઓળખ હોય છે.

રાઠવા સમાજનાં કેટલાંક ગોત્રો નીચે આપેલા છે.

| | |
|---|---|
| ૧. કટોલિયા | ૨. કનાસ્યા, કનાસીઆ |
| ૩. કળસ્યા | ૪. કીચડિયા |
| ૫. કિરાળિયા, કિરાળ, કોલિયા | ૬. ખુટ્યા-ખુટિયા |
| ૭. ગમારિયા | ૮. ગોંડમંડા |
| ૯. ચંઘોળ | ૧૦. સુવાણિયા, ચુવાણ, ચૌહાણ |
| ૧૧. ચૌધરી | ૧૨. ચોધરિયા |
| ૧૩. છતીહા | ૧૪. જમોરા, જમોરિયા |
| ૧૫. ડૉમરા, ડોમરિયા, ડોમરિયા | ૧૬. ડીમચ્ચા |
| ૧૭. ડોડવા, ડોળવા | ૧૮. તડવી, તડવલા, વળવલા |
| ૧૯. ઘારવા | ૨૦. નાહર |
| ૨૧. નિંગવાળિયા | ૨૨. પરમાર |
| ૨૩. પૂંજારા | ૨૪. ફળિયા |
| ૨૫. ફુવડડિયા | ૨૬. બામણિયા |
| ૨૭. બારિયા | ૨૮. બંડોડિયા |
| ૨૯. ભાભરિયા | ૩૦. ભંડાર |
| ૩૧. ભીંડોલિયા | ૩૨. ભૈડિયા |
| ૩૩. મકવાણ | ૩૪. મળીય |
| ૩૫. મસાણિયા | ૩૬. મેંતા |
| ૩૭. મોરિયા | ૩૮. મોહાળિયા |
| ૩૯. રાઠળિયા, રાઠોળ | ૪૦. રાવતિયા |
| ૪૧. લુવારિયા | ૪૨. વાહકળિયા |
| ૪૩. વિહકિયા | ૪૪. સિમળિયા |
| ૪૫. સાદરિયા | ૪૬. સહતીયા |
| ૪૭. સિમયા | ૪૮. હમળિયા |
| ૪૯. હરાયા | ૫૦. હિમલિયા |

| | |
|---|---|
| ૫૧. અવાય | ૫૨. ઓહરિયા |
| ૫૩. મુડારચા | ૫૪. ખવાસિયા |
| ૫૫. ભીલ, ગરાસિયા | ૫૬. પટેલિયા |

વ્યક્તિ કે કોઈ કુટુંબ એક જગ્યાએથી બીજી જગ્યાએ સ્થળાંતર કર્યું હોય તો તેની ઓળખ ગોત્ર દ્વારા થાય છે. લગભગ દરેક ગામમાં ત્રણ-ચાર ગોત્રના લોકો રહેતા હોય છે. એ ત્રણ-ચાર કુટુંબમાંથી આખું ગામ બનેલું હોય છે. આવા અનેક ગોત્રો રાઠવા સમાજમાં જોવા મળે છે.

## - ભૌતિક સંસ્કૃતિ -

વસવાટની દૃષ્ટિએ જોઈએ તો મોટા ભાગના વિસ્તારમાં ડુંગરો આવેલા છે. તેથી જંગલો અને ખાડા ટેકરાવાળી જમીન વધારે પ્રમાણમાં જોવા મળે છે. મોટા ભાગનાં ગામડાંઓ ઝાડવાંઓથી ઢંકાયેલા છે. સપાટ જમીન ધરાવતા વિસ્તારનાં ગામડાંઓમાં પણ ઝાડવાંઓનું પ્રમાણ ખૂબ વધારે જોવા મળે છે. ખાડા ટેકરાવાળી જમીન ધરાવતા ગામોમાં ઘરો છુટક છુટક જોવા મળે છે. સપાટ જમીનવાળાં ગામડાંઓમાં નાના નાના સમૂહોમાં ઘરો હોય છે તે પણ એક સાથે નથી હોતાં. દરેક ઘર પોત પોતાના વાડાઓ(ખેતર)ના ખૂણે હોય છે. આમ ચાર પાંચ ઘરોના જૂથ આવેલાં હોય છે. કેટલાંક મોટાં કુટુંબોનાં ઘરોનું એક આખું ફળિયું પણ રચાયેલું હોય છે. કેટલીક જગ્યાએ એક સમૂહમાં પણ બધાં ઘરો આવેલાં હોય છે. દરેક ગામ લગભગ ચાર, પાંચ, છ, સાત ફળિયાનું બનેલું હોય છે. વૃક્ષો વધારે હોય એટલે ત્યાં ગામડું છે જ એવું દૂરથી જોતાં જ નકકી થઈ જાય છે. તેમાં તાડનાં વૃક્ષો વધારે જોવા મળે તો ચોક્કસ પણે ત્યાં ગામડું હોય જ છે. મોટા ભાગે ચાર પાંચ ગોત્રનાં લોકોનું આખું ગામ વસેલું હોય છે. એટલે કે ચાર પાંચ ઘરોમાંથી આખું ગામ બનેલું હોય છે. હાલમાં દરેક ગામમાં અંદાજિત દોઢસોથી વધુ ઘરો જોવા મળે છે. સમગ્ર

વિસ્તારને જોતાં દરેક ગામ વચ્ચે લગભગ એક અથવા બે કિલો મીટરનું અંતર જોવા મળે છે. પહેલાંનાં સમયમાં ગામડાંમાં ઘરો છૂટાં છવાયા જ જોવા મળતાં. એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે રસ્તાની સુવિધા ન હતી. હાલમાં મોટા ભાગનાં ગામડાંઓમાં મુખ્ય રસ્તાઓ કાચા પાકા જોવા મળે છે. રસ્તાથી થોડે દૂર કે નજીક ઘરો બનાવે છે. જેથી આવવા જવા કે માલ વહન કરવામાં સરળતા રહે.

ઘર મોટાભાગે પોત પોતાના વાડા(ખેતર)માં છુટાંછવાયાં હોય છે. ઘરોનું ઝુમખું હોય છતાંય દરેકના ઘરની દીવાલ અલગ જ હોય છે. ઘરની ફરતે લાકડા કાંટાની વાડ બનાવેલી હોય છે. એકબીજાના ઘરે અવર જવર માટે વાડમાં થોડી જગ્યા રાખેલી હોય છે. મોટા ભાગનાં ઘરો માટી અને લાકડાંમાંથી બનાવેલાં જોવા મળે છે. બે ઢાળવાળાં ઘરો અને તેની આજુબાજુ નાની અડાળીઓ હોય છે. મુખ્ય ઘરમાં આગળના ભાગમાં ઓટલો હોય છે. જેનો ઉપયોગ ઉઠવા-બેસવા અથવા ઊંઘવા માટે થાય છે. પાછળનો ભાગ કેટલાંક ઘરોમાં ઓટલા જેવો ખુલ્લો અથવા નાના ઓરડા બનાવેલ હોય છે. જેમાં અનાજની કોઠીઓ, ઘરની જરૂરી નાની મોટી ચીજો અને રસોડું કરવામાં આવે છે. ઓરડા હોય તો વધારે સભ્યોવાળાં કુટુંબો ઊંઘવા માટે પણ ઉપયોગ કરે છે. ઘર માળિયાવાળાં હોવાથી ચોમાસા દરમિયાન ઘાસચારો શિયાળા-ઉનાળામાં ઘરની કેટલીક ચીજવસ્તુઓ માળિયા ઉપર મૂકી રાખે છે. ઘરની આગળ-પાછળ અથવા આજુબાજુ નાની અડાળીઓ દરેક ઘરે હોય છે. આગળની અથવા બાજુની અડાળીમાં પશુઓ બાંધવામાં આવે છે. પાછળની અડાળી જો હોય તો તેનો ઉપયોગ ફક્ત રસોઈ બનાવવા અને તેને લગતી જરૂરી ચીજવસ્તુઓ મૂકવા માટે થાય છે. સામાન્ય રીતે ઘરની દીવાલો કપાસ, તુવર, વાંસની પાતળી સોટી ગોઠવી માટીથી લિંપણ કરે છે. છજિયું લાકડાં ગોઠવી દેશી નળિયાથી છાવેલું હોય છે. હાલમાં કેટલાંક ઘરો માટી કે સિમેન્ટથી ઈંટનું ચણતર કરી વિલાયતી નળિયાં અથવા પતરાં ચઢાવેલા જોવા મળે છે. કેટલાક જૂજ લોકો પાકાં મકાનો બનાવીને રહે છે. ઘરમાં પ્રવેશ

કરવાની જગ્યાની બાજુમાં પાણીનું માળિયું ગોઠવેલું હોય છે. બહારથી વ્યક્તિ ઘરમાં પ્રવેશે ત્યારે હાથ, મોં ધોઈ પાણી પીને ઘરમાં પ્રવેશ કરે છે. હાલમાં ઘરની છત ઉપર દેશી નળિયાંની જગ્યાએ વિલાયતી નળિયાં કે કેટલીક આર્થિક રીતે સધ્ધર વ્યક્તિઓ પતરાં કે સ્લેબવાળાં મકાનો બનાવેલાં જોવા મળે છે ઘરમાં જમીન ઉપર લીંપણની જગ્યાએ કોંક્રીટ, લાકડા ગોઠવેલી, લીંપેલી કે થાબેલી દીવાલોની જગ્યાએ ઈંટ ને માટી કે સિમેન્ટથી ચણતર કરેલી દીવાલો જોવા મળે છે. કેટલાંક ઘરોમાં સંડાશબાથરૂમની સુવિધા ઉપરાંત ઘરોમાં ચૂનાથી દીવાલોને રંગવામાં પણ આવે છે. આમ ઘરોની બનાવટમાં પણ બદલાવ જોવા મળે છે.

ઘરવખરીમાં ઉપયોગ પૂરતી જ ચીજ વસ્તુઓ રાખવામાં આવે છે. વધારાની ચીજો સંગ્રહ કરવામાં આવતી નથી. દરેક ઘરમાં ખાસ કરીને અનાજ ભરવા માટેની કોઠી/મોસેટી, અનાજ દળવાની ઘંટી, ખાંડણિયો, અનાજ માપવાનું શેરિયું અથવા પાલી, અનાજ સાફ કરવા માટે સૂપડુ, ટોપલો, ટોપલી તેમજ રસોડા માટે ઉપયોગી તવેથો, ડોયલું, માટીની લોઢી, રોટલા બનાવવા માટે લાકડાની કથરોટ, દાળશાક બનાવવા માટે માટીના તવા અથવા હાંડલી વગેરે ચીજો ખાસ કરીને જોવા મળે છે. મોટા ભાગે સ્થાનિક વસ્તુઓમાંથી બનતી ચીજોનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે. આજના આધુનિક યુગમાં ઘરવખરીનાં સાધનોમાં પણ થોડાઘણા અંશે બદલાવ આવ્યો છે. માટીનાં કે પિત્તળનાં વાસણોની જગ્યાએ સ્ટીલનાં વાસણોનો ઉપયોગ કરે છે. રસોઈ બનાવવામાં માટીનાં કે ધાતુનાં વાસણો હાલમાં પણ વપરાય છે. જમવા માટે સ્ટીલનાં વાસણોનો ઉપયોગ કરે છે. અનાજ દળવા માટે ઘંટીનો વપરાશ ઓછો થયો છે અને ઇલેકિટ્ક ચક્કીનો (ઘંટી) ઉપયોગ થવા લાગ્યો છે. ઘરગથ્થુ લાકડાં, વાંસ કે માટીની કેટલીક ચીજોની જગ્યાએ આધુનિક ચીજોનો ઉપયોગ થવા લાગ્યો છે.

ખેતીમાં મોટાભાગે લાકડાંમાંથી બનતાં ઓજારોનો ઉપયોગ વધારે

પ્રમાણમાં થાય છે. જેમાં હળ મુખ્ય સાધન છે. હળથી જમીનનું ખેડાણ કર્યા બાદ સમાર/પાટિયુ ફેરવી ખેડેલ જમીન સરખી કરે છે. ડાંગર મકાઈ જેવા પાક ઉગી નિકળ્યા પછી બે હારની વચ્ચે ઉગી નિકળતા બિન જરૂરી ઘાસને કાઢવા માટે અને જમીન પોચી કરવા માટે કરબડીનો ઉપયોગ થાય છે. કપાસ જેવા પાકમાં કપાસ ઉગીને મોટા થયા પછી બે હાર વચ્ચેના ઘાસને સાફ કરવા તથા જમીન પોચી કરવા અને છોડની આજુબાજુ પાળ ચઢાવવા કરબનો ઉપયોગ થાય છે. આ બધાં સાધનો સાથે બળદ જોડવામાં આવે છે. કોદાળી, કુહાડી, દાતરડું, ખુરપી, દાતરડી વગેરે સાધનો ખેતી સંબંધિત અન્ય જરૂરિયાતોમાં વપરાય છે. હળ, કરબ, કરબડી જેવાં ઓજારો બનાવવા માટે ખેતરના છેડે ઉપ્લબ્ધ લાકડાંનો ઉપયોગ કરી લેતા હોય છે. હળ જાતે જ બનાવી લેતા હોય છે. કેટલાક સુથાર પાસે બનાવડાવે છે. ખેતી ઘરના બળદોથી જ કરવામાં આવતી, જરૂરી ઓજારો પણ લાકડાના બનાવતા હતા. ખેતરમાં પાણી માટે કોષ કે હેલાનો ઉપયોગ કરતા. જેની જગ્યાએ આજે જમીન ખેડાણ કરવા ટ્રેક્ટર, હળ લાકડામાં થોડા લોખંડનાં ઓજારો અને પાણી માટે ઓઇલ એંજિનનો ઉપયોગ થાય છે. કેટલીક જગ્યાએ ઇલેકિટ્ક મોટર પંપનો ઉપયોગ થાય છે.

ખેતી મુખ્યત્વે ચોમાસુ અને શિયાળુ થાય છે. વરસાદ આધારિત ખેતીનું પ્રમાણ વધારે છે. ચોમાસામાં મકાઈ, ડાંગર, તુવર, અડદ મુખ્ય પાક છે. જ્યારે મગફળી અને કપાસ વિસ્તાર પ્રમાણે થોડા ઘણાં અંશે થતાં જોવા મળે છે. શિયાળુ પાકમાં પાણીની સુવિધા હોય ત્યાં મકાઈ અને પાણી સિવાયની જમીન આમ જ પડી રહે છે. પાણીની સુવિધા હોય ત્યાં થોડા ઘણા અંશે ઉનાળુ ખેતી કરે છે. હાલમાં અનાજ ખાવા પૂરતું જ પકવે છે. તેમાં સુધારેલી જાતોનાં બિયારણોનો ઉપયોગ થાય છે. મોટા ભાગના ખેડૂતો રોકડિયા પાકોવાળી ખેતી શરૂ કરી છે. જેમાં કપાસ, મગફળી અને શાકભાજીનું પ્રમાણ વધારે જોવા મળે છે. ખોરાકમાં મુખ્યત્વે મકાઈના રોટલા અને અડદની દાળ અથવા શાક કે ભાજીનો ઉપયોગ કરે છે.

રોજિંદા ખોરાકમાં તેલનો ઉપયોગ ખૂબ ઓછા પ્રમાણમાં કરે છે. દા.ત. મકાઈનો રોટલો અને અડદની દાળ હોય ત્યારે દાળમાં માત્ર મીઠું એકલું જ નાંખે છે. મરચું જરૂરિયાત મુજબ અલગથી પોતાની રીતે લઈને ખાય છે. ભોજન દિવસમાં ત્રણ વખત કરતાં હોય છે :

સવારે : ચા પીવાનું પ્રમાણ ખૂબ જ ઓછું છે. મોટા ભાગે દરરોજ સવારે મકાઈની રાબડી બનાવીને પીતા હોય છે.

બપોરે : મકાઈ/ કાળી ડાંગરનો રોટલો અને અડદ/તુવરની દાળ અથવા શાક અને કેટલાક કુટુંબોમાં ભાત દાળ હોય છે. ખેતી કામના સમયે બપોરનું ભોજન ખાસ કરીને ખેતરમાં કરતાં હોય છે.

સાંજે : મકાઈ /કાળી ડાંગરના રોટલા અને અડદ/તુવરની દાળ કે શાક અથવા જંગલ ખેતરોમાંથી લાવેલ ભાજી કે કંદમૂળ બનાવતા હોય છે. ચટણી તરીકે મરચાંનો ઉપયોગ કરે છે. સવારે ૭ થી ૮, બપોરે ૧૨ થી ૧, સાંજે ૮ થી ૯ વાગ્યાના સમયે જમતા હોય છે. તહેવાર-ઉત્સવ જેવા પ્રસંગોમાં દરરોજ કરતાં જમવાનું થોડું અલગ હોય છે. અડદનાં વડાં તહેવારો કે ઉત્સવોની મુખ્ય વાનગી છે. કેટલાક મરઘા, બકરાનું માંસ પણ બનાવતા હોય છે. માંસાહારી ખોરાક દરરોજ ખાતા નથી. તહેવાર કે ઉત્સવમાં દારૂ-તાડીનો ઉપયોગ મોટાભાગે કરતા હોય છે. દરેક વ્યક્તિ માંસાહારી પણ નથીને શાહાકારી પણ નથી. જેને જે અનુકૂળ આવે તે ખાઇ શકે છે.

જમવામાં મોટા ભાગે ભાજી પાલા અને કંદમૂળ તથા તેલ ખૂબ ઓછું અને કદાચ હોય તો પણ ડોળીનું તેલ એટલે સાદો ખોરાક લેતા હોવાથી શરીરે ખૂબ શસક્ત વ્યક્તિઓ હોય છે. હાલમાં ખોરાકમાં મકાઈ કે કાળી ડાંગરના રોટલા અને અડદની દાળ ને બદલે કેટલાંક કુટુંબોમાં ઘઉની રોટલી અને અવનવાં શાક, ભાતદાળ પણ બને છે. તહેવારમાં ફક્ત

અડદનાં વડાં અને માંસ બનાવતા હતા તેના બદલામાં વડા સાથે લાડુ, પૂરી, ભજિયા અને માંસની જગ્યાએ દાળશાક બનાવાય છે. કેટલાક માંસ પણ બનાવે છે. સંપ્રદાય સાથે જોડાયેલા લોકો માંસ અને દારૂ-તાડી લેતા નથી. લગ્ન જેવા પ્રસંગોમાં ભેડકું, વડા અને દાળ કે બકરાના માંસની જગ્યાએ આજે લાપસી, મોહનથાળ, બુંદી જેવી એક મિઠાઈ અને દાળભાત, શાક બનાવે છે. આર્થિક પરિસ્થિતિ મુજબ ઘરનું કે પ્રસંગનું ભોજન બનાવે છે.

કપડાંમાં જોઈએ તો બાળકોને ખૂબ ઓછાં કપડાં પહેરાવવામાં આવે છે. બાળક ત્રણ ચાર વર્ષનું થાય ત્યાં સુધી તેને ખાસ કોઈ કપડાં પહેરાવવામાં આવતાં નથી. કપડાના નાના ટુકડા ઓઢાડીને રાખવામાં આવે છે. ચાર પાંચ વર્ષ પછીના બાળકને લૂંગડા કે ધોતીનો ટુકડો કાઢી શરીરે ગાંઠવાળી ગાતરી બાંધી દેવામાં આવે છે. છોકરી-છોકરા બન્ને માટે ગાતરી વાળે છે. અન્ય કપડાં પહેરાવેલાં બાળકો ખૂબ ઓછાં જોવા મળે છે. હાલમાં નાનપણથી જ બાળકોને ચડ્ડી, પેન્ટ, શર્ટ પહેરાવે છે.

પુરુષો : પુરુષો કસોટો અથવા કપડાનું નાનું ફાળિયું કમરે વીંટી દે છે. અને માથે ફાટેલા તૂટેલા કપડાનું ફાળિયું બાંધી દે છે. શરીરે તૂટુંફૂટું ખમીશ કે બંડી પહેરે છે. તહેવાર, લગ્ન જેવા ઉત્સવના પ્રસંગે એક જ રંગનો રંગબેરંગી ટૂંકી બાયનો શર્ટ, ટૂંકી ધોતી કે ફાળિયું, માથે લાલ અથવા પીળા રંગની પાઘડી આંટી વાળીને બાંધે છે. મોટાભાગના પુરુષો મૂછો રાખતા હોય છે. પાઘડી એ રાઠવા જાતિની એક ઓળખ છે. માથે પાઘડી અને મૂછો ચઢાવેલ પુરુષ ખમીરવંતાની ઓળખ આપે છે. કવાંટ, છોટાઉદેપુર તાલુકામાં લાલપીળી પાઘડી માથે આંટી વાળીને બાંધે છે. જ્યારે પાવીજેતપુર તાલુકાના ભીખાપુરાથી લઈ બારિયા સુધીના વિસ્તારના રાઠવાઓ ધોતી અથવા રૂમાલની સફેદ પાઘડી માથે બાંધે છે. એના સિવાયના વિસ્તારોમાં પાઘડી બાંધવાનું પ્રમાણ ખૂબ ઓછું જોવા મળે છે. આજના યુવાનોમાં શિક્ષણ અને આધુનિકતાનો પ્રભાવ હોવાથી

ભાગ્યે જ કોઈ યુવાન પાઘડી બાંધેલો જોવા મળે છે. લગભગ મોટા ભાગના પુરુષો અને યુવાનો પેન્ટ, શર્ટ કે ટી શર્ટ પહેરેલા જોવા મળે છે.

સ્ત્રીઓ : સ્ત્રીઓ મોટાભાગે કાછડાવાળો ઘાઘરો અને કબજો પહેરી ઓઢણી ઓઢે છે. કેટલીક સ્ત્રીઓ છૂટો ઘાઘરો પહેરે છે. તહેવાર, ઉત્સવ કે મેળાઓમાં ફળિયાની બધી સ્ત્રીઓ એક સરખાં કપડાં પહેરીને જાય છે. મેળા જેવી મેદનીમાં સ્ત્રીઓનાં અલગ અલગ જૂથો ભેગાં થાય તેમાં દરેક ગામની સ્ત્રીઓ રંગ બે રંગી કપડાં પહેરેલાં જૂથો-સમૂહમાં મળે ત્યારે તેઓની ખરી સંસ્કૃતિનાં દર્શન થાય છે. જેનું ઉમદા ઉદાહરણ કવાંટ ગેરના મેળામાં જોવા મળે છે. આજની યુવતીઓ ડ્રેસ તથા સ્ત્રીઓ સાડી પહેરતી થઈ છે. ઉંમર લાયક અને અંતરિયાળ વિસ્તારની સ્ત્રીઓમાં હાલમાં પણ પરંપરાગત પોષાક જોવા મળે છે.

આભૂષણ : પુરુષો હાથે ચાંદીનું ભોરિયું, ખમીશે ઘુઘરીવાળાં બટન અને કાને ચાંદીની કડી પહેરે છે. દરેક પુરુષ આ ઘરેણાં પહેરતા નથી પણ કોઈ શોખીન પુરુષ પહેરે છે. કેટલાક વિસ્તારમાં લગ્ન પ્રસંગે વરને ગળે હાંસળી, બાજુએ કડા પણ પહેરાવે છે. ભોરિયું બાદ કરતાં અન્ય ઘરેણાં પહેરવાનું આજે ખૂબ ઓછું જોવા મળે છે.

રાઠવા સ્ત્રીઓ ઘરેણાંની ખૂબ શોખીન હોય છે. કાને વિટલા, ગળામાં હાંસળી, હાર, બાંહટે કડું, બાહટયા, કેડે કંદોરો, પગે કલાં, સાંકળાં પહેરે છે. ઘરેણાં ચાંદી અથવા રૂપાનાં પહેરે છે. વિસ્તાર પ્રમાણે સ્ત્રીઓનાં ઘરેણાં પણ અલગ અલગ જોવા મળે છે. કવાંટ વિસ્તારમાં સિક્કાવાળી હાંસળી જ્યારે અન્ય વિસ્તારમાં સાદી હાંસળી પહેરે છે. ઘરેણાંથી પણ સ્ત્રી કે પુરુષ ક્યા વિસ્તારનાં છે તે ખબર પડી જાય છે. શિક્ષિત અને આધુનિકતાનાં સંપર્કમાં આવેલી સ્ત્રીઓ પરંપરાગત ઘરેણાંના બદલે લોકીટ, દોરો જેવાં સોનાના ઘરેણાં પહેરતી થઈ છે.

કલા તેમના રોજિંદા જીવન સાથે વણાયેલી છે. જીવન જરૂરિયાતની કેટલીક ચીજ વસ્તુઓ તેઓ જાતે જ બનાવી લેતાં હોય છે. વાંસકામ, લાકડાનું કામ, પિઠોરા ચિત્ર દોરવાનું કામ, મોતીકામ આ દરેક કલાકારીગરી રોજિંદા જીવન કાર્ય અથવા પ્રસંગોપાત શોખ માટે કે ધાર્મિક ક્રિયાકાંડ માટે સમાજ સાથે જોડાયેલી રહે છે. જરૂરિયાતને અનુલક્ષીને કૃતિ કે વસ્તુ જાતે અથવા તો ગામ ફળિયામાંથી કોઈ વ્યક્તિ પાસે બનાવડાવે છે.

અન્ય સમાજોની જેમ રાઠવાઓ પણ સંગીતના ખૂબ જ શોખીન છે. હોળી, મેળા, તહેવાર-ઉત્સવ, લગ્ન જેવા પ્રસંગોમાં પ્રસંગને અનુરૂપ વાદ્યોનો ઉપયોગ થાય છે. કેટલાક વાદ્યો નવરાશની પળોમાં આનંદ માણવા માટે પણ વગાડતા હોય છે.

મોટોઢોલ : હોળી, મેળા, ઈંદ, કુંવારિયો જેવા પ્રસંગે નૃત્ય માટે વગાડવામાં આવે છે.

વાંસળી : મેળા અથવા ઈંદ, કુંવારિયો જેવા પ્રસંગોમાં કે આનંદ પ્રમોદ માટે વગાડવામાં આવે છે. તેનો ઉપયોગ દશેરાથી લઈ અખાત્રીજ સુધી થાય છે.

પેહો, પેહી : દિવાસાના તહેવારમાં નૃત્ય અને ગીત સાથે વગાડવામાં આવે છે. સ્ત્રીઓ ગીત ગાય છે અને પુરુષો પેહો પેહી વગાડી ગીતને ઝીલે છે. તદુપરાંત ખેતરે જતાં, ગોવાળે જતાં, સાંજના નવરાશના સમયે આનંદ પ્રમોદ માટે આ વાદ્ય વગાડવામાં આવે છે. તેને અખાત્રીજથી લઈ દશેરા સુધી જ વગાડવામાં આવે છે. ગોવાળે જાય ત્યારે છોકરીઓને રીઝવવાના, મનાવવાના કે આનંદનાં ગીતો પેહીમાં ગાવામાં આવે છે. યુવાનોથી લઈ વૃદ્ધો બધા પેહી વગાડે છે.

ઘાંઘળી : પેહા પેહીની જેમ જ ઘાંઘળીનો ઉપયોગ થાય છે. પણ ઘાંઘળી

ગમે તે સમયે વગાડી શકાય છે. વાંસની પાતળી પટ્ટીમાંથી તેને તૈયાર કરવામાં આવે છે.

કરતાલ : લગ્ન, મેળા કે અન્ય પ્રસંગોમાં નૃત્ય સમયે સ્ત્રીઓ હાથમાં લઈને નાચે છે. વાદ્ય અથવા ચાળાના તાલે નૃત્ય સાથે તેને વગાડવામાં આવે છે. ગીત, વાદ્ય કે ચાળાને પૂરક સંગીત આપવાનું કાર્ય કરતાલ કરે છે.

લગ્ન પ્રસંગોમાં પરંપરાગત વાદ્યો ઉપરાંત બૅન્ડ, ડીજે જેવાં આધુનિક સંગીતનો ઉપયોગ થતો જોવા મળે છે.

## – જીવનચક્ર –

બાળકના જન્મથી લઈ મૃત્યુ સુધીનો સમયકાળ જે તે સમાજના સાંસ્કૃતિક પરિસરમાં થાય છે. બાળક જન્મે ત્યારથી સમાજના દરેક રીતિરિવાજો, માન્યતાઓ, નીતિ નિયમો બધું તેના ઉપર લાગુ પડી જાય છે. પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે દરેક પાંસાનો પ્રભાવ તેના ઉપર પડવા લાગે છે. ધાર્મિક, સામાજિક, આર્થિક, રૂઢિગત, સાંસ્કૃતિક જેવાં બધાં જ કાર્યોનો પ્રભાવ એના જીવન સાથે વણાઈ જાય છે.

ગર્ભવતી સ્ત્રી બાળકના જન્મ સમય સુધી ઘરનાં નાનાં મોટાં કામ કરતી હોય છે. સુવાવડ સાસરી કે પિયર ગમે ત્યાં કરાવાય છે. સુવાવડ સમયે પિયરમાં જ જવું એવું નથી હોતું. મોટા ભાગે સુવાવડ ઘરે જ કરાવે છે. ગામમાં દાયણનું કામ કરતી સ્ત્રી સુવાવડ કરાવે છે. ભાગ્યે જ કોઈ સુવાવડ દવાખાનામાં કરાવે છે. ઘરની કે આજુ બાજુની સ્ત્રીઓ સુવાવડ સમયે દાયણને મદદ કરતી હોય છે. બાળકના જન્મ સમયે કોઈ વિધિ કરવામાં આવતી નથી પણ પાંચમા કે છટ્ઠા દિવસે પચેરાની કે છટ્ઠીની વિધિ કરવામાં આવે છે.

પચેરા કે છઠ્ઠીની વિધિના દિવસે ઘરને લીંપી થાબીને સ્વચ્છ કરે છે. માતા અને બાળકનાં કપડાં ધોઈ સ્વચ્છ કરવામાં આવે છે. દાયણ કે ઘરની વડીલ સ્ત્રી બાળકને નવડાવે છે. નવડાવ્યા બાદ ઘરમાં ઘરલીદેવીના સ્થાનક આગળ દીવો કરી બાળકને સુવડાવવામાં આવે છે. દાયણ, ઘરની વડીલ સ્ત્રી બાળકને કપાળે તિલક કરી હાથમાં કાળો દોરો બાંધી પૂજાવિધિ કરી ઘઉંની સુખડી બધાને વહેંચે છે. વિધિ પતે એટલે બાળકને માતાથી અલગ રાખી ઊંઘાડી દેવામાં આવે છે. તેના પાછળની માન્યતા છે કે આ વિધિના દિવસે લખારી બાળકના લેખ લખવા માટે આવે છે તેથી ઘરમાં પણ બધાં શાંતિ જાળવી બાળકને શાંતિથી ઊંઘવા દે છે. ઘરમાં કોઈ પણ પ્રકારનો ખળભળાટ ન થાય તેની કાળજી રાખે છે. આ વિધિમાં આજુબાજુની સ્ત્રીઓ પણ ભેગી થતી હોય છે. સુખડી વહેંચાયા પછી ભેગા થયેલાં સૌ છૂટાં પડે છે. આજના સમયે સ્ત્રીમાં જાગૃતિ આવવાથી મહિનાવાળી સ્ત્રી સમયે સમયે રસી મુકાવે છે. સુવાવડ દવાખાનામાં કરાવે છે અને બાળકને યોગ્ય સમયે રસી મુકાવે છે. જેથી બાળ મૃત્યુદરમાં ઘટાડો થયો છે.

સમાજમાં લગ્ન સામાન્ય રીતે ૨૦ થી ૨૫ વર્ષની ઉંમરે થતાં હોય છે. લગ્નને જીવનનો સૌથી મહત્ત્વનો અને આનંદનો પ્રસંગ માને છે. તેમાં પણ કેટલાક પ્રકારો જોવા મળે છે. જેમ કે ઘીહી જવું (અપહરણ કરવું), પ્રેમલગ્ન, વિધવાલગ્ન, ઘરજમાઈ, સામાજિક, ઘરઘુસણિયું અને નાતરુ.

ઉપર મુજબના પ્રકારોમાં સામાજિક લગ્નનું મહત્ત્વ સમાજમાં વધારે જોવા મળે છે. લગ્નો મોટાભાગે પાંચ દિવસના થતાં હોય છે. કેટલાંક લગ્નો ત્રણ દિવસ કે અઠવાડિયાનાં પણ રાખતા હોય છે. ગોત્રની અંદર અને સમાજની બહાર લગ્ન કરી શકતા નથી. અગર તેમનાથી નીચી જાતિમાં લગ્ન કરે તો તે ઘરને અથવા છોકરા-છોકરીને નાત બહાર મૂકે છે. તેના સાથે સમાજ કોઈ પણ પ્રકારનો વહેવાર રાખતો નથી. સામાજિક રીતે થતા લગ્નને સમાજમાં આદર અને સત્કારના ભાવથી જુએ છે.

સામાજિક રીતે થતા લગ્નમાં બંન્ને ગામના પંચો લગ્ન નકકી કરવા માટે છોકરીનાં ઘરે મળે છે. પંચોની રૂબરૂમાં લગ્ન પ્રસંગની બધી વાતો બન્ને પક્ષને અનુકૂળ આવે એ રીતે નકકી થાય છે. હોળીથી લઈ વરસાદ આવે ત્યાં સુધી લગ્નો યોજાતાં હોય છે. ગામ ફળિયાની નાની મોટી દરેક વ્યક્તિ લગ્નમાં જોડાય છે. સાથે કુટુંબ ફળિયાના દરેક સગાવ્હાલા પણ જોડાય છે. જેટલા દિવસનું લગ્ન હોય તેટલા દિવસ ફળિયા કે કુટુંબની વ્યક્તિઓ લગ્નના નાના મોટાં કામમાં જોડાય જાય છે.

લગ્નમાં થતી મુખ્ય વિધિઓ : ૧. તેલ ચઢાવવાની વિધિ ૨. સિંભોડી પૂંજવાની વિધિ ૩. માંડવાની વિધિ ૪. વિહ્લા ઢોળવાની વિધિ ૫.ઉકેડી રમાડવાની વિધિ ૬. ગોત્રીજ પૂંજવાની વિધિ ૭. જમણવાર ૮. જાન પ્રસ્થાન ૯. કલવેલો ખવાડવાની વિધિ ૧૦. પહ્લુ વખાણવાની વિધિ ૧૧. ટોંડે લેવાની વિધિ ૧૨. લગ્ન વિધિ ૧૩. કન્યા વિદાયની વિધિ

આટલી વિધિઓમાં લગ્ન પ્રસંગ પૂરો થઈ જાય છે. ત્યાર બાદ બન્ને પક્ષે આણાં વાળવાની વિધિ થાય છે. ઉપર મુજબની વિધિઓ સમાજના દરેક વિસ્તારમાં થાય છે. પરંતુ વિસ્તાર પ્રમાણે વિધિમાં થોડાઘણા ફેરફાર જોવા મળે છે. લગ્નમાં જમણવારના પ્રસંગે લગભગ દરેક સગાંવ્હાલાં, આખું ગામ, નાનાં મોટાં સૌ સામેલ થતાં હોય છે. ગામમાં લગ્ન હોય ત્યારે ગામના દરેક ઘરનાં બધાં જ સભ્યોએ જમવા માટે જવાનું હોય છે. લગ્ન પ્રસંગને સમાજમાં ખૂબ મહત્ત્વ આપવામાં આવે છે.

સમાજમાં મોટાભાગનાં લગ્નો ગામનો પટેલ, પૂજારો કે વડીલ વ્યક્તિ હોય તે કરાવતા હતા. તેની જગ્યાએ આજે કેટલીક જગ્યાએ બ્રાહ્મણ વિધિથી લગ્ન અને ગ્રહશાંતિ કરે છે. અંતરિયાળ વિસ્તારોમાં આજે પણ પરંપરાગત રીતે લગ્નવિધિઓ થાય છે.

મૃત્યુમાં જોઈએ તો ગામમાં કોઈ વ્યક્તિનું મૃત્યુ થાય ત્યારે આખું ગામ

શોક પાળે છે. ગામમાં છૂટાં છવાયાં ઘરો હોવાથી વ્યક્તિનું મૃત્યુ થતાં સૌથી પહેલાં ઢોલીવાજાવાળાને બોલાવવામાં આવે છે. મૃત્યુ પ્રસંગનો ચાળો ઢોલમાં વાગતાંની સાથે જ ગામમાં મૃત્યુના સમાચાર મળી જાય છે. મૃત્યુના સમાચાર મળતાં સૌથી પહેલાં કુટુંબ ફળિયાના નાના મોટા સૌ ભેગાં થઈ જાય છે. સગાંવ્હાલામાં મૈયતની ખબર પહોંચાડે છે. કેટલાક પુરુષો લાકડાં તૈયાર કરવામાં જોતરાય છે. કુટુંબ ફળિયાની સ્ત્રીઓ ઘરની અંદરનાં નાનાં મોટાં કાર્યોમાં જોડાય છે. ગામનો વાળંદ અગ્રસ્થાને રહીને દરેક વિધિ કરાવે છે.

મૃત્યુ થયેલ વ્યક્તિનાં સગાંવ્હાલાં આવી જાય એટલે સ્મશાને લઈ જવા માટે મડદાને ઘરની બહાર કાઢે છે. અંતિમ યાત્રામાં વાળંદ સૌથી આગળ થાય છે. ઢોલીના ચાળાના આધારે ગામ કે આજુબાજુના વિસ્તારમાં સ્મશાનયાત્રા નિકળી છે તેની જાણ થાય છે. ગામના દરેક પુરુષ પોત પોતાના ઘરેથી એક-બે લાકડું લઈ સ્મશાન યાત્રામાં જોડાય છે. સ્ત્રીઓ ઘરના વિસામા સુધી જ આવે છે. સ્મશાને માત્ર પુરુષો જ જતા હોય છે. રીતિ રિવાજ મુજબ અગ્નિ સંસ્કાર થયા પછી વાળંદ બધા લોકોની વચ્ચે સૂતક અને બારમા તેરમાની વિધિનો દિવસ જાહેર કરી સૌ છૂટા પડે છે. સમાજમાં કેટલાક ચૂસ્ત નિયમો હોય છે. મૃત્યુના સમાચાર મળે એટલે ગામમાં કોઈ પણ ઘરે ચૂલા સળગાવવામાં (રસોઈ બનાવવા) આવતા નથી. મડદાના અગ્નિ સંસ્કાર થયા બાદ નાહીને પછી જ ચૂલા સળગાવી રસોઈ બનાવે છે. મૃત્યુ પામેલ વ્યક્તિના ઘરે બારમાં-તેરમા સુધી પોતાની માન્યતા મુજબ વિધિ કરતાં હોય છે.

મૃત્યુ પછીના ત્રીજા કે પાંચમાં દિવસે સૂતકની વિધિ કરવામાં આવે છે. આ દિવસે ગામ ફળિયાની સ્ત્રીઓ પોતાનું ઘર અને ચૂલો ફરજિયાત લીંપણ કરે છે. કુટુંબના પુરુષો મૂંછ દાઢી કઢાવે છે. કેટલાક વિસ્તારમાં ઘરના કે કુટુંબના પુરુષો મૂંડન કરાવે છે. બધી સ્ત્રીઓ ઘરે ભેગી મળી નદી કે કોતરે પાણી હોય ત્યાં જઈ વિધિ કરી સ્નાન કર્યા બાદ ઘરે આવે છે.

મૃત્યુ પછીના બારમાં અને તેરમાં દિવસે બારમા તેરમાની વિધિ કરવામાં આવે છે આ વિધિના દિવસે ફરી ગામ, ફળિયાનાં, સગાંવ્હાલાં બધાં ભેગાં થાય છે. સમાજના રીતિ રિવાજ મુજબ વિધિ કરી જમીને સૌ છૂટાં પડે છે. બારમા તેરમાની વિધિ ગામ-ફળિયાના આગેવાન કે રાવળ કરાવતા હતા. હાલમાં કેટલીક જગ્યાએ બ્રાહ્મણ અને ધાર્મિક પંથોના આગેવાનો વિધિ કરાવે છે.

મૃત્યુ પ્રસંગનાં સમાજનાં કેટલાક મૌખિક બંધારણો હોય છે. જેમ કે ગામમાં વ્યક્તિનું મૃત્યુ થાય એટલે ઘરદીઠનો ફાળો રોકડ રકમના રૂપે ભેગો કરે છે. ભેગી થયેલી રકમ મૃત્યુ પામેલ વ્યક્તિના ઘરે આપવામાં આવે છે. જે રકમથી બારમા તેરમાની વિધિનો ખર્ચ ઘર વ્યક્તિ સરળતાથી કરી શકે છે. કેટલાંક વિસ્તારમાં બારમા તેરમાની વિધિમાં જમવાનું બનાવવા માટે ગામના દરેક ઘરેથી કિલો-બે કિલો ચોખા આપે છે. એટલે કે મૃત્યુ જેવા આકસ્મિક પ્રસંગે ખર્ચને પહોંચી વળવા માટે સમાજ આર્થિક અને અનાજની મદદ કરી એકબીજાને સહાયરૂપ થાય છે.

કેટલીક જગ્યાએ મૃત્યુ પછી બારમા તેરમાની વિધિ પૂરી થયા બાદ ખત્રીજ બેસાડવામાં આવે છે. ખત્રીજ એટલે મૃત વ્યક્તિના આત્માને લાકડા કે પથ્થરના પ્રતીકરૂપે ઘરની આજુબાજુ વાડા(ખેતર)ના છેડે તેનું સ્થાપન કરવામાં આવે છે. ખાસ કરીને આકસ્મિક મૃત્યુ થયું હોય તેવી વ્યક્તિના નામનો ખત્રીજ બેસાડવામાં આવે છે. જ્યાં લાકડાનો ખૂંટડો કે પથ્થરના પાળિયામાં મૃત આત્માને બેસાડવાની વિધિ કરે છે. દિવાળીના દિવસે ત્યાં માટીનો ઘોડો અને ઢાબુ ચઢાવે છે. વારતહેવારે બનાવેલી રસોઈ આ સ્થળે ધરાવ્યા પછી ઘરમાં જમવાનું શરૂ કરે છે. કેટલીક જગ્યાએ પિઠોરાની ઉજવણી સમયે ખત્રીજ બેસાડવાની વિધિ કરે છે. પિઠોરા ચિત્રમાં ખત્રીજના ઘોડાઓ દોરવામાં આવે છે.

## - આર્થિક વર્ણન -

રાઠવાઓ પોતાની રોજિંદી જરૂરિયાતોની પૂર્તિ જે સાધન દ્વારા કરે એ પોતાની સંપત્તિ માને છે. જેમાં ખાસ કરીને જમીન, ઘર, ખેતીવાડી, કૂવો, વૃક્ષો, પશુઓ, બળદગાડું, ઘરેણાં વગેરેને માને છે.

ખેતી આ સમાજનો મુખ્ય આધાર છે. દરેક કુટુંબ પાસે વધારે નહિ પણ થોડી ઘણી ખેતી છે જે વરસાદ આધારિત થાય છે. સિંચાઈ માટે પાણીની સુવિધા ખૂબ ઓછી છે. નદી કિનારાના વિસ્તારમાં થોડા ઘણા અંશે કૂવાઓમાં પાણી છે. કેટલાક વિસ્તારોમાં સિંચાઈનું પાણી કોઈ વર્ષે મળે છે જ્યારે કેટલાક વિસ્તારમાં માત્ર ચોમાસુ ખેતી જ થાય છે. ખેતી મોટા ભાગે બળદથી કરવામાં આવે છે. ચોમાસુ પાકમાં મકાઈ, ડાંગરમાં ચાંદનો, કમોદી અને કાળી ડાંગર, અડદ, તુવર થોડા ઘણા અંશે કપાસ અને મગફળી થાય છે. પાણીની સુવિધા હોય ત્યાં શિયાળુ મકાઈનો પાક થાય છે. કેટલાક ખેડૂતો જુવાર, મઠ વગેરે ઓછા પાણીએ કે પાણી વગર થતા પાકો કરે છે. ઉનાળુ પાક માંડ કોઈ જગ્યાએ જોવા મળે છે. જેથી અનાજ માત્ર ખાવા પૂરતું જ થતું હોય છે. આર્થિક ઉપજ ખેતીમાંથી ખૂબ ઓછી મળે છે. હાલમાં પાણીની સુવિધાવાળા ખેડૂતો કપાસ, મગફળી, શાકભાજી જેવા રોકડિયા પાકો કરતા થયા છે.

જમીનનું પ્રમાણ દરેક કુટુંબ પાસે ખૂબ ઓછું છે. ખેતી વરસાદ આધારિત છે. જેથી શિયાળામાં ખેતીનું કામ પૂરું થાય એટલે કુટુંબના મોટાભાગના સભ્યો મજૂરી તરફ વળગે છે. કોઈ કુટુંબમાં સભ્યો વધારે હોય તો તેમાના કેટલાક સભ્યો કચ્છ, રાજકોટ, મોરબી તરફ ખેત મજૂરી અથવા ભાગમાં ખેતી કરવા માટે જતા રહે છે. સમાજના મોટા ભાગના વ્યક્તિઓ મજૂરી અર્થે સ્થળાંતર કરે છે.

પશુપાલનમાં રાઠવાઓ ખાસ કરીને બળદ, ગાય, ભેંસ, બકરાં અને

મરઘાં પાળતા હોય છે. બળદ ખેતી કામમાં ઉપયોગી થતા હોવાથી દરેક ઘરે જોવા મળે છે. ગાય-ભેંસ જેને ઘાસ ચારો વધુ હોય એવી વ્યક્તિઓ પાળે છે. બકરાં મરઘાં આર્થિક રીતે મદદરૂપ થાય તે માટે પાળે છે. આકસ્મિક પૈસાની જરૂરિયાત ઊભી થાય ત્યારે મરઘાં બકરાં વેચી જરૂરિયાત પૂર્ણ કરે છે. પશુપાલન માત્ર દૂધ માટે નહિ પણ છાણિયા ખાતર માટે કરે છે. હાલમાં ગાય, ભેંસના દૂધમાંથી મળતી આવકના પરિણામે ઘણાં કુંટુંબોને આર્થિક સ્થિતિમાં સુધારો થયો છે.

ખેતીમાં ખાવા પૂરતું અનાજ પાકતું હોય છે. મજૂરી કરી ઘરના નાના મોટા ખર્ચા પૂરા કરતા હોય છે. જંગલી પેદાશોમાં મહુડાનાં ફૂલ અને ડોળી વીણી તેના વેચાણ દ્વારા થોડી ઘણી આવક મેળવે છે. ગાય કે ભેંસનું દૂધ કોઈને વધારે થતું હોય તેવી વ્યક્તિઓ દૂધમાંથી થોડી ઘણી આવક મેળવે છે. અન્ય વ્યવસાય કરતાં વ્યક્તિઓ સમાજમાં ખૂબ ઓછા જોવા મળે છે. કેટલીક વ્યકિતઓ નાની-મોટી દુકાનો કરી પોતાના કુટુંબનું ભરણપોષણ કરે છે. શિક્ષિત વ્યકિતઓ સરકારી કે ખાનગી નોકરીઓમાં હાલમાં જોવા મળે છે.

## - ધાર્મિક જીવન -

ધર્મ દરેક સમાજમાં કોઈના કોઈ સ્વરૂપે જોવા મળે છે. સમાજમાં ધર્મ પ્રત્યેના અલગ અલગ ભાવો હોય છે. રાઠવા સમાજમાં પણ ધર્મનું કોઈના કોઈ સ્વરૂપે સ્થાન જોવા મળે છે. જેમાં ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે, ઘર પશુના રક્ષણ માટે, ગામના રક્ષણ માટે, ખેતીવાડી માટે, કુદરતી પ્રકોપથી બચવા, ઘરની સુખાકારી માટે વગેરે અનેક કારણોસર તેઓ પોતાના પારંપરિક ધર્મ સાથે સંકળાયેલાં છે. રાઠવાઓમાં ખાસ કરીને પ્રસંગને અનુરૂપ દેવી દેવતાઓની પૂજા વિધિ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| - ઘરના દેવી દેવતા | : | ઘરલીદેવી, કુળદેવી, ઝાંપલ્યોદેવ, ખત્રીજદેવ, બાબો પિઠોરોદેવ |
| - ગામ અને સીમના દેવતા | : | ગામદેવ, ભાગોળદેવ |
| - પશુઓનાં દેવ દેવી | : | બોકળિયોદેવ, બાબોભેંહોદેવ, ગોવાળદેવ, વાઘટોરદેવ, વાઘેશ્વરીદેવી, ઝેરીયોદેવ, ખતિયો દેવ, ગામ ગુંદરાજદેવ |
| - લગ્ન માટેનાં દેવી દેવતા | : | સીંભોડીમાતા, ગોત્રીજદેવ, સનાડિયોદેવ |
| - વરસાદનાં દેવી દેવતા | : | રાણી કાજળ, દૂધિયોદેવ, સાંગતિયોદેવ, કાળુરાણોદેવ |
| - બાળકો અને સ્ત્રીઓ માટેનાં દેવી દેવતા | : | આઠેમમાતા, વેરાઈમાતા, તોરણીયોદેવ |
| - બીમારી માટેના દેવ | : | બળિયાદેવ |
| - ખેતીવાડીના દેવ | : | ખેતરપાડાદેવ |

આવાં અનેક દેવીદેવતાઓને રાઠવા સમાજમાં પૂજવામાં આવે છે. દરેક દેવી દેવતા પાછળ કોઈ ને કોઈ માન્યતા સંકળાયેલી છે. દરેક દેવોનાં સ્થાનકો કે મૂર્તિઓ નથી હોતી. કેટલાંક દેવસ્થાનકોએ લાકડાના ખૂંટડા, માટીના ઘોડા, ઢાબુ, કોડિયા જેવી વસ્તુઓ સ્થાપિત કરેલી હોય છે. જ્યારે કેટલાંક સ્થાનકોએ માત્ર પથ્થર, ઢાબુ, કોડિયા હોય છે. ઝાડના થડમાં ઘોડો, ઢાબુ, કોડિયું મૂકેલાં કેટલાંક દેવસ્થાનો જોવા મળે છે. ખાસ બાબત એ છે કે સ્થાનકો હોય કે ન હોય અથવા એક જેવાં જ બધાં સ્થાનકો હોય છતાંપણ દરેક સ્થાનક અલગ અલગ દેવના નામનાં હોય છે. મોટાભાગના સ્થાનકો પર વર્ષમાં એક વખત મરઘાં-બકરાંની બલિ ચઢાવવામાં આવે છે. કેટલાંક સ્થાનકોએ માન્યતા મુજબ પૂજાવિધિ કરે છે. હિંદુ સંપ્રદાયનો પ્રભાવ

આ સમાજ ઉપર જોવા મળે છે. શિક્ષિત વર્ગ હિંદુ દેવી-દેવતાની પૂજા અર્ચના કરે છે. કબીર, સ્વામીનારાયણ, સતકૈવલ, રામાનંદી જેવા અનેક સંપ્રદાયો સાથે કેટલાક લોકો જોડાયેલા આજે જોવા મળે છે.

તહેવારો સરકારી તહેવાર મુજબ ઉજવવામાં નથી આવતા, કોઈ પણ તહેવારની ઉજવણી કરવી હોય ત્યારે ગામનો પટેલ, પૂજારો, બડવો, વજીર અને વડીલો ભેગા થઈ ગામમાં બધું સારું હોય તો ઉજવવાનું નક્કી કરે છે. હોળીને બાદ કરતાં બધા તહેવારો ગામની અનુકૂળતાએ ઉજવતા હોય છે. તહેવારોમાં ખાસ કરીને દેવ-દિવાસો (ઉજાણી-દિવાસો), દશેરો, દેવદિવાળી, હોળી, અખાત્રીજ રાઠવાઓના મુખ્ય તહેવારો છે. હાલમાં રક્ષાબંધન, દશેરા, દિવાળી જેવા તહેવારો કેટલાક વિસ્તારમાં સરકારી તિથિ મુજબ ઉજવવામાં આવે છે. તહેવાર સમયે ગામમાં કોઈ વ્યક્તિનું મૃત્યુ થાય તો તહેવારની ઉજવણી બંધ કરે છે. તેની ક્રિયાપાણીની બધી વિધિ પૂરી થાય પછી ઉજવણી કરે છે. હોળીના દિવસોમાં કોઈ વ્યક્તિનું મૃત્યુ થાય તો માત્ર હોળી સળગાવવામાં આવે છે. તહેવારની ઉજવણી કરવામાં આવતી નથી. તહેવારો માત્ર ઉજવણી ખાતર નથી ઉજવાતા પણ દરેક તહેવાર પાછળ કોઈને કોઈ રહસ્ય છુપાયેલું છે. તહેવારના દિવસે બધાં સગાવ્હાલાને બોલાવવામાં આવે છે. દિવાસા જેવા તહેવારમાં ગામ આખું થઈ જે તે દેવી દેવતાની પૂજા વિધિ કરી તહેવારની ઉજવણી કરે છે. તહેવારમાં બનાવેલ વાનગી સગાવ્હાલાને જમાડીને બાંધી પણ આપે છે. માત્ર જમવા માટે નથી બોલાવતા પણ એકબીજા સાથે મળે, સંબંધ જળવાય તે માટે બધાંને બોલાવે છે.

અન્ય ઉત્સવોમાં ખાસ કરીને ગામશાય, ઈંદ, કુંવારિયો, પિઠોરો જેવા ઉત્સવો થતા હોય છે. ગામશાય પાંચ વર્ષે ઉજવાય છે. જ્યારે ઈંદ, કુંવારિયો, પિઠોરો જેવા ઉત્સવો બાધા-માનતા પૂર્ણ કરવા માટે ઉજવતા હોય છે. કેટલાક વિસ્તારમાં દિવાળી પછી ઝાંયણીના મેળા ગામે ગામ

ઉજવાય છે.

મેળા : આદિવાસી સંસ્કૃતિનું દર્શન આ વિસ્તારમાં ભરાતા મેળાઓમાં થાય છે. રંગ- બેરંગી કપડાં અને ઘરેણાંથી સુસજ્જ આદિવાસી સ્ત્રી પુરુષોનાં જૂથો, પાવા વાંસળીના સૂરો રેલાવતા ઢોલના તાલે નૃત્ય કરતાં યુવાન હૈયાંઓને જોતાવેંત આપણને બે ઘડી સ્તબ્ધ કરી મૂકે છે. હોળી પહેલાં આવતી અગિયારસના દિવસે પાવીજેતપુર તાલુકાના બારાવાડ ગામે ભરાતો તેલાવમાતાનો મેળો, હોળી પછી ભરાતા ગામે ગામ ચૂલના મેળા, તેમાં મોટામેળા કવાંટ ગેરનો મેળો, પાવીજેતપુરનો મેળો, ડુંગરવાંટનો મેળો, ઝોઝનો મેળો, રાયસીંગપુરાનો મેળો, છોટાઉદેપુર વાઘસ્થળનો મેળો, રૂમડિયાનો મેળો, અમરોલનો મેળો, નરવાણિયાનો મેળો-આવા અનેક મેળાઓ હોળી પછીના અઠવાડિયામાં થાય છે. ચૂલના મેળાઓમાં અંગારા પર ચાલવાની પ્રથા હાલમાં પણ જોવા મળે છે. પહેલાંના સમયમાં લગ્ન માટે કન્યાની પસંદગી પણ મેળામાં જ થતી હતી.

હાટ : હાટમાં વસ્તુ વિનિયમ અને લે વેચની પ્રક્રિયા થતી હોય છે. આદિવાસીઓ અઠવાડિયું ચાલે તેટલું સામાન હાટમાંથી ખરીદી લાવે છે. પૈસા ના હોય તો અનાજના બદલામાં જરૂરી ચીજવસ્તુઓ લેતા હોય છે. સાટા પદ્ધતિથી પણ હાટનો વ્યવહાર થતો હોય છે. કેટલાક હાટ બજારમાં પશુઓની લે વેચ પણ થાય છે. છોટાઉદેપુર વિસ્તારમાં ભરાતાં હાટો. સોમ- તેજગઢ, કવાંટ, બુધ- દેવહાંટ, ગુરુ-રંગપુર, ભીખાપુરા, શુક્ર-ઝોઝ, શનિ-છોટાઉદેપુર, રવિ-પાનવડ. વસ્તુની લે-વેચ ઉપરાંત સગાસબંધીઓનો મેળભેટ તથા સુખ દુઃખની વાતોની આપલે અને ચર્ચા પણ હાટમાં થાય છે.

## - જાતિપંચ -

સમાજને વ્યવસ્થિત ચલાવવા માટે જાતિપંચ કાર્યરત હોય છે. સમાજમાં આવતા નાના મોટા પ્રશ્નોને હલ કરવાનું કાર્ય સમાજનું જાતિપંચ કરે છે. કેટલાક સમાજોમાં આખા સમાજનું જાતિપંચ નથી હોતું પણ દરેક ગામનું જાતિપંચ હોય છે. રાઠવાઓમાં ગામનાં જાતિપંચને સર્વોપરી માનવામાં આવે છે. રાઠવાઓનાં દરેક ગામોમાં લગભગ બેથી ત્રણ જાતિના લોકો રહે છે. ખાસ કરીને નાયક જાતિનાં પાંચ દશ કુટુંબો દરેક ગામમાં લગભગ રહેતાં હોય છે. એના સિવાય અન્ય જાતિનાં પણ બે પાંચ ઘરો હોઈ શકે છે. તેઓ પણ રાઠવાઓના જાતિપંચમાં સામેલ રહે છે. એટલે કે ગામમાં રહેતા દરેક જાતિના લોકો માટે ગામનું જાતિપંચ હોય છે. ગામના જાતિપંચમાં ભેદભાવ રાખવામાં આવતો નથી. ગામમાં નાના મોટા ઝઘડા કોઈ પણ જાતિમાં થાય પણ તેનો નિર્ણય ગામનું જાતિપંચ જ કરે છે. તેમાં નાયક, ધાણકા, રાઠવા બધા સામેલ હોય છે.

ગામની સામૂહિક ઉજવણીનો કોઈ પણ પ્રસંગ હોય ત્યારે ગામના વડીલ, પટેલ, પૂજારો, બડવો, વજીર બધા ભેગા થાય છે અને બધાને અનુકૂળ આવે તે રીતે જે તે તહેવાર કે પ્રસંગને ઉજવવાનું નક્કી કરે છે. ગામમાં ગામશાયની ઉજવણી કરવી હોય, દેવ દિવાસાની ઉજવણી કરવાની હોય ત્યારે નાયક જાતિનો પુરુષ ગામમાં ફરી ઉજવણીના દિવસની જાહેરાત કરે છે. ગામમાં રાઠવા કે નાયક ગમે તેના ઘરે નાનો મોટો ઝઘડો થયો હોય ત્યારે તેના નિવારણ માટે જાતિપંચને બોલાવવામાં આવે છે. પંચ બન્ને પક્ષને તેનો યોગ્ય નિર્ણય આપે છે. લગ્ન પ્રસંગે તેલ ચઢાવવાની વિધિમાં પટેલ પૂજારાને અવશ્ય બોલાવવામાં આવે છે. લગ્ન ભલે ગમે તે જાતિમાં હોય, દેવની પૂજાવિધિ કરવાની હોય તો તેમાં પણ ગામમાં રહેતાં દરેક જાતિના લોકો સહભાગી થાય છે. તહેવાર પણ પંચના કહ્યા મુજબ જ ઉજવે છે. જાતિપંચના લેખિત કરારો નથી હોતા, મૌખિક રીતે જ નિર્ણયો લેવાતા હોય છે. જાતિપંચ પણ મોટા ભાગના નિર્ણયો

ગામની દરેક વ્યક્તિને ભેગી કરીને લે છે. ઝઘડા જેવાં કાર્યોમાં જાતિપંચ સાથે ગામનું પંચ પણ હાજર રાખે છે જેથી દરેક વ્યક્તિ પોતાની વાત રજૂ કરી શકે.

એક ગામમાંથી બીજા ગામમાં છોકરી ઘર કરે, આવા સમયે બન્ને ગામના પંચો ગામની ભાગોળે ભેગા થાય છે અને ઝઘડાનો યોગ્ય નિર્ણય કરે છે. ઝઘડાનો નિર્ણય ન આવે ત્યાં સુધી બન્ને પક્ષો સામ સામે જ બેસે છે. કોઈ પણ વ્યક્તિ એક બીજાની પંચમાં જઈ શકતી નથી. યોગ્ય નિર્ણય થયા બાદ પછી બધા ભેગા મળે છે. નિર્ણયમાં જે પક્ષની ભૂલ હોય તેને અથવા બન્ને પક્ષે દંડ કરવામાં આવે છે. દંડ કરેલ નાણાંનો અમુક ભાગ બન્ને પક્ષની પંચોમાં વાપરવામાં આવે છે. પંચો દ્વારા લેવાયેલ નિર્ણયને માન્ય રાખ્યા બાદ જો કોઈ પક્ષ તેમાં ચૂક કરે અથવા લીધેલ નિર્ણય મુજબ ન વર્તે તો પંચ તેને સજા કરે છે. કાં તો પછીથી તેના ઘરના કોઈ પણ કાર્યમાં પંચ સામેલ થતી નથી. આમ રાઠવાઓમાં સમાજનું જાતિપંચ નથી પણ દરેક ગામનું જાતિપંચ જોવા મળે છે. અત્યારના સમયમાં મોટા ઝઘડાઓનું નિરાકરણ પોલીસ સ્ટેશન કે કોર્ટ કચેરીમાં થાય છે.

## - શિક્ષણ -

શિક્ષણનું પ્રમાણ રાઠવા સમાજમાં ખૂબ જ ઓછું જોવા મળે છે. ગણીગાંઠી વ્યક્તિઓ જ ગામમાં શિક્ષિત થયેલા છે. તે પણ માત્ર વાંચી લખી શકે એટલું જ ઉચ્ચ કક્ષાના શિક્ષણ સુધી સમાજ પહોંચ્યો જ નથી. ગામમાંથી ગણીયાં ગાંઠીયા વ્યક્તિઓ સરકારી નોકરીમાં જોવા મળે છે. આજના સમયમાં લગભગ નાનાં મોટાં દરેક બાળકો શિક્ષણ લઈ રહ્યાં છે. સારું શિક્ષણ મેળવેલ ઘણી ખરી વ્યકિતઓ હાલમાં ખાનગી કે સરકારી નોકરીઓ કરતી જોવા મળે છે.

## - સમાજમાં પરિવર્તન -

સમાજ ક્યારેય સ્થિર રહી શક્તો નથી. શહેરી સમાજ હોય, ગ્રામીણ સમાજ હોય કે આદિવાસી સમાજ હોય, કેટલાંક પરિબળોના પરિણામે દરેક સમાજમાં પરિવર્તન આપમેળ આવતું જાય છે. જેમ જેમ બહારની દુનિયાના સંપર્કમાં સમાજ આવતો જાય તેમ તેમ પરિવર્તનની પ્રક્રિયા વધુ ઝડપી બને છે. આધુનિકતા સાથેનો સંબંધ જેટલો વધારે થાય તેટલું પરિવર્તન ઝડપી થાય છે. સંચાર માધ્યમો, શહેરીકરણનો સંપર્ક, શિક્ષણ વગેરે સાથે સમાજ જેટલો જોડાય છે તેટલું પરિવર્તન આપમેળે થતું રહે છે, પછી તે ગમે તે ક્ષેત્રમાં હોય.

જીવનચક્રમાં : હાલમાં લગભગ દરેક સ્ત્રીની સુવાવડ નજીકના દવાખાનામાં થાય છે. બાળકને સમયે સમયે રસી પણ મુકવામાં આવે છે. જન્મ પછી પાંચમા છઠ્ઠા દિવસે થતી પચેરા છઠ્ઠીની વિધિ થાય છે પણ નામ તે જ દિવસે પાડે એવું નથી થતું. કેટલાક રાશિના આધારે પણ નામકરણ ક્રે છે.

લગ્ન વિધિમાં પૂંજારાના બદલે કેટલીક જગ્યાએ ભગત અથવા બ્રાહ્મણ લગ્નવિધિ કરાવે છે. અંતરિયાળ વિસ્તારમાં હાલમાં પણ પૂજારા વિધિથી લગ્નો થાય છે. કેટલાંક કુટુંબો ગ્રહશાંતિ પણ કરાવે છે. ઉચ્ચ વર્ગનાં લગ્નોની જેમ રાઠવા સમાજમાં પણ લગ્નના ખૂબ ભારે ખર્ચાઓ કરવામાં આવે છે.

મૃત્યુ પ્રસંગમાં પહેલાં બારમા તેરમાની વિધિ ગામનો રાવળ કરાવતો હતો. તેની જગ્યાએ હાલમાં કેટલાંક કુટુંબોમાં બ્રાહ્મણ વિધિ શરૂ થઈ રહી છે. જમવામાં મીઠાઈ તરીકે લાડુ અને દાળ, ભાત બનાવવામાં આવે છે. એના સિવાય મૃત્યુ પ્રસંગની વિધિઓમાં ખાસ કોઈ બદલાવ જોવા મળતો નથી.

આર્થિક જીવનમાં : રાઠવાઓની આવકનું મુખ્ય સાધન ખેતી છે. વરસાદ આધારિત ખેતી થવાથી ખાવા પૂરતું જ અનાજ પકવતા. હાલમાં કેટલાક વિસ્તારોમાં બોર-કૂવા, સિંચાઈનું પાણી મળવાથી ખેતીમાં રોકડિયા પાકો જેવા કે કપાસ, મગફળી ઉપરાંત થોડી ઘણી શાકભાજી દ્વારા આર્થિક સ્થિતિમાં સુધારો થયો છે. શિક્ષિતવર્ગ ઊભો થવાથી થોડી ઘણી વ્યક્તિઓ નોકરી-ધંધા કરતી થઈ છે. વધુ નહિ પણ પોતાનું કુટુંબ ચલાવી શકે એટલી પગભર થઈ છે. આર્થિક બચતનું પ્રમાણ હાલમાં પણ ખૂબ ઓછુ છે. માત્ર પોતાનું જીવન ગુજરાન ચલાવી શકે છે. હાલમાં પણ સમાજ પાસે આવકના સ્ત્રોતો ખૂબ ઓછા છે. છતાંય આધુનિકતા તરફ વળી ખિસ્સા બહારના ખર્ચાઓ થતા જોવા મળે છે. ઘણાં બધાં ઘરોમાં મોટર સાઈકલ, ટી.વી. રેડિયો, ટેપ જેવાં સાધનો આવી ગયાં છે. સમગ્ર દ્દષ્ટિકોણથી જોતાં હાલમાં આવક કરતાં જાવકનું પ્રમાણ સમાજમાં વધી ગયું છે. ઝડપથી આવી રહેલા પરિવર્તનના વાયરામાં મોજશોખ માટેનાં નવાં સંસાધનો તરફ સમાજ અને યુવાવર્ગ વળ્યો છે. બિન જરૂરી ખર્ચાળુ ચીજ વસ્તુઓ પાછળ થોડાં ઘણાં નાણાં હોય તે ખર્ચી નાંખે છે. જેથી આવક કરતાં જાવકનું પ્રમાણ વધતું જાય છે. સમય જતાં સમાજમાં આ એક ખૂબ મોટો પ્રશ્ન ઊભો થવા જઈ રહ્યો છે. પહેલા આર્થિક રીતે ભલે નબળા હતા પણ વ્યક્તિના માથે દેવું ન હતું. આજે પરિસ્થિતિ ઊલટી થઈ છે. આર્થિક સ્થિતિ થોડી સુધરી તેની સાથે સંસાધનો વધ્યાં પણ વ્યક્તિના માથે દેવું છે. જે વારસામાં તેના બાળકને મળવાનું છે.

ધાર્મિક જીવનમાં : સમાજમાં પરંપરાગત દેવી દેવતાઓ પ્રત્યેની માન્યતા ખૂબ જટિલ છે. હાલમાં પણ આ દેવી દેવતાઓને પૂંજવામાં આવે છે. કારણ કે આ દરેક દેવો ઘર, ખેતીવાડી, બીમારી જેવા કાર્યો સાથે જોડાયેલા છે. સંપ્રદાયોનો પ્રવેશ પણ આ સમાજમાં ખૂબ થયેલો છે. તેથી દેવી દેવતાની પૂંજા વિધિમાં મરઘાં, બકરાંની બલીની જગ્યાએ શ્રીફળ વધેરતા થયા છે. કેટલાંક દેવી દેવતાઓને હાલમાં પણ બલિ આપવામાં આવે છે. સમાજમાં ભગત અને જગત એવી ઓળખ પણ

જોવા મળે છે. ભગત બનેલાં કુટુંબો અન્ય દેવદેવીની સાથે પોતાનાં પારંપરિક દેવી દેવતાઓને પણ માને છે પરંતુ પૂજાવિધિ શ્રીફળ વધેરીને કરે છે. પોતાનાં પારંપરિક દેવી દેવતા ઉપરાંત હિન્દુ દેવદેવીઓને પણ તેઓ માનવા લાગ્યાં છે. કેટલાંક તહેવારો પણ સરકારી તહેવાર મુજબ ઉજવતાં થયાં છે.

રાજનૈતિક સ્થિતિમાં : પહેલાં ગામમાં સામાજિક, ધાર્મિક પ્રસંગો, તહેવારો, ઝઘડાઓ જેવાં દરેક કાર્યોમાં જાતિપંચાયતનાં સલાહ સૂચનો અથવા નિર્ણયોને આખરી નિર્ણય ગણતા. હાલમાં પણ ઝઘડા સિવાયના કાર્યોમાં જાતિ પંચાયતના નિર્ણય સ્વીકારવામાં આવે છે. હાલમાં ઝઘડાનું નિરાકરણ જાતિપંચાયતમાં ન થાય તો પોલીસ સ્ટેશન અથવા કોર્ટ કચેરીમાં પણ જાય છે. જાતિપંચની સાથે સાથે સમાજમાં હવે સરપંચ, સભ્યો પણ સામેલ થાય છે. સંસદસભ્ય, ધારાસભ્ય, જિલ્લાપંચાયત સદસ્ય, તાલુકા પંચાયત સભ્ય જેવા હોદ્દા ધરાવતી વ્યક્તિઓ પણ સમાજમાં છે. પરિવર્તનમાં પણ જાતિપંચાયતનું મહત્ત્વ ટકી રહેલું જોવા મળે છે.

શૈક્ષણિક સ્થિતિમાં : કેટલાંક કારણોસર સમાજમાં શિક્ષણનું પ્રમાણ ખૂબ ઓછું હતું. નોકરીમાં તો ગણીગાંઠી વ્યક્તિઓ જ જોવા મળતી. જેની જગ્યાએ હાલમાં બાળકોથી લઈ યુવાવર્ગ સુધીના દરેક યુવક યુવતીઓ શિક્ષણ લેતાં થયાં છે. શિક્ષણ આવવાથી યુવાવર્ગમાં ખૂબ જાગૃતિ આવી છે. કેટલાંક શિક્ષિત યુવક યુવતીઓ ખાનગી કે સરકારી નોકરીઓમાં જોડાયેલાં જોવા મળે છે. પરંતુ અન્ય ઉચ્ચ વર્ગોની સરખામણીમાં ઉચ્ચ ક્ષેત્રના શિક્ષણમાં હજુ આ સમાજ ખૂબ પાછળ છે.





# આદિવાસી સમાજનું ભિત્તિચિત્રઃ બાબો પિઠોરો

ગુજરાતમાં ઉત્તર, પૂર્વ અને દક્ષિણ વિસ્તારની પટ્ટી આદિવાસી વસ્તીથી પથરાયેલી છે. આદિવાસી સ્ત્રીઓ દિવાળી કે લગ્ન પ્રસંગોમાં પોતાના ઘરની દીવાલને લિંપણ કરી તેની ઉપર ચિત્ર આલેખે છે. એવી જ રીતે છોટાઉદેપુર જિલ્લાના છોટાઉદેપુર, કવાંટ, નસવાડી, પાવીજેતપુર, બોડેલી, સંખેડા તાલુકાઓમાં અને પચંમહાલ જિલ્લાના હાલોલ, કાલોલ, જાંબુઘોડા, ઘોઘંબા, દાહોદ જિલ્લામાં દેવગઢ બારિયા તાલુકામાં મધ્યપ્રદેશમાં કઠિવાડાથી લઈ નર્મદા સુધીના વિસ્તારમાં ખાસ કરીને બાબા પિઠોરા ભિત્તિચિત્ર સાંસ્કૃતિક, ધાર્મિક અને સામાજિક પરંપરામાં જોવા મળે છે.

રાઠવાઓ આર્થિક, સામાજિક, ધાર્મિક દૃષ્ટિએ ઘણું વૈવિધ્ય અને આગવાં સાંસ્કૃતિક લક્ષણો ધરાવે છે. સામાજિક, આર્થિક જીવનની સાથે સ્પષ્ટ તરી આવતું તેમનું ધાર્મિક જીવન છે. ધાર્મિક સ્વરૂપે મુખ્યત્વે ‘બાબા પિઠોરા’ની અને ઈંદની પૂંજા કરવામાં આવે છે. જેમાં સંસ્કૃતિના વિવિધ પાસાં પ્રતિબિંબીત થતાં જોવા મળે છે.

રાઠવા સમાજનો મુખ્ય દેવ બાબા પિઠોરો ગણાય છે. મુખ્યત્વે બાળકની લાંબી કે જીવલેણ માંદગી હોય, ઘરમાં મોટી-મોટી મુશ્કેલીઓ આવતી

હોય, ખેતીવાડીમાં બરકત ન આવે, રોગચાળા સમયે પોતાના માલઢોરની સુખાકારી માટે અથવા રાજીખુશીથી વગેરે કારણો હોય ત્યારે બડવો (ભૂવો) આ દેવની માનતા રાખે છે. માનતા ફળે ત્યારે બાધા પૂરી કરે છે. છોકરી કે છોકરાની બાધા હોય ત્યારે તેમનાં લગ્ન કરતા પહેલાં અનુકૂળતાએ માનતા પૂરી કરવી પડે છે.

ઘરની પરસાળની વચ્ચેની મુખ્ય દીવાલ ઉપર બાબા પિઠોરાનું ચિત્રણ કરવામાં આવે છે. પિઠોરો ચિતરવો હોય તો વાંસની નવી દિવાલ બનાવી લિંપણ કરી ચિત્રણ કરાવવામાં આવે છે. ઘણી જગ્યાએ ઈંટની દિવાલ ઉપર લિંપણ કરી ચિત્રણ કરાવવામાં આવે છે. સુવિધા વધતાં અત્યારે ઈંટની દીવાલને સિમેન્ટ લગાવી તેના ઉપર ચૂનો લગાડીને ચિત્રણ કરવામાં આવે છે.

પિઠોરો લખવો હોય ત્યારે રોજ એક વખત એવા સાત દિવસ કુંવારી ગાયનાં છાણ-માટીથી દિવાલ લિંપણ કરે છે. આજુ-બાજુની બન્ને દીવાલો અને ઘરને પણ નવેસરથી લિંપણ કરે છે. આ સમયે બહેનો ગીતો ગાતી હોય છે. દીવાલ લિંપણ કરવાનું અને ધોળવવાનું કામ કુંવારી કન્યાઓ જ કરી શકે છે. આઠમા દિવસે એટલે કે મંગળવારના દિવસે દીવાલને ધોળવવામાં આવે છે. જેને ‘‘પાડું’’ ધોળવવું એમ કહેવાય છે.

બાબા પિઠોરાની નકશી-ચિતરવામાં જાણકાર લખારા (ચિત્રકાર)ઓને નિમંત્રણ આપવામાં આવે છે. આઠથી દશ ભાઈઓની ટુકડીમાં એક મુખ્ય જાણકાર ‘‘લખારો’’ હોય છે. બાબા પિઠોરાનું ચિત્ર સામુદાયિક થાય છે. જ્યારથી ચિત્ર દોરવાનો વાર નક્કી થાય ત્યારથી કુટુંબનાં કે ફળિયાનાં ભાઈઓ-બહેનો કામે લાગી જાય છે. પુરુષો, સગાંવ્હાલાંઓને નોંતરાં (આમંત્રણ) આપવા, માલસામાનની ખરીદી કરવા વગેરે કામોમાં જોડાય છે. જ્યારે સ્ત્રીઓ ઘરમાં લિંપણ કરવું, અનાજ સાફ-સૂફ કરવું, દાળ તૈયાર કરવી વગેરે કામોમાં જોડાય છે. ઉજવણી દરમિયાન ગોત્રના

જમણવારમાં જુદી-જુદી વાનગીઓ ઘરધણી-ધણિયાની આપે છે. લખારાઓને જમણવારમાં મોળી ખીચડી, તેલ, મરચું ખાખરાના પાનમાં આપે છે. લખારા ચિત્રકામ કરે ત્યારે ખાખરાના પાનના પડિયા બનાવી તેમાં રંગ લઈ વાંસ કે દાતણની પીંછી વડે પોતાના રંગનું કાર્ય કરી ખસતો જાય છે. બીજો લખારો આવે તે તેમાં રંગ પૂરતો જાય છે. ત્રીજો લખારો આવે તે ચિત્રને નવો ઓપ આપતો જાય છે. આમ બાબા પિઠોરાનું ચિત્રકામ પુરું કરવામાં આવે છે.

બાબા પિઠોરાના ચિત્રમાં મુખ્યત્વે લાલ, લીલો, વાદળી, સિંધુરિયો, પોપટી, ગળીનો રંગ, કેસરી, સફેદ, કાળો અને ચાંદી વગેરે રંગોનો ઉપયોગ કરે છે. સૂકા પાઉડર રંગોમાં ગાય/બકરીનું દૂધ અને મહુડાનો ચોખ્ખો દારૂ નાંખી રંગ તૈયાર કરે છે. આ વસ્તુ રંગમાં ઉમેરવાથી ચિત્રનો રંગ લાંબા સમય સુધી ટકી રહે છે.

વર્ષો પહેલા વનસ્પતિમાંથી રંગો બનાવી વાપરવામાં આવતા હતા. હવે રંગીન પાઉડરોની સાથે સાથે રૂપેરી પાઉડર વાપરવા લાગ્યા. જેથી ચિત્રોમાં ચમક ઊભી થાય છે.

બાબા પિઠોરાની મુખ્ય નકશી આશરે ૧૧ ફૂટ લાંબી અને ૯ ફૂટ ઊંચાઈમાં ચિતરવામાં આવે છે. તેની ચારે-બાજુ ફરતી કિનારી-રેખા કરવામાં આવે છે. તેમની માન્યતા છે કે ધરતીને ચાર ખૂણા હોય છે. આ ચાર ખૂણાની અંદર સૃષ્ટિની રચના થયેલી છે. કિનારાની બેવડી રેખામાં ભૌમિતિક આકૃતિ દોરવામાં આવે છે. પછીની રેખા ઉપર ત્રિકોણાત્મક હાર મુખ્ય લખારો દોરે છે. સહાયક લખારાઓ વાદળી અને ભૂરો રંગ ત્રિકોણમાં પૂરે છે. મુખ્ય નકશીના ચોખટામાં બાબા પિઠોરા ઉપરાંત મુખ્ય દેવ-દેવીઓના સવારીવાળા ઘોડાઓ અને ગૃહજીવનનાં કેટલાક પ્રતીકાત્મક ચિત્રો દોરે છે. આ નકશીને બાબા પિઠોરાની નકશી કહેવામાં આવે છે. ગૌણ નકશીમાં અન્ય દેવ-દેવીઓના સવારીવાળા ઘોડાઓ,

પશુ-પક્ષીઓ, જીવજંતુઓ વગેરેના ચિત્રો દોરવામાં આવે છે.

ખાસ જોઈએ તો પિઠોરામાં ચિતરવામાં આવતાં ચિત્રો ત્રણ ભાગમાં હોય છે. સૌથી ઉપરના બન્ને છેડે સૂર્ય અને ચંદ્ર હોય છે. પહેલા અને બીજા ભાગમાં ઘોડાઓ હોય છે. જ્યારે વચ્ચે રાજા ભોજનો અંબાડીવાળો હાથી અને અન્ય જુદાં-જુદાં પ્રાસંગિક ચિત્રો હોય છે. આ ઉપરાંત આજુ-બાજુની બાકીની જગ્યામાં પશુ-પક્ષી અને જીવ-જંતુઓનાં ચિત્રો દોરવામાં આવે છે. સાથે માનવજીવન વ્યવહારનાં અનેક પ્રતીકાત્મક ચિત્રોનો સમાવેશ જોવા મળે છે.

ચિત્રમાં મુખ્ય સ્થાન ચોક્કસ હોય છે અને લખનારાઓ એ પ્રમાણે સમગ્ર ભિત્તિચિત્ર તૈયાર કરે છે. પૂજા સમયે પ્રથમ દોરવામાં આવેલ ચિત્રથી શરૂ કરી છેલ્લા ચિત્ર સુધી ક્રમ જાળવી બળવો પૂજા વિધિ કરે છે.

ચિત્રનો આરંભ શુભ-શુકનરૂપે ‘બાબાગનેહ’નાં સવારીવાળા ઘોડાથી થાય છે. તેમાં વાદળી રંગ પૂરી સફેદ ટપકાં કરેલાં હોય છે. ઘોડા પર સવારી આપી હાથમાં હુક્કો પકડાવે છે. ગનેહનો ઘોડો દોરાયા પછી બીજાં ચિત્રો દોરવાનું શરૂ કરે છે. એ પછી બાબા હુડોળ (બાબા ઈંદ)નો વાદળી રંગનો સવારીવાળો ઘોડો ચિતરાય છે. બાબા હુડોળ તે બધા દેવોને તેડાવવાનું કામ કરે એટલે તેને આગળ ચિતરવામાં આવે છે. તેના ઘોડાના ડાબા પગ નીચે સાપણ, વીંછી, ભમરાની હાર, લાંબી પૂંછડીનો કરોળિયો ચિતરવામાં આવે છે. તેનો ભાવાર્થ એવો થાય છે કે જ્યારે તે આમંત્રણ આપવા જાય છે ત્યારે કેટ-કેટલી સમસ્યાઓ આવશે. તેનો ખ્યાલ જીવજંતુઓ દ્વારા આપવાનો વિચાર કેન્દ્રિત થયો લાગે છે. બીજો ભાવાર્થ એવો પણ છે કે તે દેવી-દેવતાનાં સ્વરૂપો છે. પછી લાલ રંગના ઘોડાની સવારી પર ગામદેવ ચિતરાય છે. ગામદેવ ગામનો મુખ્યદેવ છે. ત્યાર પછી ચોર્યાસી અંકના દેવનો લાલ ઘોડો આલેખાય છે. મધ્યમાં બાબા પિઠોરો અને પિઠોરીના સવારીવાળા લાલ રંગના

ઘોડા ચિતરાય છે. આ ઘોડાઓને સફેદ ટપકાં પાડી શણગારાય છે. છેલ્લે ઈંદરાજાની ત્રણે બહેનો રાણી કાજલ, રાણી માખલ અને કાળી કોયલના સવારીવાળા લાલ રંગના ઘોડાઓ ચિતરવામાં આવે છે. આ રીતે મુખ્ય નકશીની વચ્ચેની પહેલી હાર પૂરી કરવામાં આવે છે.

આમ પૃથ્વી પરની આ સવારીઓ પૂરી કર્યા પછી આભની સવારીઓ તૈયાર કરવામાં આવે છે. બીજી હાર દીવાલની ઉપરના ભાગમાં શરૂ કરવામાં આવે છે. વચ્ચે વાંકી-ચૂકી રેખા, ધરતીની હદ (અસાડ)થી બે ભાગ પાડવામાં આવે છે. એક ખૂણે સૂર્ય અને બીજે ખૂણે ચંદ્ર ચિતરાય છે. પ્રકૃતિની ગોદમાં જીવનારને સૂર્ય-ચંદ્ર, ધરતી અને આકાશ જીવંત દેવ બની રહે છે.

આદિવાસી સમાજ માટે આ ભૌતિક તત્ત્વો જીવન-મરણના સાક્ષી બની રહે છે. આ હારમાં ઈંદદેવની સવારી મુખ્ય છે. બાજુમાં લીલુબાઈ વાળેણનો લીલા રંગનો ઘોડો ચિતરવામાં આવે છે. પછી ‘ખોળામાં અનાજ લઈને છૂટે હાથે ખેતરમાં અનાજ વાવતી સ્ત્રી માનવીને ફળદાયી બીજ વેરી રહી હોય તેવું ચિત્ર દોરવામાં આવે છે. ત્યાર બાદ પશુઓની તંદુરસ્તીના માલિક હાંદરચાદેવ, ઊંટ પર સવારી થયેલાં ચિત્રણ કરવામાં આવે છે. લગ્નમાં અનાજ અને કપડાં લાવતા વળિયા વાણિયાની બે ઘોડા જોડેલી ગાડી, તીરકાંમઠા વડે સાબરનો શિકાર કરતા ડામરદેવનું ચિત્ર દોરવામાં આવે છે.

ત્રીજી હારમાં જીવનની પ્રવૃત્તિઓનું ચિત્રાંકન થાય છે. એમાં અનુક્રમે મરઘો-મરઘી, તાડ ઉપર ચઢતી વ્યક્તિ, ગાય, ભેંસનું દૂધ કાઢતો, વાછરડી, પાડી, હાથમાં બે સર્પ લઈને ઊભેલો બાર માથાનો ધણી, કળો કણભી, અંબાડી પર હૂકો ગગડાવતો રાજા ભોજ, છત્રી, વલોણું, વાવ, કીડી, અનાજના તાળું મારેલા કોઠાર, વહી લખારી-ઝોખારી, ઢોલ વગાડતો ટીટિયો જોશી, સુપડાના કાનવાળો સુપડકન્નો, એક પગે

લંગડો એક ટાંટિયો (બગલું), બે માથાવાળું હરણ વગેરે ચિત્રો સાથે ગૃહજીવનના પ્રતીકાત્મક ચિત્રોનું ચિત્રાંકન કરવામાં આવે છે. આ ઉપરાંત ભમરો, મધમાખી, ભૂંડ, બકરી, બાર બળદની પોંઈત, ખજુરીનાં ઝાડ, તાડ, વાઘ, વાંદરા અને બંદૂકધારી પૅરા, એક ખૂણામાં સ્ત્રી-પુરુષનું મૈથુન દર્શાવતું ચિત્ર આમ સમગ્ર નકશી નાનાં-મોટાં ચિત્રોથી ભરી દેવામાં આવે છે.

ભેંસ, ગાય દોહતી સ્ત્રી, પાણી લઈને જતી પનિહારી, વાવમાંથી પાણી ભરતી સ્ત્રીઓ, તાડી ઉતારતો પુરુષ, ગાય ભેંસ બકરી ચારતો ગોવાળિયો, ખેતીકામ કરતો ખેડૂત જેવાં દૈનિક જીવનનાં ચિત્રો પણ દોરે છે. પૅરા (સિપાઈ), બંદૂક, મોટર અને રેલગાડી, હેંડપંપ, અધ્ધરીયું (વિમાન) જેવાં આધુનિક ચિત્રોનો પણ સમાવેશ થતો જોવા મળે છે.

ધરતીના પ્રતીક સમું નાનું ખેતર તેમાં બે લાલ બળદ સાથે આભા કણભીને ખેડતો બતાવ્યો છે. સાથે ભાથ લઈ આવતી ભથારી જોવા મળે છે. વાદળોને ભેગાં કરી વરસાદ વરસાવતો આભા-કણભી ધરતીનો ધણી પણ કહેવાય. ખેડૂત નબળો પડે ત્યારે ભથારી બળદોના શિંગડાથી ધરતી ખેડી તેમાં બીજ નાંખી ધાન્ય ઉગાડે છે. આમ ધરતીમાતાને સ્ત્રી અને આભને પુરુષ સાથે સરખાવતી કલ્પના વર્ણન કરી છે. છેલ્લે દરવાજા પાસે બે વાઘ દોરવામાં આવ્યા છે. બધાનું રક્ષણ આ વાઘદેવ કરે છે. તે શક્તિશાળી હોવાથી તેને દરવાજા ઉપર ચિત્રણ કરે છે. તેની રજા સિવાય અંદર કોઈ જઈ શકે નહિ. ત્યાં જ રણશિંગુ વગાડતી વ્યક્તિ દોરવામાં આવી છે. બન્ને વાઘના પંજામાં હરણ દોરવામાં આવ્યું છે. સૃષ્ટિ પર કોઈ ખરાબ કામ કરે તો દરવાજા ઉપર ઊભેલ વ્યક્તિ રણશિંગુ વગાડે છે. પૂર્વજોની પૂજા પિઠોરા સાથે થાય છે. તેથી તેમના નામના ઘોડા દોરવામાં આવે છે. મુખ્ય નકશી અને બારણા વચ્ચે પૂર્વજના (ખત્રી) લાલ રંગના પાંચ ઘોડાઓ ચિતરવામાં આવે છે. ચૉકની બહાર એટલે કે બીજી દીવાલ ઉપર અથવા બાજુની જગ્યામાં ગામનાં દેવ-દેવીઓના ઘોડા તથા એક

સફેદ ઘોડો નકટીભૂતેણનો. આ ઉપરાંત જીવન સાથે જોડાયેલાં કેટલાંક ચિત્રો દોરવામાં આવે છે.

ચિત્રમાં આવતા ઘોડાઓનાં ચિત્રો લખારા લોખંડના બીબા વડે દોરે છે. માનવ અને બીજી અન્ય આકૃતિઓમાં બીબાન ઉપયોગ કરતા નથી. સામાન્ય રીતે એક પિઠોરો દોરવામાં ૮ થી ૧૦ વ્યક્તિઓ હોય છે. બે દિવસમાં ચિત્ર દોરી નાંખતા હોય છે.

પિઠોરાની મુખ્ય નકશીમાં ૮૦ થી ૮૫ ચિત્રો અને આજુબાજુ નાનાં-મોટાં થઈ આખા પિઠોરામાં ૧૬૫થી પણ વધારે ચિત્રોનું ચિત્રાંકન કરવામાં આવે છે. આ રીતે તૈયાર કરવામાં આવતા ભિત્તિચિત્રને રાઠવા-આદિવાસીઓ 'બાબા પિઠોરો' તરીકે ઓળખે છે.

**- અડધો પિઠોરો -**

આદિવાસી રાઠવા સમાજમાં કોઈ ઘર આર્થિક રીતે પાંગળાં બનતાં હોઈ, સામાજિક દૃષ્ટિએ ઘરમાં ભાઈઓ- બાળકો, બહેનોમાં એકાગ્રતા રહેતી ન હોય, કોઈ મુશ્કેલીઓ આવી પડતી હોય, આરોગ્યની દૃષ્ટિએ જોઈએ તો ઘરમાં કોઈ ભાઈ-બહેન, બાળક તથા ઘરમાં પાળેલાં પશુઓ વારંવાર બીમારીમાં સપડાતા હોય ત્યારે ઘર માલિક બડવા પાસે ઘરની પૉડી લઈને જાય છે. પૉડી જોઈ બડવો બાબા પિઠોરો સ્થાપવાની માનતા લે છે. ઘરમાં દીવાલ ઉપર ટીંપણા (પૂર્વજના નામના સિંધુરના ચાંદલા) પાડવાનું નક્કી કરે છે. તેને વિધિવત પાડે છે. તેની માંગ પ્રમાણે ઘરનો સુધારો થાય ત્યારે તારી સ્થાપના કરીશ એવું બાબા પિઠોરા દેવ સાથે વચન લે છે.

એકાદ વર્ષમાં ખેતીવાડી, પશુપાલન, ઘરના માણસોમાં થોડો સુધારો

થાય ત્યારે ઘરમાલિક બડવાને કહે છે કે આટલો સુધારો થયો. ત્યારે બડવો કહે છે બાબા પિઠોરાના સવારી વગરના પાંચ ઘોડા બેસાડવા (સ્થાપવા) પડશે. સુધારા પ્રમાણે ચિત્રો દોરાય છે. દા.ત, ખેતીવાડીમાં સુધારો થયો હોય તો હળ-લાકડાં ચલાવતા કણભીને દોરવામાં આવે છે. ભથિયારી નહિ, પશુપાલનમાં સુધારો થયો હોય તો બળદ દોરવામાં આવે છે. સૂર્ય, ચંદ્રને દૂર દૂર દોરવામાં આવે છે. મોર, કૂતરો, વીછીં, સાપ જેવાં ચિત્રો દોરવામાં આવે છે.

જ્યારે બીજા વર્ષે સારો એવો સુધારો થાય પછી નવ ઘોડાઓ સવારી વિનાના દોરવામાં આવે છે. તેમાં બાબા ગણેહનો સવારીવાળો ઘોડો દોરવામાં આવે છે. બીજા ચિત્રમાં ભથિયારી, કોઠાર, બાર માથાનો ધણી, હાથી, વાઘ, ગાય, ભેંસ, પોપટ, હરણ અને રખેવાડ જેવાં ચિત્રો દોરવામાં આવે છે. અને ઉપર ત્રણ વાંદરા પરંતુ તેની સીમા અધૂરી જ દોરવામાં આવે છે. આમ ઘરની મુશ્કેલીઓ જે રીતે દૂર થાય તે રીતે ચિત્રો દોરાતાં જાય છે. માનતા પૂરી ફળે નહિ ત્યાં સુધી પિઠોરાચિત્ર પણ અડધુ જ રહે છે. આ રીતે દોરાતા ચિત્રને અડધો પિઠોરો કહે છે.

## **- આખો પિઠોરો -**

જીવનના રક્ષણ માટે ખેતીવાડીની વૃદ્ધિ અને સમૃદ્ધિ, આરોગ્ય જેવી અનેક બાબતો માટે જુદાંજુદાં દેવ-દેવીઓને પ્રસન્ન રાખવાં પડે છે. તે માટે માનતાઓ રાખે છે. અડધો પિઠોરો શા માટે ? કેવી રીતે લખાયો તે આગળ આપણે જોઈ ગયા છીએ. કોઈ ઘરની માનતા લીધી હોય, ઘરમાં બધું આનંદ ખુશીમાં ચાલતું હોય, બાળકની કુંવારીઓની માનતા ફળી હોય ત્યારે આખો પિઠોરો લખે છે. અડધા પિઠોરામાં આપણે જોયું કે પહેલીવાર, બીજીવાર અને ત્રીજીવાર જેમ જેમ સુધારા થતા ગયા તેમ તેમ ચિત્રો દોરતા ગયા.

આખા પિઠોરાની માનતામાં ૧૮ ઘોડા મુખ્ય દીવાલ ઉપર દોરવામાં આવે છે. આગળ પ્રકરણ છમાં તેનાં ચિત્રો જોવા મળે છે. દેવોની સવારીવાળા ઘોડા દોરવામાં આવે છે. સમગ્ર ચિત્રમાં અનેક દેવ-દેવીઓનાં, પશુપાલન, પ્રાણીઓ, પક્ષીઓ તેમજ ધરતીની હદ વગેરે ૧૬૫ જેટલી આકૃતિઓ આખા પિઠોરામાં લખારાઓ અંકિત કરે છે. ચિત્રને અનુરૂપ બડવો તેની પૂજાવિધિ કરે છે. તેમાં ગામ, સગાંવ્હાલાં તથા મિત્રો બધાજ સામેલ થાય છે. ગામ, ખેતર, ઘર, સીમ વગેરે દરેક દેવીદેવતા, પૂર્વજ, આકાશ, ધરતી, પશુપક્ષી, જીવજંતુઓ, પ્રાણીઓ જેવા દરેકની પૂજાવિધિ કરી ખૂબ ધામધૂમથી ઉજવણી થાય છે. સ્થાપના પછીના ત્રણ કે પાંચ વર્ષે પાણગા વિધિ કરવામાં આવે છે. ઘરધણી વારે-તહેવારે પૂજા કરે છે. અડધા અને આખા પિઠોરામાં વિસ્તાર પ્રમાણે ચિત્રો ઓછાંવત્તાં જોવા મળે છે.

## - બાબા પિઠોરા અને ઈંદની કથાવાર્તા -

દુધા રજોડનો પુત્ર બાબા ઈંદરાજ. ઈંદરાજની પત્નિ હતુરાણી. ઈંદરાજને સાત બહેનો હતી. જેમાં રાણી કાજલ, રાણી માખલ, ધરતીરાણી, હોરારાણી, કળુરાણી અને કાળી કોયલ હતી. તેમને ઝલા ગાય, રતા ગાય, હીયા ગાય, ધરમી ગાય, છલા ગાય જેવી સાત ગાયો અને એક વાંજણી બકરી હતી.

કાળી કોયલ સૌથી નાની કુંવરી હતી. ભરયુવાની આવતાં તેને મોટાના દિવસો આવતા થયા. એમના કુટુંબમાં એ ખૂબ દેખાવડી કુંવરી હતી. તે એક દિવસ રહતાળિયા ડુંગરે થઈ નરાડુંગરે જાય છે. નરાડુંગરના વાંસમાંથી એક સાત ગાંઠવાળી અને બીજી નવગાંઠવાળી લાકડીઓ લઈને ઘરે આવે છે. બીજા દિવસે સૂર્ય ઉગે ત્યારે સાત ગાયો અને એક બકરી લઈ દરિયા કાંઠે ચરાવવા જાય છે.

દરિયા કિનારે રાજાભોજની ખૂબ મોટી આંબાની વાડીમાં ગાયો અને બકરી ચરાવે છે. મોટાના દિવસો હોવાથી કાળી કોયલ આંબાવાડીમાં આંબાનો મોર(ફૂલ) ચાખે છે. કોઈક આંબે તૂરો તો કોઈ આંબે મીઠો, કોઈક આંબે ખારો અને કડવા રસનો તેને અનુભવ થાય છે. આમ કરી પછી જંગલમાંથી કેસૂડાનાં લાકડાં ભાંગીને ભેગાં કરી હાજવળી અને કકૈળીના બંધ કાઢી ભારો બાંધે છે. એવામાં ત્યાં કોઈ સીસોટી વગાડતું, પાન ખખડાવતું આવતું જણાય છે. જુએ તો કોઈ ખૂબ રૂપવાન છોકરો બાર મણનું કામઠું અને તેર મણનું ધકોડું લઈને આવે છે. નજીક આવે ત્યારે કાળી કોયલ તેને ઓળખી કાઢે છે અને કહે છે આ તો પેલો કંદુરાજા (સવરિયા મૌલન) છે. તેને કહે સવરિયા મૌલન, મને ભારો ચઢાવી દે. કંદુરાજા ભારો ચઢાવે એટલે કાળી કોયલ ત્યાંથી ચાલે છે. ચાલતાં ચાલતાં સવરિયા મૌલન અને કાળી કોયલ એકબીજામાં પરોવાય છે. કાળી કોયલ ઊભી રહી જાય છે. સવરિયા મૌલનને કહે છે, મારા પગમાં કરશાળીનો કાંટો વાગ્યો છે. સવરિયા મૌલન પગ ઊંચો કરી જુવે છે. બન્ને પગમાં જોવા છતાં કંઈ દેખાતું નથી એટલે સવરિયો બોલે છે, તારા પગમાં કાંટો નથી. કાળી કોયલ બોલે છે તારો હાથ મારા પગ પકડે તો મને કાંટો લાગે છે. તને કંઈ જ નથી દેખાતું ! તારી આંખો આંધળી છે ? મારું રૂપ જોયું ? આમ મશ્કરી કરી આગળ ખૂબ ઝાડી-ઝાંખરા હોય ત્યાં જતી રહે છે.

કંદુરાજાને મશ્કરી કરી એટલે તે પાછળ-પાછળ જાય છે અને કાળીકોયલ સાથે શરીર સંબંધ બાંધે છે. કાળી કોયલને અમાસ-પૂનમના દિવસો હોવાથી ગર્ભ રહે છે. દિવસે દિવસે તેનું પેટ મોટું થતું જાય છે. પાંચ મહિના, આઠ મહિના થાય ત્યારે તેની ભાભી હતુંરાણી મ્હેંણાં મારે છે. તું કુંવારી છે, તારું પેટ મોટું-મોટું થતું જાય છે. ત્યારે કાળી કોયલ વાત છુપાવીને બોલે છે મેં મહુડાનું અમર પાણી પીધું છે, તેથી મારું પેટ મોટું થાય છે.

કાળી કોયલ વિચારે છે કે મારો ભાઈ ઈંદ ખૂબ મોટો દેવ (ભગવાન) છે. તેને ખબર પડશે તો મને ભગાડશે. આમ તે ચિંતામાં પડી બોલે છે, ઉપર જોવું તો આકાશ દેખાય, નીચે જોવું તો ધરતી આજુબાજુ મોટા-મોટા દરિયા અને ડુંગરો દેખાય છે. હવે આ પરિસ્થિતિમાં મારે જવું ક્યાં ? વિચારતાં-વિચારતાં ફરી તે રાજા ભોજની આંબાવાડીમાં જતી રહે છે. ત્યાં દરિયા કિનારે કાંપવાળી જમીનમાં એક મોટી વાવ ખોદે છે. વાવમાં પાણી આવતાં જમીનમાં સિંધળો ડાંગર, હોંગરૂ, કમોદી, બંટો, બટી, તલી, તુવર જેવાં અનાજનું વાવેતર કરે છે. થોડા ફળ-ફળાદિ તથા ફૂલ છોડ રોપે છે. આ બધાને પાણી પાઈને મોટા કરે છે. સમય જતાં કાળી કોયલને નવ મહિના અને નવ દિવસ પૂરા થાય છે. પેટમાં દુઃખાવો ઉપડે એટલે સ્વર્ગમાંથી હરજાબાઈ હોયાણી(દાયણ)ને તેડાવે છે. તેની સાથે બાર માથાનો ધણી પણ આવે છે.

બાર માથાનો ધણી તેની રખેવાળી કરે છે અને હરજાબાઈ તલીના તેલથી કાળી કોયલનું પેટ ચોળવા લાગે છે. સૌથી પહેલાં કાને વૃક્ષનાં પાન, ફૂલ, ફળ જન્મે છે. ટચલી આંગળીએ અનાજ-કઠોળ જન્મે છે. ત્રીજા કુદરતના દેવો મેઘ(વરસાદ), પવન, અગ્નિ, વીજળી અનેક વૃક્ષોના છોડ તથા ફળફળાદિ, પ્રાણી, જીવજંતુઓ વગેરે જન્મે છે. ચોથો જન્મ દેવરૂપ પિઠોરો બાળક રૂપે લે છે. કાળી કોયલ કહે છે, મેં પોતે અપરણિત(કુંવારી) અને મારા પેટે કોઈ બીજી વ્યક્તિનું બાળક જન્મ્યું છે. મને મારા ભાઈઓ ઘરેથી ભગાડી મૂકશે. આમ કહી બાળકને કપડામાં વિટાળીને ગંગા-જમનાના વહેતા પાણીમાં છોડી મૂકે છે. બાળક પાણીમાં કમળના ફૂલ ઉપર વહેતો ફરે છે.

કાળી કોયલની બહેનો રાણી કાજલ અને રાણી માખલ માથે હિરની ઊઢણી અને સોનાના ઘડા લઈ ગંગા-જમનાના અમર પાણી લેવા માટે આવે છે. પાણી ભરતાં બાળક રડવાનો અવાજ કાને પડે છે. જુએ તો પાણીમાં કમળના ફૂલ ઉપર બાળક વહેતું જાય છે. રાણી કાજલ પાણીમાં

ઊતરે છે. ઘુંટણ છાતી પાણી આવ્યું પરંતુ કમળનું ફૂલ આગળ-આગળ જાય છે. રાણી કાજલને ગળા સુધી પાણી આવી ગયું. તોપણ તે આગળ જાય છે. બાળક ''દેવચોડા ભણહીર''નો વેશ લઈને પાણીમાં ઉતરી જાય છે. એટલે રાણી કાજલ પાણીમાંથી પાછી વળવાનો પ્રયત્ન કરે છે. પાછી વળતાં તેના ડાબા પગે બાળક અથડાય છે. બાળકને પાણીમાંથી બહાર કાઢે છે. સૂર્યની સામે રાખી બાળકને જુવે તો ખૂબ જ સુંદર દેખાય છે. રાણી માખલ અને રાણી કાજલ બન્ને બહેનો બાળકને મહેલમાં લાવે છે. સાત પ્રકારના અનાજ બોળેલા પાણીથી બાળકને નવડાવતી વખતે બાળકમાં કોઈ દેવનાં રૂપો તેમને દેખાય છે. નવડાવ્યા પછી તેને શું ખવડાવીશું ? શું પાઈશું ? તે ચિંતામાં પડી જાય છે. રાણી કાજલ પોતાના સ્તન કાઢીને ધવડાવે છે. સ્તનમાં દૂધને બદલે લોહી આવે છે. એટલે તે વધારે ગભરાય છે. તે વિચારે છે હું પોતે બાળક જન્મેલો હોય તો મારા સ્તનમાં દૂધ આવે, એની મા તો કોઈ બીજી છે, તે છોડીને જતી રહી છે. આમ કરી તે લાંબો વિચાર કરે છે હવે કોનું દૂધ મળશે. અષાઠ-જેઠનો મહિનો ચાલે છે. આ સમયમાં ઘણાં બધાં ફૂલછોડને રસ આવે છે. આંકડા-કળામાં પણ દૂધ આવે છે. આમ કરી આંકળા-કળાનું દૂધ લાવી બાળકને પીવડાવે છે. આ દૂધ પીને બાળક ખૂબ તંદુરસ્ત થતો જાય છે. આમ આંકળા-કળાનું દૂધ અને અમુક ફૂલ-છોડનો રસ પીને બાળક મોટો થાય છે.

એક દિવસ રાણી કાજલ આંબાની ડાળે હિરના દોરે હિંચકો બાંધી તેમાં બાળકને સુવડાવીને પાણી ભરવા જાય છે. માથે હિરની ઊંઢેણી ઉપર સોનાનાં બેડાં લઈને પાણી જતી રાણી કાજલ ઘરની વ્યક્તિઓને કહે છે, હું પાણી ભરી લાવું મારા છોકરાને જોજો. બાળક રડે તો હિંચકો હલાવી દેજો. આમ કહી તે જલ્દી-જલ્દી પાણી લેવા જાય છે. પાણી ભરીને જલ્દીથી પાછી વળે છે. પાણી ઘરમાં મૂકી હિંચકામાં આવીને જુવે છે તો બાળક નથી. રાણી કાજલ ખૂબ શોધ-ખોળ કરવા લાગી. આજુબાજુ પૂંછતાછ કરી પણ બાળક મળતું નથી.

રાણી કાજલ ગભરાઈ જાય છે. મારું ફૂલ જેવું બાળક કોણ લઈ ગયું હશે ? ક્યાં હશે? કોને પુછું? બાળક મહેલમાં લાવ્યા ત્યારથી કોઈને કોઈ નડતર, મુશ્કેલીઓ વધતી જાય છે. પણ કંઈ ખબર પડતી નથી. આમ કરી ખાખરનું જમણું પાન લાવે છે. પાનમાં અડદના દાણા અને સોનાનો (ટકો) રૂપિયો મૂકીને આખા મહેલમાં પૉડી ઉતારી એક ખૂણે મૂકે છે. પૉડી જોવા (જોશ જોવા) માટે ટિટિયા જોષી અને બ્રમ્મા જોષીને બોલાવે છે.

ટિટિયા જોષી અને બ્રમ્મા જોષી આવી લાકડાનો પાટલો અને સૂપડું મંગાવે છે. ઉગતા સૂર્ય સામે મોં રાખી પાટલા ઉપર પૉડી મૂકી બધા દેવોના બોલ-બોલી પૉડીને ખોલે છે. પૉડીમાંથી કાઢેલા અડદના દાણા ટિટીયો બ્રમ્મા જોષીને સુપડામાં ખાલી કરી આપે છે. બ્રમ્મા જોષી સુપડામાં અડદના દાણા ટાળે છે અને ટિટિયો જોષી ખાખરના પાનમાં જોઈને રાણી કાજલને ઘરની મુશ્કેલીઓના પ્રશ્ન પૂછે છે.

તારા ઘરમાં ઝઘડા થાય છે ?
તારા ઘરમાં રાંધેલું બગડી જાય છે ?
તારા ઘરમાં પૈસો-ટકો વધારે ખર્ચાય છે ?
તારા ઘરમાં પશુઓ ગાભણ થતાં નથી ને ?
તારા ઘરમાં ખેતીવાડી બગડતી જાય છે ?

જોષમાં બન્ને જોષીઓનો એકધારો નીકળે છે અને કહે છે, તારા ખોળે ઉછરેલું બાળક કોઈ દેવનું રૂપ છે. બાળક મહેલમાં સામેની દીવાલમાં સંતાયેલું છે. તે ત્યાં બેસવા કહે છે. જો તું ગાદી કરીને બેસાડીશ તો તારા ઘરમાં થતાં નુકસાનો/મુશ્કેલીઓ બંધ થશે. જોષીઓ રાણી કાજલને કહે છે એક હાથમાં પાણી ભરેલો સોનાનો લોટો, એક હાથમાં નાળિયેર પાણી લઈ ચોઘડિયા દીવા સળગાવી હુંપા કણબેણની માનતા લે. રાણી કાજલ માનતામાં માને છે કે મારા ઘરમાં થતી મુશ્કેલીઓ, નડતરો દૂર

થાય તો સામેની દીવાલમાં તારી ગાદીઓ બનાવીશ. વારે-તહેવારે તને અન-ધનના બકરા-મરઘાના હોમ કરીશ એવી બાધા લે છે. ટિટિયો જોષી અને બ્રમ્મા જોષી બન્ને જણા આખા ઘરમાં પાણી છાંટે છે. માનતા રાખતાં જ બાળક હિંચકામાં રડવા લાગે છે. રાણી કાજલ દોડીને બાળકને ખોળામાં લઈ લે છે અને બન્ને જોષીઓને વિદાય કરે છે.

થોડા દિવસો પછી ખેતીવાડી સારી દેખાવા લાગી, ઘરના માણસોમાં સુધારો દેખાયો, પશુઓ સારી રીતે દૂધ આપતાં થયાં, ઘરમાં રાંધેલું સારી રીતે રહેવા લાગ્યું. કોઠીમાં અનાજ ખૂટતું નથી, ઘરમાં વહુ-દીકરીઓને સારા દિવસો આવે છે. આમ દરેક રીતે ઘરમાં ખૂબ શાંતિ પ્રસરી ગઈ. બાળક હીરાના દડા, રૂપાના લખોટા, સોનાના ભમરડા, ચાંદીની ગલ્લી અને હીરાની લાકડીએ રમત રમવા લાગે છે. બાળક થોડો મોટો થતાં જ રાણી કાજલને કહે છે, મને રાજ પાટ ચલાવવા આપો. રાણી કાજલ કહે, તું નાનો છોકરો છે તને જુગો ના સચવાય. થોડો ભણી-ગણીને મોટો થા ત્યાર બાદ તને ગાદીએ બેસાડવામા આવશે. આમ કરી તેને ભણવા માટે નિશાળે મોકલે છે. ભગવાનના ચોપડા, સોનાનાં લખાણ, કળની કલમો લઈ તે ભણવા લાગ્યો. પૃથ્વી પરનાં નવ લાખ તેત્રીસ કરોડ દેવ-દેવીઓ, આકાશ, પાતાળનાં જીવ-જંતુઓ બધાને ભણી પાછો ઘરે આવે છે.

થોડા દિવસો પછી રાણી કાજલ સાથે ફરવા જવાની રજા માગે છે. રજા લઈ બાર મણનું કામઠું અને તેર મણનું ધકોડું લઈ ફરવા નિકળે છે. ચાલતાં-ચાલતાં રસ્તામાં કમજોર(અજમેર)માં ખૂબ મોટી વાવ આવે છે. ત્યાં અજમેરની રાણી વાવેથી પાણી ભરીને પાછી વળતી હતી. માથે બેડું લઈ જતી રાણીને પિઠોરો કામઠું ચઢાવી ધકોડું મારીને તેનું બેડું ફોડી આપે છે. રાણી પાંછુ વળી જોઈ કહે મારી સાથે શું ભાગ માંગે છે. તારું ઘર-બાર છે કે કંઈ જ નથી ! જા તને તારો મામો જ અડધો ભાગ આપશે. બીજું કોઈ ન આપે, તારે બાપ નથી. તુ કુંવારીના પેટે

જન્મેલો છે. આ મ્હેણાં સાંભળતાં તેને ખબર પડે છે કે મારે મા-બાપ કોઈ નથી. મને શા માટે મારા મામા ભાગ આપશે. આવું વિચારીને પાછો ઘરે આવે છે.

ઘરે આવી તે ઈંદમામાને શોધવા લાગે છે. ઈંદમામા મળતા નથી. કોઈકે કહ્યું તે સ્વર્ગમાં મળશે. એટલે કરોડિયા મામાને બોલાવીને કહે મારે સ્વર્ગમાં જવું છે. કરોડિયા મામાના તાંતણે તાંતણે તે સ્વર્ગમાં જાય છે. ઈંદમામા સ્વર્ગમાં ના મળ્યા અને ત્યાંથી કોઈએ કીધું કે તે પૃથ્વી પર છે તે ફરી પાછા કરોડિયા મામાના તાંતણે પૃથ્વી પર આવે છે. મહેલમાં પૂછપરછ કરે પણ ઈંદમામા મળતા નથી. વહેલી સવારના સમયે મરઘો ઉકરડાને ખોળવે છે ત્યારે ખબર પડી જાય છે કે મામા ઈંદદેવ ઉકરડામાં સંતાયેલા છે. પિઠોરો મામા ઈંદને ઉકરડામાંથી બહાર કાઢી કમજોરની રાણી જે મ્હેણા માર્યાં તેની બધી વાત કરી રાજનો અડધો ભાગ ઈંદમામા પાસે માંગે છે.

ઈંદદેવ ચિંતામાં પડી પૃથ્વી પરના બધા દેવી-દેવતાઓની સ્વર્ગમાં એક મોટી સભા બોલાવે છે. સભામાં બધા જ દેવ ઉપસ્થિત થયા. ઈંદદેવ ઊભા થઈને પિઠોરા વિશેની વાત બધાને કરે છે. સભામાં કહે છે પિઠોરાનો પિતા કોણ હશે ? તેને શોધવું પડશે ? તેને કોઈ જાણતું નથી. એ આજે મારી પાસે 'રાજ'નો અડધો ભાગ માંગે છે. બધાં દેવદેવીઓ વિચારમાં પડી જાય છે. આના માતા-પિતા કોણ હશે ? તેને ઈંદદેવ કેવી રીતે ભાગ આપી શકે ? સભામાં બધાં દેવી-દેવતાઓ ખૂબ ચર્ચામાં ઉતરે છે. છતાં કોઈ જવાબ મળતો નથી. આ સમયે દેવતાઓ કહે છે, પોદળ પાલો પોહલું પાળો, માસીએ જીવાડેલ બાળકને કેવી રીતે ભાગ અપાય ? બધી સભા પૂરી થવાના અંતે પિઠોરો ઊભો થાય છે અને આંગળીના ઈશારે પોતાના પિતા બધા દેવી-દેવતાઓને બતાવે છે. તેમાં ઈંદદેવના નોકરોમાંનો એક કંદુરાજા તરફ આંગળી ચિંધે છે. ત્યારે બધાને ખબર પડે છે કે કુંવારી રાણી કોયલના પેટે પિઠોરાનો જન્મ થયો છે અને કંદુરાજા

તેનો પિતા છે. રાણી કાજલ અને રાણી માખલ બન્ને બહેનો તેનું પાલન પોષણ કરી મોટો કરેલો છે. રાણી કાજલ ઈંદદેવની બહેન હોવાથી બાબા પિઠોરાની તે માસી ગણાય છે. ત્યારથી બાબા પિઠોરો ઈંદનો ભાણેજ અને ઈંદદેવ બાબા પિઠોરાના મામા તરીકે ઓળખાવા લાગ્યા. ત્યાર પછી સભામાં નક્કી થયું કે ભાણેજ ખૂબ જ ગુસ્સાવાળો છે એટલે તેને રાજનો અડધો ભાગ આપવો.

આ બાબતે મામા-ભાણેજ વચ્ચે વારંવાર ઝઘડા થયા કરે છે. ઝઘડાના સમાધાન માટે રાણી કાજલ ખોડા ગહવિને તેડાવીને બધી વાત કરે છે. ખોડા ગહવિન કહે છે બાળકના જન્મ પછી લેખ લખવા વિદ્યાતા આવે છે. તે જે લખે એ બાળકનું ભવિષ્ય થાય છે. ભગવાન જન્મ આપે, પાલન પોષણ કરે પણ તેના લેખ તો વિધાતા જ લખે. એક દિવસ આ મોટા દેવતાના લખાણ માટે લખારી-જોખારી (વિધાતા) ને તેડાવવું પડશે. રાણી કાજલ, રાણી માંખેલ, પિઠોરો બધા ફરવા નિકળે ત્યારે રસ્તામાં ચાલતા ચાલતા આભા કણભીઓના ઘરો આવે છે. મેઘરાજા(વરસાદ) ખૂબ જોરથી આવતો હોવાથી તેઓ આભા ઝીંઝા કણભીના ઘરની ઓસરીએ કરમના ઝાડ નીચે ઊભા રહે છે. આ જગ્યાએ આભા ઝીંઝા કણભીની છોકરી પિઠોરી તેમને મળે છે. આભા કણભીઓ ઘોડા વધારે રાખતા હોવાથી તેઓના ઘોડા લઈ પાછા મહેલમાં આવે છે. મહેલમાં આવી પિઠોરો ઈંદદેવ જોડે ભાગ માગે છે. મામા-ભાણેજ વચ્ચે ફરી ઝઘડા શરૂ થાય છે. તેથી લખારી જોખારીને બોલાવી બાબા પિઠોરાના લેખન કરે છે. રાણી કાજલ બધી વાત કરે છે. વાત સાંભળી લખારી-જોખારી રંગારાણી-રંગથી રંગીન ઘોડા ચિતરે છે, તેમાં પ્રથમ બાબા ગણેહનો ઘોડો, રાણી કાજલનો ઘોડો, વળિયા વાણિયાનો ઘોડો, ઈંદનો ઘોડો, બાબા પિઠોરા અને પિઠોરીનો ઘોડો તથા બાબા હુંડોળ, રાણી માંખલ, કૈડાકુંણભીનો, કનહરીનો ઘોડો, ધનેરી, જહુવાળેણ હુતા વાળેણ વગેરેના નવ ઘોડાઓ દોર્યા. નવ ઘોડાઓની માનતા હતી. તે બધા જ ઘોડાઓ પિઠોરાની ગાદીમાં બેસાડ્યા. એ સમયે કળ ઉપર, સત

ઉપર, સતનાં ગાયણાં થયાં, સોળ કૂવા થયા, ધરતી ઉપર ઉગાવા ઉગવા લાગ્યા. આ સમયે બાબો પિઠોરો દેવ બન્યો. ત્યાર બાદ બીજા રાજાના મહેલોમાં પણ તેને બેસાડવા લાગ્યા.

એક સમય એવો આવ્યો કે દરિયા સુકાવા લાગ્યા, દરિયા ડોલવા લાગ્યા, જન-જનાવર પાણીથી તડફડવા લાગ્યા, ખૂબ મુશ્કેલીઓ પડવા લાગી. તેથી આ સમયે કોઈએ બાબા પિઠોરાની માનતા લઈ સતનાં ગાયણાં કર્યાં ત્યારે ખૂબ વરસાદ થયો, ધરતી એકદમ લીલીછમ થઈ. આ બધી મુશ્કેલીઓ દૂર થઈ ત્યારે ઘરમાં ચિત્રો દોરાવ્યાં અને પૂજાવિધિ કરાવી. તે સમયથી ઘણાં ઘરોમાં, સમાજોમાં આજે આ બાબા પિઠોરાની માનતાની પૂજાવિધિ થાય છે.

## – બાબા પિઠોરાની પૂજા વિધિ –

બાબા પિઠોરાની ઉજવણી કરનાર વ્યક્તિ એક-બે અઠવાડિયા પહેલાં બડવાને અને કુટુંબના ભાઈઓને બોલાવે છે. બધા ભેગા થઈ ઉજવણી કરવા માટે આયોજન કરે છે. તેમાં ક્યા દિવસે ઉજવણી કરવી, નોંતરાં કરવાં, દેવી-દેવતા અને મહેમાનોને આમંત્રણ આપવું, સાથે સાથે ઉજવણીમાં જરૂરી પૂજાવિધિનો સામાન રસોડાનો સામાન કયો કયો લાવવો એવું દરેક પ્રકારનું આયોજન આ દિવસે થાય છે.

નોંતરાં કરવા માટે નક્કી કરેલ દિવસે બડવો અને કુટુંબના ભાઈઓ ભેગા બેસે છે. ૫૦૦ ગ્રામ જેટલા ચોખામાં હળદર નાંખી ચોખા પીળા કરે છે. ઘરમાં કુળદેવીના સ્થાનક આગળ ખાખરા (કેસૂડા)ના વૃક્ષનાં પાંચ પાન મૂકી તેમાં પીળા કરેલા ચોખા મૂકે છે. પિત્તળની થાળીમાં કંકુવાળા થોડા ચોખા, સોપારી, લીંબુ, સવા રૂપિયો, નાળાછડી મૂકી તેમાં દીવો પ્રગટાવે છે. જે થાળીને વધામણાં તરીકે ઓળખવામાં આવે છે. કુળદેવીના સ્થાનક

આગળ મૂકેલાં ખાખરાનાં પાંચ પાન અને તેમાં મૂકેલા પીળા ચોખાને બડવો અને ઘર માલિક વધામણાંથી વધાવે છે. દેવીદેવતા તથા પૂર્વજનાં નામ લઈ હળદરવાળા ચોખા પાનમાં મૂકે છે. ત્યાર બાદ ચોખા મૂકેલા પાનની પૉડીવાળી તેના ઉપર નાળાછડી બાંધી નોંતરાં તૈયાર કરી દે છે. નોંતરાં જે દિવસે તૈયાર કરે તે જ દિવસે તેને જે તે દેવના સ્થાનકે આપી પણ આવવું પડે છે.

બડવો અને ઘર માલિક તૈયાર કરેલ નોંતરાં લઈ સૌથી પહેલાં ઘરના દેવ, ખેતરના દેવ અને ગામના દેવ સ્થાનકો હોય ત્યાં જઈ પૉડી મૂકી ઉજવણીના પ્રસંગમાં આવવા માટે દેવને આમંત્રણ આપે છે. કુંવારિયાંની બાધા માનતા હોય તો ગામમાં અથવા જંગલમાં કડા અને કણભાના ઝાડને પણ નોંતરાં આપે છે. જે ડાળીઓને ઉજવણીમાં લાવવાની હોય તેને નાળાછડી બાંધે છે. એટલે ઉજવણીના દિવસે ડાળો લેવા જાય ત્યારે નાળાછડી બાંધેલી ડાળો જ કાપવામાં આવે છે.

આમ દેવી દેવતાઓને નોંતરાં આપ્યા પછી ચિત્રો દોરનાર લખારા કયા ગામના બોલાવવા તે નક્કી કરી તેમને પણ નોંતરાં આપી દેવામાં આવે છે. ત્યાર બાદ સગા વ્હાલામાં નોંતરાં આપી તેમને જણાવે છે કે અમુક દિવસે ઉજવણી કરવાની છે. આમ નોંતરા આપવાનું કામ ઉજવણીનાં બે અઠવાડિયા પહેલા પૂરું થાય છે. ત્યાર પછી દરેક વ્યક્તિઓ ઉજવણીની તૈયારીમાં જોતરાય જાય છે. ઘરની સ્ત્રીઓ ઘરની સાફ-સફાઈ અને લીંપણ કામમાં જોડાય છે જ્યારે ભાઈઓ પૂજાવિધિની સાધન- સામગ્રી તથા રસોડાની સાધન-સામગ્રી ભેગી કરવામાં અને પ્રસંગને અનુરૂપ જરૂરી કામકાજમાં વ્યસ્ત બની જાય છે.

પહેલાંના સમયમાં રહેવા માટે બધાંને ઝૂપડાં હતાં. એટલે ચિત્રો દોરવા માટે વાંસનો ખપેડો તૈયાર કરવો પડતો, જ્યારે હાલમાં મકાનો કાચા જ હોય છે પણ ચણતરવાળી દીવાલ હોવાથી તેના ઉપર ચિત્ર દોરાવે છે.

લીંપણવાળી દીવાલ હોય તો કુંવારી ગાયના ગોબરથી સાત વખત લીંપણ કરી પછી ઢોલીવાજાવાળા આવી વાજિંત્રો વગાડવાનું શરૂ કરે એટલે ગામ, ફળિયાનાં સ્ત્રી પુરુષો, બાળકો બધાં ભેગાં થાય છે. પૂંજારો (ગામમાં ધાર્મિક પ્રસંગોમાં પૂજાવિધિ કરનાર વ્યક્તિ) પૂજા વિધિની સામગ્રી તૈયાર કરે છે. સૌથી પહેલાં વધામણાંની થાળીમાં સવા રૂપિયો, ચોખા, કંકુ, સિંધુર, લીંબુ, સોપારી, નાળાછડી, અગરબત્તી મૂકી વધામણાની થાળી તૈયાર કરે છે. સાથે વાંસની નવી ટોપલીમાં મીઠું નાખ્યા વગરનું મોરું ભાત ભરી સફેદ કપડાથી બાંધી દેવામાં આવે છે. જ્યારે બીજી ટોપલીમાં અડદનાં વડાં અને શાક ભરી તેના ઉપર ખાખરનાં પાન ઢાંકવામાં આવે છે. સાથે એક લોટામાં પાણી ભરે છે. આમ બધી તૈયારી થઈ જાય એટલે બે કુંવારી છોકરીઓના માથા પર ઉંઢિણી મૂકી ટોપલીઓ મુકાવે છે અને ભેગાં થયેલાં સૌ ઢોલીવાજા સાથે નાચતાં કૂદતાં માટી (પાંડુ) લાવવાનું હોય તે સ્થળે જાય છે.

પાંડુ ધોળવવા માટે સફેદ અને કુંવારી માટી લાવવાની હોય છે. કુંવારી માટી એટલે કે જમીન ખેડાયેલી ન હોય તે જગ્યાની માટી. આવી માટીવાળા સ્થળે જઈ જમીન ઉપર પાણીના છાંટા નાંખે છે. (જમીન ચોખી કરે છે.) ખાખરાના (કેસૂડાના) વૃક્ષનાં પાંચ પાન હારબંધ મૂકી તેમાં સાથે લઈ ગયેલા મોરું ભાત, અડદનાં વડાં, શાક, દારૂ તથા પાણી બધું આ પાંદડામાં થોડું થોડું મૂકે છે. દીવો અગરબત્તી સળગાવે છે. આમ બધું તૈયાર કર્યા પછી કુંવારી છોકરીઓ, બડવો અને કુટુંબનો વડીલ મૂકેલ વસ્તુઓને વધામણાંથી વધાવે છે. કંકુ સિંધુરના તિલક જમીન ઉપર કરી ભાત, વડાં, શાક, પાણી થોડું થોડું એ જગ્યાએ મૂકી દારૂનાં ટીપાં પાડે છે. આમ પાંચ વખત વધાવીને પાંચેય વખત આ બધી વસ્તુઓ થોડી થોડી ત્યાં મુકવામાં આવે છે. વધાવ્યા બાદ મરઘું મારી નાળિયેર વધેરે છે. નાળાછડી, સવા રૂપિયો, સોપારી જમીન પર મૂકી બડવો બોલ (મંત્ર) બોલી થોડો દારૂ પીવે છે. ત્યાર બાદ પાંડુ (સફેદમાટી) ખોદે છે. માટી ખોદાઈ જાય એટલે પાંચ ટોપલીમાં થોડી થોડી માટી ભરે છે. પાંચ

બહેનોને બોલાવી માટી ભરેલી ટોપલીઓને વધાવે છે અને સાથે લઈ ગયેલાં ભાત, વડાં, શાકને ભેગું કરી ત્યાં ગયેલા દરેકને પ્રસાદરૂપે વહેંચે છે. પ્રસાદ વહેંચ્યા બાદ પાંચ બહેનોના માથે માટી ભરેલી ટોપલીઓ મૂકાવે છે. આમ કરી માટી લઈ નાચતાં કૂદતાં ઘરે આવે છે.

ઘર આગળ આંગણામાં માટીની ટોપલીવાળી પાંચેય બહેનો અને પૂંજારાને એક હરોળમાં ઊભાં રાખવામાં આવે છે. ઘરમાલિક અને એક લખારો આ બધાંને તિલક કરી પાંચ વખત વધામણાંથી વધાવે છે. ત્યાર પછી માટીને ઘરના એક ખૂણે ઢગલી કરે છે. નવા માટલાના ચોખ્ખા પાણીથી માટીને પલાળે છે. આ વિધિને પાંડુ બોળવાની વિધિ કહેવાય છે. આ સમયે બડવો પણ આવી જાય છે અને તેની વિધિ શરૂ કરે છે. સૌ પ્રથમ આખા ઘરમાં ગાય કે બકરીનું દૂધ છાંટે છે. જે દીવાલ ઉપર ચિત્ર દોરવાનું હોય ત્યાં દીવાલની મધ્યમાં જમીન પર સવા રૂપિયો મૂકી તેના ઉપર ચોખાની ઢગલી કરી, દીવો પ્રગટાવે છે. ત્યાર પછી વિધિ કરી બડવો લખારાને પાંડુ ધોળવવાની છૂટ આપે છે.

લખારા ખાખર (કેસૂડા)ના વૃક્ષનાં મૂળ કે વાંસની પાતળી સોટીમાંથી પીછીઓ તૈયાર કરે છે. પાંડુ ધોળવતાં પહેલાં જે દીવાલ કે ખપેડા ઉપર ચિત્ર દોરવાનું હોય તેના ઉપર ગાયનું દૂધ છાંટી, દીવો-અગરબત્તી સળગાવે છે. જેટલા લખારા (ચિત્રકારો) આવ્યા હોય એ બધા દીવા આગળ નમન કરી દારૂનાં ટીપાં પાડે છે અને થોડો થોડો દારૂ પીવે છે. આમ કરી તેઓ પાંડુ ચઢાવવા (ધોળવવા)નું શરૂ કરે છે. કોઈ જાતે તૈયાર કરેલ પીછીથી તો કોઈ કપડાથી દીવાલ ધોળવવાનું કામ કરે છે. એક બાજુ બડવો અને તેના સાથીદારો વિધિને અનુરૂપ ગાયણું ગાતા હોય છે. ઘરમાં લખારાઓ અને બડવો તેમનું કાર્ય કરતા હોય છે જ્યારે બહાર કુટુંબની અને ફળિયાની વ્યક્તિઓ ભેગી મળી રસોડું બનાવવા માટે નાનું છાપરું તૈયાર કરે છે. આ છાપરાને ‘અખાડા’ તરીકે ઓળખવામાં આવે છે. પિઠોરાદેવની પૂજા વિધિ સાથે જવારા વાવવાની માનતા હોય

ત્યારે વાવેલા જવારા આ અખાડામાં રાખવામાં આવે છે અને જવારાની પૂજાવિધિ આ અખાડામાં જ થાય છે. એટલે કે અખાડો (છાપરું)નો અડધો ભાગ જવારાનો અને અડધો ભાગ રસોડાનો રહે છે. સામાન્ય રીતે અખાડો તાડના પાનનું છજિયું અને આજુબાજુ તુવર અથવા વાંસની સોટીઓથી બંધારણ કરવામાં આવે છે. સાંજનો સમય થઈ જાય છે એટલે કામ કરતી બધી વ્યક્તિઓને ભાત અને તેલ જમાડવામાં આવે છે. આ રીતે મંગળવારનો દિવસ પૂરો થાય છે.

બુધવારના દિવસે વહેલી સવારે ઘરમાલિક લખારાઓને સ્નાન કરાવે છે. તેના પછી બડવાને માથામાં દહીં નાંખી સ્નાન કરાવે છે. ન્હાઈ ધોઈ તૈયાર થાય એટલે બધાને ભાત અને તેલ જમાડે છે. જમ્યા પછી લખારા ખાખરા (કેસૂડા)ના પાનના પડિયા તૈયાર કરી તેમાં લીલો, પીળો, સિંધુરિયો, લાલ, વાદળી, સોનેરી, ચાંદી, કાળો, હરદિયો વગેરે રંગો બોળે છે. રંગોમાં ગાય કે બકરીનું દૂધ અને મહુડાનો ચોખ્ખો દારૂ નાંખી રંગો તૈયાર કરે છે.

સૌથી પહેલાં સુતરની દોરીને કેસરી રંગમાં પલાળી દીવાલ ઉપર આડી અવળી લીટી દોરી ચૉકની લંબચોરસ સીમા તૈયાર કરે છે. ચિત્ર દોરવાની શરૂઆત ઘરમાલિકના જમણા હાથે પીછી પકડાવી બાબા ગણેહનું ચિત્ર દોરાવે છે. સૌ પ્રથમ બાબા ગણેહનું ચિત્ર દોરી પછી બીજાં ચિત્રો દોરવામાં આવે છે.

દિવસ દરમિયાન આઠ દશ વ્યક્તિઓ આ ચિત્રો દોરવાનું કામ કરતી હોય છે. ચિત્રો દોરાતાં જાય તેમ તેમ બડવો ગાયણાં ગાતો હોય છે. બુધવારે વહેલી સવારથી લઈ સાંજના છ-સાત વાગ્યા સુધીમાં ચિત્રો દોરવાનું કામ લખારા પૂરું કરી દે છે. ચિત્રો દોરવાનું પૂરું થાય ત્યારે છેલ્લે પિઠોરાદેવના ઘોડાના પગ બાંધે છે. જે પૂજા વિધિ પૂરી થાય ત્યારે છોડવામાં આવે છે. લખારાનું કામ પૂરું થાય એટલે તેમણે સાંજે ભાત,

મરચું અને તેલ જમાડવામાં આવે છે.

સાંજનો સમય થાય એટલે ઢોલીવાજાવાળા ભાઈઓ પોતાનાં વાજિંત્રો લઈ આવી જાય છે. ઘરમાલિક અને પૂંજારો વધામણું લઈ વાજિંત્રોને નાળાસડી બાંધી કંકુ, ચોખા, સિંધુરનાં તિલક કરી સવા અગિયાર રૂપિયા વાંજિત્રો આગળ મૂકી વધાવે છે અને જમીન પર દારૂની છાક (ટીપાં) પાડે છે. થોડો દારૂ વાજિંત્રો વગાડનારને પીવા માટે આપે છે. આમ વધાવવાનું પૂરું થાય પછી વાજિંત્રો વગાડવાનું શરૂ કરે છે.

સાંજે લગભગ આઠ નવ વાગ્યાના સમયે ચિત્રોના મુખ્ય સ્થાનક આગળ બડવો પૂજા વિધિનો સામાન ભેગો કરે છે. જેમ રાઠવા સમાજમાં લગ્ન પ્રસંગે વર કે કન્યાને પીઠી ચોળે ત્યારે કુંવારા બે છોકરા અને બે છોકરીઓ લુંડા/લોંગણિયા (લગ્ન પ્રસંગ પૂરતા વર કે કન્યાના મુખ્ય સેવકો) રાખવામાં આવે એવી જ રીતે પિઠોરાચિત્રમાં પણ બે લૂંડા/ લોંગણિયા રાખવામાં આવે છે. વિધિનો સામાન ભેગો કરવામાં લૂંડા બડવાને મદદ કરે છે જ્યારે છોકરીઓ પૂંજા વિધિનો સામાન ગોઠવવાનો હોય ત્યાં કુંવારી ગાયના છાણથી લિંપણ કરે છે. લિંપણ સુકાઈ જાય એટલે બડવો મુખ્યચિત્રો/ચૉક આગળ ડાંગરની નવ ઢગલીઓ હારબંધ કરે છે. તેના ઉપર માટીના નાના કઠવા(નાની માટલીઓ) ગોઠવે છે. તેના અંદર થોડો થોડો દારૂ રેડવામાં આવે છે ત્યાર પછી આ કઠવા ઉપર ખાખર (કેસૂડા)નાં વૃક્ષનાં જમણાં પાન વાંકાંવાળી ગોઠવવામાં આવે છે. ચૉકની વચ્ચે તલવાર જમીનમાં ખોસવામાં આવે છે. ગુગળના વૃક્ષની છાલનો ધૂપ શરૂ કરે છે. ગોઠવેલ કઠવીની આગળ ચોખાની નાની ઢગલીઓ કરી તેના ઉપર માટીનાં કોડિયાં મૂકી દીવા પ્રગટાવે છે. દરેક કઠવીની સામે સવા રૂપિયો, લીંબુ, સોપારી મૂકી ડાંગરની ઢગલીમાં બીલીનાં પાંચ પાંચ પાન મૂકે છે. દરેક કઠવીના નાળે અળદનાં પાંચ પાંચ વડાં બાંધે છે. કઠવીને સિંધુર, કંકુનાં પાંચ પાંચ તિલક કરે છે. પૂજા વિધિના સામાનમાં મહુડાનો ચોખ્ખો દારૂ ભરેલો એક શીશો અને તેની

સાથે એક નાની ડોયલી મૂકવામાં આવે છે. ત્રણ નાળિયરને નાળાછડી બાંધી તેને પણ પાઠમાં મૂકે છે. પાઠની મધ્યમાં ચોખાની નાની ઢગલી કરી તેના ઉપર મરઘીનું ઈંડું ગોઠવવામાં આવે છે. ઈંડાને કંકુનું તિલક કરી તેની આગળ દીવો સળગાવવામાં આવે છે. આમ બધી તૈયારી થઈ જાય એટલે ઘરધણી તેની પત્ની, બડવો અને પૂંજારો પાઠને વધામણાંથી પાંચવાર વધાવ્યા પછી બડવો બધાને હાથે નાળાછડી બાંધે છે. પહેલાં દીવાલ ઉપર ઘરમાલિકને પાંચ તિલક કરાવે છે. ત્યાર બાદ બધાં ચિત્રો ઉપર તિલક કરે છે. દીવાલ આગળ મહુડાનો દારૂ તરાપે છે. આજુ-બાજુ બેઠેલા સૌને ઘરધણી ખાખરાનાં પાન આપી દારૂ પાવે છે.

ઉપર મુજબની વિધિ પૂરી થયા પછી બડવો અને તેના સાથીદારો ઢાક લઈ ગાયણું ગાવા બેસે છે. પહેલા ગાયણામાં જે દેવોને નોંતરેલા (આમંત્રણ) આપેલું હોઈ તેમનાં નામો લઈને ગાયણું ગાય છે. બીજા ગાયણાંમાં આ દેવોએ જે જે કાર્ય કર્યું તેનું વર્ણન ગાય છે. ત્રીજા ગાયણાંમાં અહિંયા તેમને ગાદી પર બેસાડ્યા તેનું વર્ણન ગાય છે. ચોથા ગાયણાંમાં તેઓને પાટ ઉપર પધારવા માટે આહ્વાન આપે છે. આમ કરતાં મળસકું થઈ જાય છે. એટલે ઘરધણી બડવાને ગરમ પાણીથી નવડાવી પહેરવા માટે નવાં કપડાં આપે છે. બડવો તૈયાર થઈ ફરી ગાયણાં ગાવા બેસે છે. ચાલુ ગાયણાંમાં બડવો હાજરી લઈ (દેવરૂપે પવન બડવામાં પ્રવેશ થાય છે.)ધુણવા લાગે છે. બડવો ધુણતો ધુણતો આંખો બંધ કરી આ બધાં ચિત્રોની ઉપર તલવારની અણી મૂકી કયા દેવનું આ ચિત્ર છે તે કહે છે. પાસે ઉભેલ વ્યક્તિ 'હા, બરાબર બાપજી' એવું બોલે છે. આ રીતે બધાં ચિત્રોની ઓળખ બડવો આપે છે. લખારા કોઈ ચિત્ર દોરવાનું ભૂલી ગયા હોય અથવા બડવાની પરીક્ષા કરવા માટે જાણી બૂઝી ચિત્ર ન દોર્યું હોય તો સાચો બડવો હોય એટલે તરત કહી દે છે કે આ ચિત્ર દોરવાનું બાકી છે. આમ કહી એ ચિત્ર લખારા પાસે તરત દોરાવે છે અને પછી આગળની પૂજા વિધિ ચાલે છે. આમ દરેક દેવ આ ચિત્રોમાં આવ્યા કે નઈ તેની ખરાઈ કર્યા બાદ બડવો આગળની પૂજા વિધિ શરૂ કરે છે.

ચિત્રો વાંચવાનું પૂરું થાય પછી બડવો ધૂણતો ધૂણતો અલગ અલગ વેશ લે છે. પહેલાં રાણી કાજલનો વેશ લે છે. તેમાં સાડી પહેરી, હાથે બંગડીઓ પહેરી, માથે ઊંઢેણી મૂકી તેના ઉપર પિતળનો કળશ અને કળશ ઉપર દીવો પ્રગટાવી છૂટા હાથે નૃત્ય કરે છે. નૃત્યમાં તાલ આપવા માટે ઢોલી ઢોલ વગાડે છે અને તેના તાલે બડવો નૃત્ય કરે છે. બીજો વેશ વાંદરાનો લે છે. તેમાં વાંદરાની જેમ તે કૂદાકૂદ કરે છે. ત્રીજો વેશ વાળંદનો લે છે. જેમાં ગામ ફળિયાના આગેવાન બેઠેલા હોય, તેની દાઢી કરવાનું પાત્ર ભજવે છે. છેલ્લે ધોબીનો વેશ લઈ કપડા ધોવે છે. ત્યાર બાદ ઘરના પૂર્વજની હાજરી લઈ ઘરના કુટુંબની દરેક વ્યક્તિના ખબર અંતર પૂછે છે.

છેલ્લે બડવો ઘરધણી અને તેની પત્નીને બોલાવે છે. પત્નીને સાડીનો ખોળો પકડાવી તેમાં ડાંગર, બીલીપત્ર, લીંબુ, સોપારી અને નાળિયેર આપે છે. ઘરધણીને પૂજા અંગેની વાત કરે છે. તેના પછી ઘરના બીજા સભ્યોને બોલાવે છે અને પ્રસાદ રૂપે અડદનાં વડા આપે છે. કુટુંબના વડીલ હોય તેને દારૂની છાક આપે છે. લોંગણિયા/લુંડાઓને અડદનાં વડા આપે છે. લખારાને ડાંગર, લીંબુ, બીલીપત્ર, સવારૂપિયો, અને અડદના વડા આપે છે. આમ મુખ્ય મુખ્ય વ્યક્તિઓને બોલાવીને બડવો પ્રસાદ આપે છે. આ રીતે બધી વિધિ પૂરી થયા પછી બડવો બધાને રામ રામ કરી ધુણવાનું બંધ કરે છે.

બડવો થોડી વાર બેસી બીડી, દારૂ પીને પછી ફરીથી ગાયણું કરવા બેસે છે. તે સમયે સાત પ્રકારનાં અનાજ ભેગાં કરેલાં હોય તે ટોપલી મંગાવે છે. વડલાના અને લીંબડાના વૃક્ષનાં પાન, બકરો અને મરઘું મંગાવે છે. ઘરધણી અને તેની પત્નીને બોલાવે છે. દીવાલ સામે મુખ્ય ચૉક સામે બકરાને ઊભો રાખી ઘરધણી તેની પત્ની અને બડવો બધાં થઈ બકરાને વધામણાંથી વધાવી તિલક કરે છે. ત્યાર બાદ બકરાને ઝાડો લેવડાવે છે. (પાણી છાંટે છે) પાણી છાંટે એટલે બકરો ધ્રુજવો જોઈએ. બકરો ના

ધ્રુજે તો પૂજામાં કંઈ ખામી રહી એવું માને છે અને જો પાણી છાંટતાં જ ધ્રુજવા લાગે તો માને કે બકરાની બલિ હવે દેવ સ્વીકારી લેશે. આમ કરી પાળિયાના ઝાટકાથી બકરાને કાપી નાંખવામાં આવે છે. બકરાનું લોહી વાઘનાં ચિત્રો દોરેલાં હોય ત્યાં લગાવવામાં આવે છે. ત્યાર બાદ મરઘું મારવામાં આવે છે. આમ મરઘા- બકરાની બલિ આપી બન્નેનાં કાળજાં કાઢી લેવામાં આવે છે.

આ સમયે ઘરમાં રસોડું તૈયાર હોય છે એટલે એક ટોપલીમાં ભાત અને બીજી ટોપલીમાં અડદનાં વડા મંગાવે છે. ખાખરા (કેસૂડા)નાં પાંચ જમણાં પાન મૂકી તેમાં અડદનાં વડા, ભાત અને બકરાના શેકેલા કાળજાના નાના ટુકડા મૂકે છે. સાથે એક શીશો મહુડાનો દારૂ મૂકે છે. બધું તૈયાર કરાવી બડવો દેવી-દેવતા અને પૂર્વજોને જમવા બોલાવવાનું ગાયણું ગાય છે. બીજી બાજુ અંગારામાં જમવાનું થોડું થોડું નાંખતા હોય છે. એટલે કે પૂર્વજો અને દેવોને જમાડ્યા એમ માને છે. ત્યાર પછી લખારા, પૂંજારો, ગાયણીઓ, લૂંડા-આ બધા મુખ્ય કામદારોને આ ભોજનનો ભાગ આપવામાં આવે છે. અડદનાં વડા અને મહુડાનો દારૂ પાવે છે. ચિત્રમાં દોરેલા હાથીને જમવા માટે વડલાનાં પાન મૂકે છે. ઘોડાઓને જમાડવા માટે ટોપલી ભરી ચંદી (સાત પ્રકારનાં અનાજ) અને લીંબડાનાં પાન આખી દીવાલ ઉપર નાંખે છે. લખારાને કહે પાયગા છોડાવ. ચિત્રમાં દરેક ઘોડાના પગ બાંધેલા હોય છે જે પગને પૂજા વિધિ થયા પછી ઘોડાને જમાડે ત્યારે દરેક ઘોડાના પગ ચિત્રમાં લખારો છોડે છે. એટલે ઘોડાઓ જમવા માટે છોડી દીધા એમ માને છે. ખાસ બાબત એ છે કે આ પગ છોડે ત્યારથી આ ઘોડાઓ (દેવ-દેવીઓ) ઘરની રખેવાળી કરવાનું શરૂ કરી દે છે. આ વિધિ પત્યા પછી લખારાનું કાર્ય પૂરું થાય છે તેથી વધેલા રંગો, પીંછીઓ, પડિયા બધું લઈ પિઠોરાદેવને નમન કરી નદી કે કોતરે વળાવી આવે છે. બડવો છેલ્લે અસાડ ઢાંકે છે. સફેદ નવું ધોતિયું ચિત્રો ઉપર ઢાંકી દે છે. આમ લગભગ રાત્રે ત્રણેક વાગ્યાના સમયે બાબા પિઠોરાની પૂજાવિધિ પૂરી થાય છે.

બડવાના લાગમાં આવતો સામાન જેવો કે બકરાનું માથું, મરઘું, નાળિયેર, પૂજા વિધિમાં મૂકેલા ચોખા, ડાંગર અને કોઈ સારી સગવડવાળું ઘર હોય તો વધારાનું અનાજ પણ બડવાને આપે છે. બધો સામાન લઈ સવારે બે-ત્રણ માણસો બડવાને મૂકવા માટે જાય છે.

આમ કરતાં કરતાં ગુરૂવારે બપોરનો સમય થવા આવે છે. બીજી બાજુ ફળિયા કુટુંબની વ્યક્તિઓ રસોડું તૈયાર કરી દીધું હોય છે એટલે ઉજવણીમાં સામેલ થયેલ દરેક વ્યક્તિઓને જમાડવાનું શરૂ કરી દે છે. આમ પિઠોરાદેવની ઉજવણી પૂરી થાય છે.

## - સંલગ્નવિધિઓ -

કુંવારિયોની પૂજાવિધિ (ઈંદની પૂજાવિધિ) : બાળકની લીધેલી બાધા (માનતા)તેની કુંવારી અવસ્થામાં પૂરી કરવાની વિધિને કુંવારિયો કે ઈંદની પૂજાવિધિ કહે છે. કોઈ દંપતીને બાળક ન થતું હોય, બાળકો મૃત્યુ પામતાં હોય, બાળક વધારે બીમાર રહેતું હોય કે વારંવાર બીમાર થઈ જતું હોય ત્યારે પરિવારની કોઈ વ્યક્તિ કેસૂડાના પાનમાં અડદનાં દાણા મૂકી બીમાર વ્યક્તિ ઉપર સાતવાર ઉતારી તેનું પડીકું બનાવી લઈ બડવા પાસે જાય છે. બડવો પડીકું ખોલી વિધિને અનુરૂપ દેવોનાં નામ લઈ દાણા ટાળે છે. તેમાં કયા દેવથી આ દુઃખ દૂર થશે તે નક્કી કરે છે અને તે પ્રમાણે બાધા રાખે છે. જેમકે કુંવારિયોની બાધાથી દુઃખ દૂર થાય એવું હોય તો કુંવારિયોની બાધા રાખી આપે છે. એકલી કુંવારિયોની બાધાથી દુઃખ દૂર થાય એવું ન હોય તો પિઠોરો અને કુંવારિયો બન્ને પૂંજવાની બાધા રાખી આપે છે. સમય જતાં બાળક સારું થાય કે બીમારી દૂર થાય ત્યારે બાધા (માનતા) ફળી એમ માને છે. માનતા રાખે ત્યારથી બાળકના વાળ ઉતારવામાં આવતા નથી અથવા ચોટલી રાખવામાં આવે છે. બાધા લીધેલ છોકરા-છોકરીની બાધા પૂરી ન કરે ત્યાં સુધી તેનું

લગ્ન કરી શકાતું નથી.

કુંવારિયો પૂંજવાની એકલી બાધા હોય ત્યારે નોંતરા પિઠોરાની જેમ જ કરવામાં આવે છે. પણ ઈંદની પૂજાવિધિ રાત્રે દશ-અગિયાર વાગે શરૂ થઈ જાય છે. જે આખી રાત ચાલે છે. તેમાં પિઠોરો લખવામાં આવતો નથી. કુંવારિયો સાથે પિઠોરાની પણ બાધા લીધી હોય ત્યારે પિઠોરાની પૂજાવિધિ પૂરી થયા પછી મોડી રાત્રે કુંવારિયો (ઈંદ)ની પૂજાવિધિ થાય છે. એટલે કે બાધાને અનુરૂપ પૂજાવિધિ થાય છે. પિઠોરો ઈંદનો ભાણેજ હોવાના નાતે બન્નેની પૂજા મોટાભાગે સાથે થતી હોય છે.

બાળક સારું થઈ જાય કે બીમારી દૂર થાય ત્યારે ઘરવાળા પોતાની રીતે સગવડ થાય એટલે બાધા પૂરી કરવાનું નક્કી કરે છે. ઉજવણી કરવાનું હોય એટલે દિવસ નક્કી કરી સૌથી પહેલાં દરેક દેવને નોંતરાં (આમંત્રણ) આપવાનું હોય છે. નોંતરાં તૈયાર કરે તે દિવસે બડવો અને ઘરમાલિક ગામનાં દેવી-દેવતાનાં સ્થાનકોએ નોંતરાં આપવા જાય છે. આ જ સમયે કુંવારિયોની બાધા (માનતા) હોય એટલે કળા-કણભાના ઝાડની પૂજાવિધિ કરી જે ડાળો ઉત્સવમાં લાવવાની હોય તેને નાળાછડી બાંધી દે છે અને ઝાડને નોંતરાં આપી દે છે.

બુધવારના રોજ એટલે કે પિઠોરાદેવની ઉજવણીના દિવસે સાંજ સુધીમાં ચિત્ર દોરાઈ જાય છે. ત્યાર પછી ૬થી ૭ વાગ્યાના સમયે કળા કણભાની ડાળો લેવા જવાની તૈયારી કરે છે. ઢોલીવાજાવાળા પોતાનાં વાંજિત્રો વગાડવાનું શરૂ કરે એટલે ફળિયાનાં નાનાં મોટાં સૌ ભેગાં થઈ જાય છે. મોરું ભાત અને વધામણાં સાથે બડવો અથવા પૂજારો બધાને લઈને નાચતા કૂદતા નોંતરું આપેલા કળા કણભાના ઝાડ પાસે જાય છે. વૃક્ષની પૂંજાવિધિ કરી ડાળો કાપવા માટે એક વ્યક્તિ ઝાડ ઉપર ચઢે છે. જે ડાળોને નાળાછડી બાંધી હોય તે ડાળો કાપે છે. ડાળ કાપે એટલે તેને જમીન પર પડવા દેવામાં આવતી નથી. ઉપરથી જ ઝીલી લેવામાં આવે

છે. જેટલી ડાળોની માનતા લીધી હોય એટલી ડાળો કાપવામાં આવે છે. ખાસ કરીને નવ ડાળો કાપવામાં આવે છે. એક બાજુ ડાળો કપાતી હોય, બીજી બાજુ ઢોલીવાજાના તાલે નાચવાવાળાં નાચતાં હોય છે. બહેનો વિધિને અનુરૂપ ગીતો ગાતી હોય છે. પ્રસંગને અનુરૂપ ડાળો લેવા જાય ત્યાં પણ આખો માહોલ બની રહે છે. ડાળો કપાઈ જાય એટલે ડાળો લઈને એક હરોળમાં બધા ઊભા રહી જાય છે. ડાળો લઈ ઊભા રહેલા દરેક વ્યક્તિને વધામણાથી વધાવી તિલક કરે છે. પછી ડાળોને લઈને નાચતા કૂદતા બધા ઘરે આવે છે.

ડાળો હાથમાં લઈને આવેલી વ્યક્તિઓને ઘરના આંગણામાં એક હરોળમાં ઊભા રાખે છે. ઘરધણી અને તેની પત્ની ડાળો લઈ ઊભેલ વ્યક્તિઓને વધામણાંથી વધાવી તિલક કરે છે. બીજી બાજુ ડાળો રોપવાની જગ્યા સાફ, સફાઈ કરી દર ખોદીને તૈયાર કરેલી હોય છે. વધાવ્યા પછી ડાળોને ડાબાજમણી ફરી રમાડવામાં આવે છે. જમણી બાજુથી એક એક કરમની ડાળને દરમાં રાખી તેની સાથે શેરડી અને કળાની એક એક ડાળ રોપે છે. સાથે થોડી થોડી ડાંગર પણ દરમાં નાંખે છે. આમ નવ દરમાં નવ ડાળો એક હરોળમાં લગભગ એક ફૂટના ગાળે બરાબર રોપી દે છે. તેની સાથે ઈંદરાજના પાટલા, માટલા વગેરે પૂજા વિધિની સાધન સામગ્રી પણ ગોઠવી દેવામાં આવે છે. ડાળને નાળાછડી બાંધી અડદનાં પાંચ પાંચ વડા બાંધે છે. ડાળોની મધ્યમાં જમીન ઉપર તલવાર ખોસવામાં આવે છે. સાથે ડાંગરની નાની ઢગલીઓ કરી તેના ઉપર માટલાં ગોઠવવામાં આવે છે. માટલાંમાં ડાંગર, સોપારી, લીંબુ, છૂટા પૈસા નાંખી તેને નાળાછડી બાંધી ઢાંકણ ઢાંકી દેવામાં આવે છે. માટલા સાથે ડાંગરની બીજી નાની ઢગલી કરી તેના ઉપર કોડિયામાં દીવો સળગાવે છે. જોડે લાકડાનો પાટલો ગોઠવી તેને નાળાછડી બાંધી તિલક કરી ચોખા અથવા ડાંગરની ગાદી કરી તેના ઉપર દીવો સળગાવે છે. તેની સાથે ચોખાની ઢગલી કરી તેના ઉપર મરઘીનું ઈંડુ ઊભું ગોઠવવામાં આવે છે. માટલાની આગળ માટીની નવ કટવી ગોઠવી દરેક કટવીને નાળાછડી અને વડા

બાંધી તિલક કરે છે. દરેક કટવીમાં દારૂ રેડી દરેક કટવી આગળ દીપ પ્રગટાવી તેની સાથે જ ખેતીવાડીનાં નાનાં ઓજારો બનાવેલાં હોય તે ગોઠવે છે. ઈંદપૂજામાં વધામણું, તાંબાના લોટામાં પાણી, લીંબુ, સોપારી, બીલીપત્ર, દારૂ ભરેલો શીશો, નાળિયેર આ બધી ચીજ વસ્તુઓ ડાળો આગળ ગોઠવવામાં આવે છે.

આખો પાઠ ગોઠવાઈ ગયા પછી બડવો મહુડાનો દારૂ તરાપે છે. આજુ-બાજુ બેસેલ દરેક વ્યક્તિઓને વારી વારી દારૂ પાવે છે. પાઠ પૂરેલો હોય તેની આજુ બાજુ ડાંગરનું ઘાસ નાંખવામાં આવે છે. જેથી બડવો અને તેની સાથે ગાયણા ગાનાર વ્યક્તિઓ, પૂજારો અને પૂજાવિધિનું કામ કરનાર વ્યક્તિઓ તેના ઉપર બેસી શકે.

ઘરમાં પિઠોરાદેવની પૂજાવિધિ સાંજના નવ-દશ વાગ્યાથી શરૂ થઈ ને રાત્રે બે થી ત્રણ વાગ્યાના સમયે પૂરી થાય છે. એટલે લગભગ ત્રણ વાગ્યા પછી ઈંદદેવની પૂજાવિધિ ડાળો રોપેલી હોય ત્યાં શરૂ થાય છે. બડવો અને તેના સાથીઓ ઢાક લઈ ઈંદરાજના પાઠ આગળ ગાયણું શરૂ કરે છે. બીજી બાજુ ગામ, ફળિયાના કે સગા સંબંધીઓ બધા ભેગા થયેલા સ્ત્રી-પુરુષો ડાળોની ગોળ ફરતે ઢોલ, શરણાઈ, નગારી, મોટાં ઢોલના તાલે નૃત્ય કરે છે. કેટલીક બહેનો હાથમાં કરતાલ લઈને નૃત્ય કરે છે. કેટલીક બહેનો ઈંદરાજનાં ગીતો ગાતી હોય છે. બડવો ગાયણું ગાતાં ગાતાં ઈંદરાજનો ભાર લે છે. ઈંદરાજનો પવન બડવામાં પ્રવેશ કરે એટલે તે ધૂણવા લાગે છે. ધુણતાં ધુણતાં પાણી ભરેલો લોટો લઈ ઊભો થાય છે અને પોતાના માથા ઉપર પાણી રેડી દે છે. ત્યાર બાદ તેને ઘરધણી વધામણાંથી વધાવી તિલક કરે છે. પછી તલવાર લઈને ધુણતો બડવો બધા સાથે નૃત્ય રમવા જાય છે. રમતાં રમતાં તલવાર મૂકી એક હાથમાં ભાત ભરેલી વાંસની ટોપલી અને બીજા હાથમાં અડદના વડાની ટોપલી લઈને રમે છે. ત્યાર પછી રાણી કાજલના વેશમાં બડવો હાથમાં બંગડી, સાડી પહેરી, માથે ઊંઢેણી મૂકી તેના ઉપર પાણી ભરેલો કળશિયો અને

એ કળશિયા ઉપર સળગતો દીવો મૂકી ખુલ્લા હાથે નાચે છે. નાચતાં નાચતાં પાંચ ફેરા જમણા અને પાંચ ફેરા ડાબા ફરી પાઠ પૂરેલો હોય ત્યાં આવે છે. ફરી વેશ બદલી ડાળો રોપેલી હોય ત્યાં ઊભો રહી ત્યાંથી છલાંગ ભરી ઊડી ડાળો પૂરી થાય ત્યાં ઉતરે છે. ત્યાર બાદ પાઠ પૂરેલો હોય ત્યાં બેસી ઘરધણી અને કુટુંબના ભાઈઓ સાથે વાત કરે છે. દરેકના ખબર અંતર પૂછે છે. ઘરધણી અને પત્નીને બોલાવે છે. સાથે બેસાડી પત્નીને લુગડાનો ખોળો પકડવા કહે છે. ખોળામાં એક ખોબો ડાંગર, બીલીપત્ર, નાળિયર, લીંબુ, સોપારી-આ બધી વસ્તુ સાથે અડદનાં વડા આપે છે. તેના પછી આજુબાજુ ઊભેલા બીજા વ્યક્તિઓને બોલાવીને અડદનાં વડા આપે છે. આ વિધિ પૂરી થાય એટલે બડવાનું ધૂણવાનું બંધ થાય છે. છોકરા કે છોકરીની બાધા પૂર્ણ કરતા હોય તેને વરરાજા કે કન્યાની જેમ તૈયાર કરે છે. હળદર લગાવી, લગ્નના જેવાં કપડાં, ઘરેણાં પહેરાવી ખૂબ શણગાર કરાવીને પાઠ આગળ બેસાડવામાં આવે છે. બલિ ચઢાવતી વખતે મરઘાં બકરાની પૂંછડી તેણે પકડાવે છે. આમ કરી માનતા છૂટે છે. ત્યાર બાદ દારૂ પી બલિ ચઢાવેલા મરઘાં, બકરાંના કાળજા કાઢી તેને શેકવામાં આવે છે. બીજી બાજુ ખાખરના વૃક્ષનાં પાંચ પાંદડા ગોઠવે છે. તેમાં અડદનાં વડા અને ભાત થોડું થોડું મૂકે છે. નળિયામાં અંગારા મંગાવી પાંદડામાં મુકેલ વડા, કોદરી અને શેકેલ કાળજું થોડું થોડું લઈ અંગારામાં નાંખી હોમ કરે છે. આમ કરતાં સવાર થઈ જાય છે. દિવસ ઉગવા લાગે છે એટલે થોડી વ્યક્તિઓ રસોડું બનાવવાના કામમાં જોતરાય છે. બીજા વ્યક્તિઓ ડાળો વળાવવાની તૈયારી કરે છે. નવ પુરુષોને રોપેલી ડાળો ઉખેડીને આપે છે. પાંચ વ્યક્તિઓને પાટલા ઉપર દીવા સળગાવીને આપે છે. ત્રણ સ્ત્રીઓને માથે માટલાં મુકાવે છે. તેની ઉપર દીવા સળગતા હોય છે. એક વ્યક્તિ હળ, એક વ્યક્તિ રવૈય-આમ જેટલો સામાન પાઠમાં ગોઠવ્યો હોય તે બધો સામાન લઈ દરેક વ્યક્તિને ઊભી રાખવામાં આવે છે. ઘરધણી, પત્ની, બડવો, પૂજારો અને કુટુંબનો વડો એક વ્યક્તિ-આમ પાંચ જણ થઈ વસ્તુ લઈ ઊભેલા દરેક વ્યક્તિને વધામણાંથી પાંચવાર ડાબા જમણી વધાવે છે. હાથે નાળાછડી

બાંધે છે. ઢોલી સાથે નાચતાં કૂદતાં પાંચ ફેરા ડાબા-જમણી ફેરવે છે. બાધાવાળા બાળકને પણ ખાંધ પર બેસાડી ખૂબ નચાવવામાં આવે છે. તેમની સાથે પૂજારો હાથમાં વધામણું અને બડવો તલવાર લઈ ડાળોવાળી વ્યક્તિઓથી આગળ ચાલે છે. આમ કરી પછી ડાળો વળાવવા નિકળે છે. માટલાં અને પાટલા ઘરમાં મૂકે છે અને ડાળોવાળા નાચતા કૂદતા નદી, કોતર કે તળાવે પાણી હોય ત્યાં જાય છે. ઉત્સવમાં ભેગી થયેલ બધી વ્યક્તિઓ ડાળો વળાવવામાં સામેલ થાય છે. નદીએ જઈ પાણીમાં પૂજા અર્ચના કરી ડાળોને આખે આખી પાણીમાં ડૂબાડી દે છે. આમ ડાળો વળાવવાની વિધિ પૂરી થાય છે.

ઘરે આવી બલિ ચઢાવેલા બકરાનું શાક બનાવી તેના પાંચ ભાગ પાડવામાં આવે છે. પહેલો ભાગ બડવાનો, બીજો ભાગ ઘરધણીનો, ત્રીજો ભાગ લખારાનો, ચોથો ભાગ સુથારનો, પાંચમો ભાગ લૂંડા રહ્યા હોય તેમનો. આમ ઉજવણીમાં મુખ્ય કામ કરતી વ્યક્તિઓને બકરાનું શાક અને અડદનાં વડાનો ભાગ આપવામાં આવે છે. વધારાના શાકની રસોઈ બનાવી દે છે. સગા સંબંધીઓ મરઘાં બકરાં લાવ્યા હોય તેનું શાક તેઓ જાતે બનાવી જમે છે. અડદનાં વડા ઘરધણીને આપે છે .ઘરના મરઘાં બકરાં હોય તેનું શાક અને વડા ગામ કે ફળિયાની વ્યક્તિઓ જમે છે. આમ જમી પરવારી બધા છૂટા પડે છે.

પાંચ દિવસ સુધી ઘરધણી પિઠોરાનાં ચિત્રોને સવાર સાંજ ચંદી ખવડાવવાનું ચાલુ રાખે છે. ચંદીમાં સાત પ્રકારનાં અનાજ હોય છે. ચોખા, દાળ, ચણા, તુવર, અડદ, મઠ, મકાઈ ભેગા કરી દિવાલ ઉપર છાંટે છે અને લીલુ ઘાસ આગળ મૂકે છે. રાજા ભોજના હાથી માટે વડનાં પાન અને છાલ મૂકે છે. ચંદી ખવડાવનાર વ્યક્તિ લીંબડાનાં ડાળખા કાં તો નાની સાવરણી સાથે રાખી અનાજ ભરેલી ટોપલીને નીચેથી ઉપરની બાજુ હલાવતા હલાવતા લઈ જાય છે. એક વ્યક્તિ દીવાલ નજીક જમીન પર પાણીની ધાર પાડે છે. આ રીતે દિવાલમાં સ્થાપના કરેલ દેવસ્થાનકને

પાંચવાર ચંદી ખવડાવવામાં આવે છે. તેના પછી દારૂ અથવા તાડીની ડાબેથી જમણી તરફ પાંચવાર ધાર પાડવામાં આવે છે. પાંચ દિવસ સુધી સવાર-સાંજ દીવો અગરબત્તી કરવામાં આવે છે.

એક વર્ષ પૂરું થાય એટલે અસાળ (પિઠોરા ઉપર બાંધેલી ધોતી) છોડવાની વિધિ કરવામાં આવે છે. વાર તહેવારે જે જમવાનું બનાવ્યું હોય તે પિઠોરાદેવના સ્થાનકને ધરાવ્યા પછી જ જમે છે. દર ત્રણ કે પાંચ વર્ષે પાણગાની પૂજાવિધિ કરે છે.

અખાડાની વિધિ : થાંભલીઓ રોપી તેની ફરતે તૂવર અથવા વાંસના ઝાંખરાની દીવાલ કરી થાંભલીઓ ઉપર લાકડાં નાંખી તાડના ગેડાનું છજિયાવાળું એક ૨૦×૩૦ ફૂટ જેટલું છાપરું તૈયાર કરવામાં આવે છે જેને અખાડો કહેવાય છે. જવારા વાવ્યા હોય તો આ છાપરામાં રાખે છે. જવારાની પૂજાવિધિ બડવો ત્યાં જ કરે છે. નવ દિવસ સુધી જવારા આ અખાડામાં જ રાખવામાં આવે છે. જે સ્થળને નવ દિવસ સુધી જવારિયા ઈંદની પૂજા વિધિનું સ્થળ માનવામાં આવે છે. જવારા વાવવાના દિવસથી લઈ જવારા વળાવવાના દિવસ સુધી ઢોલ, શરણાઈવાળા સમયે સમયે વાજું વગાડતા રહે છે. ગામ, ફળિયામાંથી ભેગી થયેલી સ્ત્રીઓ વિધિને અનુરૂપ ગીતો ગાય છે.

જવારા વાવવાની વિધિ : નવો પિઠોરો લખાય એટલે જવારા વાવવા જ એવું નથી હોતું પણ જવારા વાવવાની માનતા માની હોય તો જવારા વાવવામાં આવે છે. માત્ર પિઠોરા ચિત્ર દોરી તેની પૂજાવિધિ કરવામાં આવે છે. જવારા વાવવાની માનતા લીધી હોય ત્યારે પિઠોરા ઉજવણીના એક અઠવાડિયા પહેલાં જવારા વાવવામાં આવે છે.

જવારા વાવવાના દિવસે ગામ કે ફળિયાનાં નાનાં મોટાં સૌ સ્ત્રી-પુરુષો ભેગાં થાય છે. ભેગાં થયેલાં સૌ જરૂરિયાત મુજબ અલગ અલગ

કામમાં જોતરાય છે. ઉત્સવમાં બડવો (પૂજારી) મુખ્ય વ્યક્તિ તરીકે રહી પૂજાવિધિનું બધું કાર્ય સંભાળે છે. દરેક વ્યક્તિને તે અલગ અલગ કામમાં સામેલ કરે છે. જે વ્યક્તિ સુથારીકામ કરતી હોય તેને લાકડામાંથી નાનું હળ બનાવવા કહે છે. જે વ્યક્તિ વાંસકામ કરતી હોય તેની પાસે વાંસમાંથી નાની ટોપલીઓ બનાવડાવે છે. બીજા બધા ઘરના આંગણામાં વિધિ થતી હોય ત્યાં બેસે છે.

ઘરના આંગણામાં સફેદ ધોતી પાથરી તેના ઉપર કુંવારી માટી (જે જગ્યામાં ખેડાણ જ ના થયું હોય તે જમીનની માટી) નાંખી ખેતર જેવું બનાવવામાં આવે છે. તૈયાર કરેલ ખેતર આગળ પૂજા વિધિની સામગ્રી મૂકવામાં આવે છે. જે ખેતરમાં વચ્ચે છેડા બાજુ ડાંગરની બે નાની ઢગલીઓ કરી તેની સામે માટીનાં પાંચ કોડિયામાં દીવા સળગાવવામાં આવે છે. ત્યાર બાદ વરસાદ પાડવાની વિધિ કરવામાં આવે છે. વિધિમાં મેઘ ગર્જના કરે તેવા આભાસ માટે એક વ્યક્તિ ખેતર ફરતે સૂપડું ઠોકતો ફરે છે એટલે કે વાદળો ઘેરાય છે, અને મેઘ ગર્જના કરે છે, એમ માનવામાં આવે છે. બડવો કળશમાં લીધેલા પાણીના છાંટા ઉડાડે છે એટલે બધા કહે છે કે ગાજવીજ સાથે વરસાદ આવી ગયો. વરસાદ પડવાની વિધિ પૂરી કરી પછી ખેતર ખેડવાની વિધિ શરૂ કરે છે. ખેતર ખેડવા માટે તૈયાર કરેલું નાનું હળ બડવો મંગાવે છે. હળ ઊભું કરી દારૂ તરાપી મરઘું મારી તેનું કાળજું કાઢી હોમ કર્યા પછી હળ સાથે બે વ્યક્તિને બળદ બનાવે છે. નાળાછડીની રસ્સી બનાવી ઘરધણી ખેતરમાં હળ હાંકે છે. જે રીતે ખેતરમાં હળ હાંકતા હોય તેવી જ રીતે અલગ અલગ ચાસ પાડી જમીન ખેડે છે. ત્રણ સ્ત્રીઓ ખેડેલ ખેતરમાં નિંદણ (બિનજરૂરી ઘાસ કાઢવાનું )કામ કરે છે. નિયમ મુજબ ખેતરનું કામ કરતાં બપોર થયો તેવું સમજી ઘરધણીની પત્ની જમવાનું લઈને ખેતરે આવે છે. જમવાનું આવે એટલે હળ ખેતરના એક છેડે છોડી બળદ બનેલ બન્ને વ્યક્તિને એક બાજુ બાંધી આવે છે. ત્યાર પછી હારી (હળ હાંકનાર વ્યક્તિ) ના, ખેતરમાં કામ કરવા આવેલ સ્ત્રીઓ અને બળદ બનેલ વ્યક્તિઓને મીઠા

વગરનું મોરું ભાત અને તેલ જમાડે છે. બધા જમી લીધા પછી ભાથ લઈને આવનાર સ્ત્રીને પણ જમાડવામાં આવે છે. જમ્યા બાદ ફરી ખેતર ખેડવાની શરૂઆત કરે છે.

ખેતર ખેડ્યા બાદ સાત પ્રકારનું અનાજ ઘઉં, ડાંગર, જવ, અડદ, મઠ, મકાઈ, વાલિયા આ બધું અનાજ ભેગું કરી દેવામાં આવે છે. હારી હળ જોડી અનાજ ઓરવા માટેના ચાસ પાડી દે છે. તેમાં ઘરની સ્ત્રીઓ ભેગુ કરેલું અનાજ ઓરે છે. અનાજની ઓરણી થઈ ગયા પછી ધોતીમાની બધી માટી ભેગી કરવામાં આવે છે. તેમાં બીજી વધારાની ડાંગર ઉમેરવામાં આવે છે. બોલ બોલી બડવો દરેક દેવના નામની(દેવોના નામ લખવા) એક એક છાબડી કરીને નવ છાબડીઓમાં અનાજ નાંખી તૈયાર કરેલી માટી ભરે છે અને એક પછી એક છાબડી પાણીમાં બોળીને અખાડામાં પાટલા ઉપર એક હરોળમાં મૂકે છે.

જાતર બેસાડવાની વિધિઃ બાબા પિઠોરાદેવની ઉજવણીના દિવસે જાતર બેસાડવાની વિધિ કરે છે. જાતર એટલે પૂર્વજની સ્થાપના કરવાની વિધિ. ઘરમાં પિઠોરા દેવની ઉજવણી કરવાની હોય (સ્થાપના કરવાની હોય)ત્યારે જાતર બેસાડવાની વિધિ કરે છે. પૂર્વજની જાતર પહેલેથી જ બેસાડેલી હોય તો માત્ર તેની પૂજા વિધિ કરે છે.

નવી જાતરો બેસાડવાની હોય ત્યારે સુથારને નોંતરું આપે છે. ઉજવણીના દિવસે સવારમાં સુથાર આવી જાય છે. તેમને ભાત અને તેલ જમાડી સાગના લાકડાના ચાર ચાર ફૂટના ત્રણ ટુકડા આપે છે. આંબાના એક જ લાકડામાંથી પાટલો બનાવે છે. લાકડાનો બીજો ભાગ જોડવામાં આવતો નથી. સાંજે પાંચ વાગ્યા પહેલાં ખૂંટડા, પાટલા તૈયાર કરી દે છે. ઘરના વાડાના છેડે જાતર બેસાડે છે તેથી તેને 'છેડાજાતર'ના નામથી ઓળખે છે.

સાંજે પાંચેક વાગ્યાનો સમય થાય એટલે જાતર બેસાડવાની જગ્યાએ બે કુંવારી છોકરીઓ કુંવારી ગાયના છાણથી લિંપણ કરી જગ્યાને ચોખ્ખી કરે છે. લિંપણ સુકાય એટલે એક હરોળમાં ત્રણ દર ખોદવામાં આવે છે. ખુંટડા આ જગ્યાએ લાવી તેને ગેરુથી રંગી નાળાછડી બાંધવામાં આવે છે. પૂર્વજમાં ઘર કે કુટુંબનાં સ્ત્રી-પુરુષ હોય છે. તેથી પુરુષના નામનો ખૂંટડો હોય તો ઉપરના ભાગમાં સફેદ કાપડ અને સ્ત્રીનો ખૂંટડો હોય તો લાલ કાપડ બાંધવામાં આવે છે. ખોદેલ દરમાં સવા રૂપિયો, કંકુ, ચોખા, સોપારી નાંખી ખૂંટડાને દરમાં રોપવામાં આવે છે. આમ ત્રણેય ખૂંટડા રોપી તેની સાથે માટીનો ઘોડો, કોડિયું, ઢાબુ મૂકે છે. આગળ ડાંગરની નાની નાની પાંચ ઢગલીઓ કરી તેના ઉપર અને ખૂંટડા ઉપર દીવા સળગાવવામાં આવે છે. ખૂંટડાને કંકુ, સિંધુરનાં તિલક કરવામાં આવે છે. સવા રૂપિયો, લીંબુ, સોપારી પણ ખૂંટડાની પાસે મૂકે છે. ત્યાર બાદ અડદનાં વડાં અને મોરો ભાત એક ટોપલીમાં લાવે છે. ખાખરા (કેસૂડા)નાં પાંચ પાનમાં વડાં અને ભાત થોડું થોડું મૂકી પુજન કરે છે. ઘરધણી અને તેની પત્ની વધામણાથી જાતરને વધાવે છે. ત્યાર બાદ શ્રીફળ વધેરી મરઘાના બલિ આપે છે. આમ જાતર બેસાડવાની વિધિ કરવામાં આવે છે.

પાણગાની પૂજાવિધિઃ બાબા પિઠોરા દેવની સ્થાપના કર્યા પછીના દર ત્રીજા કે પાંચમા વર્ષે પાણગુ કરવામાં આવે છે. પાણગાની પૂજા વિધિ વખતે પિઠોરો દોરવામાં આવતો નથી પરંતુ જે પિઠોરો દોરેલો હોય તેની આગળ પૂજા વિધિ કરવામાં આવે છે. પાણગાની પૂજા વિધિને બાબા પિઠોરાનું આણું વાળ્યું એવું પણ કહેવામાં આવે છે. તેની પૂજા વિધિ બે પ્રકારે કરવામાં આવે છેઃ -પાણગું (નાનું પાણગું) -બઠુ પાણગું (મોટુ પાણગું)

આદિવાસી રાઠવામાં નવું અનાજ પાકે ત્યારે પાકેલું અનાજ દેવોને નૈવેધ રૂપે ચઢાવવામાં આવે છે. તે માટે આ પાંણગાની પૂજાવિધિ કરે છે. ખાસ

કરીને મકાઈ પાકે તે સમયે પૂજા વિધિ કરવામાં આવે છે. જેમાં નવા અનાજ સાથે મરઘાનો બલિ પણ અપાય છે. આદિવાસી સમાજમાં નવું પાકેલ અનાજ દેવને ધરાવ્યા વગર ખાવાના ઉપયોગમાં લેવાતું નથી.
બાબા પિઠોરાની ઉજવણી પછીના દર ત્રણ કે પાંચ વર્ષે થતી પૂજા વિધિને મોટું પાણગુ કે બઠુ પાણગુ કહેવામાં આવે છે. આ પૂજા વિધિ કરતી વખતે પિઠોરો દોરવામાં આવતો નથી પરંતુ દોરેલા પિઠોરા આગળ પૂજા વિધિ કરે છે. પાણગાની આ ઉજવણીમાં સગાં-સંબંધીને પણ બોલાવે છે. ચિત્ર દોરવા સિવાયની બધી પૂજા વિધિ આ પાણગામાં કરવામાં આવે છે.

પિઠોરાની જેમજ રાત્રીના સમયે પાણગાની પૂજાવિધિ થાય છે. રાત્રે આઠથી નવ વાગ્યાના સમયે પૂજા વિધિ માટેની સામગ્રી ગોઠવે છે. જેમાં નવ ભાટી (કટવા) પૂજની (ડાંગર) એક-એક ઢગલી ઉપર મૂકવામાં આવે છે. બધા કટવા ઉપર નાળાછડી બાંધી અડદનાં પાંચ-પાંચ ઢેબરાં (વડા) બાંધે છે. દરેક કટવા ઉપર ખાખરાના પાન વાળીને ઢાંકણ તરીકે મૂકવામાં આવે છે. ત્યાર પછી એક નવું માટલું મૂકી તેના ઉપર નાડાછડી બાંધવામાં આવે છે. જેટલા કટવા મૂકેલા હોય તેટલી પૂજની (ડાંગરની) નાની-નાની ઢગલી કરવામાં આવે છે અને દરેક ઢગલી ઉપર કોડિયામાં દીવા સળગાવવામાં આવે છે. દીવાઓની આગળ પણ પૂંજની નાની-નાની ઢગલી કરી પાંચ-પાંચ બીલીના પાન મૂકવામાં આવે છે. દરેક ઢગલીમાં એક-એક રૂપિયો અને એક-એક લીંબુ મૂકે છે.

ઘરની બહાર આંગણાંમાં લીંપણ કરેલું હોય છે ત્યાં ઈંદરાજાની પૂજા વિધિ કરવા માટેની સામગ્રી ગોઠવવામાં આવે છે. આ સામગ્રીમાં પણ પૂંજ (ડાંગર)ની નાની-નાની ઢગલીઓ કરીને તેના ઉપર નવ કટવા મૂકવામાં આવે છે. દરેક કટવા ઉપર નાડાછડી બાંધી અડદનાં પાંચ-પાંચ ઢેબરાં (વડાં) બાંધવામાં આવે છે. દરેક કટવાની ઉપર થોડો-થોડો દારૂ રેડી તેના ઉપર ખાખરાનું પાન વાંકુ વાળીને ઢાંકવામાં આવે છે. ત્યાર પછી

નવું માટલું ઈંદરાજાના નામનું મૂકવામાં આવે છે. માટલા પર નાળાછડી બાંધી પાંચ અડદનાં ઢેબરાં (વડા) બાંધે છે અને તેના પર સળગતો દીવો મૂકે છે. મૂકેલા નવ કટવા આગળ પૂંજ(ડાંગર)ની નાનીનાની ઢગલીઓ કરવામાં આવે છે. આ ઢગલીઓ પર દીવા સળગાવામાં આવે છે. સળગતા દીવાઓની આગળ પણ પૂંજની નાની નાની ઢગલીઓ કરી પાંચ-પાંચ બીલીનાં પાન અને એક-એક લીંબું મૂકે છે. સાથે દેવોના બે પાટલા મૂકવામાં આવે છે. પાટલા ઉપર નાળાછડી બાંધી પાંચ-પાંચ ઢેબરાં બાંધવામાં આવે છે. બધી સામગ્રી આગળ મધ્યભાગમાં વધામણું મૂકવામાં આવે છે. લોભનનો ધૂપ કરવામાં આવે છે.

આમ પિઠોરા દેવ તથા ઈંદરાજાની પૂજા વિધિની સામગ્રી ગોઠવાઈ ગયા બાદ બડવો સ્નાન કરે છે. ઘરધણી બડવાને નવું ધોતિયું પહેરાવે છે. બડવો પિઠોરા દેવને ચાંલ્લો કરી વધામણાંથી વધાવી પગે લાગે છે. ત્યાર બાદ દારૂનો વટાળ કરી બે ગોયણીઓ તથા બડવો પિઠોરાદેવના સ્થાનક આગળ ગાયણાં ગાવાનું શરૂ કરે છે. ઘરધણી તથા તેની પત્ની વધામણાથી પૂજામાં મૂકેલી બધી સામગ્રીને ચાંલ્લા કરી વધાવે છે. પિઠોરાદેવને અને બડવાને પણ વધાવે છે. ત્યાર બાદ બડવાને પાણી ભરેલો કળશ આપવામાં આવે છે. બડવો ધૂણતો જઈ હાથમાં કળશ લઈને હાથથી કળશ પોતાની આજુ-બાજુ ફેરવી કળશનું પાણી તેના માથા પર રેડે છે. ઘરધણીના હાથમાં કળશ તથા દીવો મૂકી આપે છે. બડવો મંત્રો બોલીને વિધિ પૂરી કરી ટોપલીમાંના મૂકેલા ભાત અને ઢેબરાં લઈ દેવને વધાવે છે. પછી બડવો સ્ત્રીનો વેશ લઈ નવું લુગડું પહેરી ઈંઢોણી માથે મૂકી તેના પર કળશ રાખી છૂટા હાથે નૃત્ય કરે છે. વલોણું કરી છાશ વલોવે છે. ત્યાર પછી વાળંદનો-ધોબીનો વેશ લે છે. ધૂણવાનું બંધ થયા પછી બડવો અને ગોયણી વટાળ કરે છે. આ રીતે પાણગામાં પિઠોરાદેવની પૂજાવિધિ પૂરી થાય છે. ત્યાર બાદ ઈંદરાજાની પૂજા વિધિ શરૂ કરે છે.

બે ત્રણ ગોયણીઓ અને બડવો ઢાક લઈ ઘરની બહાર ઈંદદેવનો પાઠ ગોઠવેલો હોય ત્યાં બેસે છે. ગાયણાં ગાતા બડવાને ભાર ચઢે છે. બડવો ધૂણવા લાગે છે. પછી બોલ બોલીને પૂજા વિધિ કરે છે. ટોપલીમાં મૂકેલાં ઢેબરાં ધૂણતો જઈને અલગ-અલગ નામ પાડી બધાને આપે છે. ત્યાર પછી જુદા-જુદા વેશ ધારણ કરે છે. દારૂની ધાર પડાવી ઈંદરાજાને (ગોઠવેલ પાટને)પગે લાગે છે. પછી બડવામાં રહેલો ભાર ઉતરી જાય છે. સવારે સાડા ચાર-પાંચ વાગ્યે બકરાનો બલિ ચઢાવે અને બકરાના કાળજાનો કોલસામાં હોમ કરે છે. દિવસે બકરાના માંસનું શાક, ભાત તથા અડદનાં ઢેબરાં બનાવી સગાં સંબંધીઓ તથા ગામલોકોને જમાડવામાં આવે છે.





# વિધિ સમયના બોલ, ગાયણાં, ગીતો, નૃત્યો

ઉજવણી દરમિયાન વિધિ પ્રમાણે પિઠોરાની પૂજા કરતો બડવો વિધિને અનુરૂપ બોલ બોલે અને ગાયણાં ગાય છે. બહેનો તેને અનુરૂપ ગીતો ગાતી હોય છે. રાત્રીના સમયે ભાઈઓ, બહેનો નૃત્યો કરે છે. જેનું વર્ણન અહીંયા કરવામાં આવ્યું છે.

**– બોલ –**

**પુંડી ઉકેલવાનો બોલઃ** ખાખરના જમણા પાનમાં અડદના દાણા ઘર અથવા બીમાર વ્યક્તિ ઉપર ઉતારીને ઘરધણી પૉડી જોવડાવવા માટે બડવા પાસે જાય છે. તે સમયે બડવો નીચે મુજબના બોલ બોલી પૉડી જોવાનું (જોષ જોવાનું) શરૂ કરે છે.

''ગામદેવ, ગામ ખેડૂ,
પોતે ભગવાન ચાંદા-સૂરજ
કળ તારો, મેડી તારો, પોપટ તારો,
ઝીભની જરદા છોડી દે, અને પડદા છોડી દે''

આમ કરી બડવો ભગવાન જોડે ખૂબ પ્રાર્થના કરે અને પછી પૂછે છે. હેલાં

માનસની પુડી છે. મરદની છે તે કેય કે ચમકેલા, તાવ ચડે, આને ભૂત લાગેલો છે. પછી બોલ બોલે છે –

‘બગલી ભૂતણ બાબરી ભૂતેણ,
નકટી ભૂતણ, દાણી હરક બેડો,
કોઈની આણ ગામદેવની,
અખાડા-બામુનની આંકળીમૂઠું,
ચૉકીમેલું, પૅરામેલું.’

**પુંડી મંતરવાનો બોલઃ** ઘરધણી અને બડવો સાથે બેસી પૉડી જુએ છે. ઘરમાં થતી સમસ્યાઓ બડવો ઘરધણીને જણાવે છે. જે સમસ્યાઓ દૂર કરવા બડવો ફરી આ પૉડીને મંત્રે છે. મંત્રેલા દાણા ઘરધણી ઘરમાં યોગ્ય જગ્યાએ નાંખે છે. આમ દાણામંતરતી વખતે બડવો આ બોલ બોલે છે.

ઘરતી માડી, ચાંદા હૂરજ
ચાર કળના પડદા છે, સાત કળના પડદા
ગામ દેવ- ગામ ખેડું તે આજે કાચી માટી મનખા
ઘડીક-ઘડીક ઘાંટીને કળજુગી અવતાર નાંખ્યો.
પાપી પૅંડાના ભરલા તેં તાવ-તરિયા દૂર કરજે
કોઈ મૂઠ -ઝાપટ હોય, દૂર કરજે
આજ બાંધું નકટી ભૂતણ, બગલી ભૂતણ,
આજ તારો પોહવો, તને નારિયર આલહે,
તને કોરી હગળી આલહે, તને કુકળું આલહે,

ભાવાર્થ : ઘરની સમસ્યાઓ દૂર કરવા બડવો પૉડી મંતરતી વખતે દેવોને આહ્વાન કરે છે કે હે ધરતીમાતા, સૂર્યદેવ, ચંદ્રદેવ, ગામના દેવો, કળીયુગમાં તમે મનુષ્યોને અવતાર આપ્યો છે. તેમને નાનાં મોટાં ઘણાં દુઃખો પડે છે. એ દુઃખો તમારે દૂર કરવા પડશે. નકટી ભૂતણ અને

બગલી ભૂતણને કહે હું તમણે પણ જણાવું છું કે આ મનુષ્યનું દુઃખ દૂર થશે ત્યારે તમને શ્રીફળ અને મરઘું ચઢાવશે. આમ બોલ બોલી બડવો પૉડી મંત્રે છે.

**બાબા પિઠોરાના બોલ :** બાબા પિઠોરાનાં ચિત્રો દોરાઈ ગયા પછી સ્થાનક આગળ પૂજાવિધિની સાધન સામગ્રી ગોઠવે છે. પૂજાવિધિની તૈયારી થઈ જાય પછી બડવો નીચે મુજબનો બોલ બોલી પૂજાવિધિ શરૂ કરે છે.

ભકિતની જાતરો,
ધરતીની જાતરો,
બાબજીનો હોમ,
હરગુહમેં મેઘરાણાનો હોમ,
હતુરાણીનો હોમ,
જહુરાણીનો હોમ,
હરગુહનો હોમ,
ધરતીનો હોમ,
નાળિયેરથી હોમ,
હમરાદેવનો પહેલો કંદુરાણો,
કંદુરાણો રાજાભોજની વાડિયો,
સાતવાડિયો
મેઘની ઉતયરો
રાજાભોજ વેહ લીધો,
હાથે પોગે કંદોરા વયણો
લંગોટા વયણો,
પછેન જ્યાં ભરવાડનાં ઘરોમેં
હરિયા ગળિયા ગોધા લાયવો
એ ગોધા હણગાઈરા,
હણગારીને ડુંગરમેં જયો

હાત હોરૂ
હાત વરા
હાત પાટિયા
વરે વરે હોરૂ લાયવો,
પછેન ગળિયો ગોધા પલોયટા,
એ ગોધા હુડોળ પલોયટા,
પછેન રાજો વેહ લીંને
હાત વાડીમેં હોરૂ જોયડા,
પછેન મેઘ-રાણી ખોળો વાયરો,
નનેરી બિયારા, ઢાંઢેણી બિયારા,
સવાસો બિયારા ઓયરાં,
ખરોં મેં ઘાયલા,
રાણીવાડીમેં પછેન,
બારે મેઘ ચયડા,
તેર વીજો ચયડી,
લીલી પીળી આભી,
રાણી માખેલ ઢેહાર મેયલા,
બાર મેઘ ગરુડા માયરા,
તેર વીજો ઝબુકા માયરા,
પછેન એ મેઘ ધરતીના ખોળે ઉતયરો,
પછેન વાડીમેં ઓરુ ધયરી,
પછેન આંબાની ઑર,
ગુંદાની ઑર, ઝાડુબિડુની ઑર,
અન્ન ધનની ઑર,
હાત વાડીમાં ઑર,
પયડી ઑરોમેં મેઘરાણી,
બોલવા લાગી વાડી ઉગીતો ખરી,
પુન વાડીમેં ટોયો તે ચયડો કંદુરાણો,

કંદુરાણો હાત વાડીનો ટોયો રહીયો,
પછેન કંદુરાણાના ભાતાં કોન,
કાળી કોયલ વેહ લીધો,
વાયરે-વાયરે ચઢવા લાગી,
કાળા ભૂરા વેહ લીધા,
મેઘના ખોળે ચઢી,
આભના ખોળે ચઢી,
કાલી કાલી પછેન બોલી,
ખલુ ખલુ પછેન,
વાયરે ચઢવા લાગી,
બાર ડુંગર, બાર ઘાટી,
બાર ઘાટીમેં બાર પીઠા પયડા,
બાર ભારા બોંયધા,
અડધા ચોંચુમ ઘાયલા,
અડધા કોંખુમ ઘાયલા,
અડધા પોગુમ ઘાયલા,
બાર ભારા લાયા,
બાર ગોમને બામુણ ચયડો,
બાર ગોમનાં ભોજન પયડાં એ કાળી કોયલ બોલવા લાગી.
ભોજન મેં હીરોણી ઉંઢેણી,
હીરોણી ટોપલી,
એ ભાતા ઘાયલા ટોપલીમેં પછેન
માથે મેયલા વેહે વેહે ચાલવા લાગી,
કોંજી, કોંની,
આજ રાજા ભોજની વાડી કંદુરાણો ભાતાં,
એ ભાતો લીન કંદુરાણો વેહ બદલ્યો,
બાગોમેં જીભ કાઢવા લાગ્યા,
કાળી કોયલ પાછી વાયળી,

આજ વળો વેહ રાજા ભોજ બોલવા લાયગો,
કાળી કોયલ કેમ વયળી કેમ ની,
વાવ્યો વેહ બાગોમાની કાઢવા લાગ્યા,
પાછો વળો કાળી કોયલ, વળીને જીને ઊભી રહી,
કંદુરાણો કહીને ઊભી રહી, પીળા ભાતો મૈયલા,
કંદુરાણો બોલવા લાયગો, કાળા પીળા છાયા પડવા લાયગા,
એ છોંયો કાળી કોયલને લાયગો તેનો મહિનો રે'લો,
નવ મહિના નવ દહાડા થયા
કાળી કોયલને કંદુરાણાનો ગનાહનો છોરો,
પિઠોરા પછેન નાયખો ધરતીના ખોળે,
ધરતી ફાટવા લાયગી,
પછેન નાયખો ઝાડુ બિડુ મેં
ઝાડુબિડુ સુકાવા લાયગું,
નાયખો ઘોડાના પોગુ મેં,
ઘોડાના પોગુ તોડવા લાયગો,
એ નાયખો દરિયાની પોળમાં ડુંગરીની ખળીમાં ઝીલાયેલો.
ટીંચી આંગળી ચુહે, વિખોણો માયરો રૂવે મથ,
એ રાણી માખેલ, રાણી કાજલ ચાલો જોવા જીએ,
કોઈ વિખોણું રૂવે, ટીંચી આંગળીમેં પાણી,
પાલીયે પાણી, પીંડી પાણી, ઢીંચણ પાણી, સાથળ પાણી,
કેડે પાણી, દૂધલે પાણી, પછેન બાળાને ખોળામાં લેઈકને ઓળખવા લાગી.
કંદુરાણાનો, કાળી કોયલનો, ગનાહનો છોરો,
મૂડી દૂધા, થોરિયાના દૂધા, વડલાના દૂધા,
કાઢીને ટોયો, રાણી માખેલ, રાણી કાજલ ખોળે લીધો,
શુ નામ પાયડું શું ની,
પિઠોરો નામ પાયડું,
પછેન શાની ગાદી આલીએ,
ઘોડાની સવારી એને આલો,

રાજાની ગાદી પિઠોરા દેવની,
રાણી કાજલ, રાણી માખેલ આગળ સવારી,
મારે પાછળ સવારી,
પછેન હુચાર થીયો, પછેન બાબો ઈંદ,
પિઠોરો દેવ ચાલવા જા, કંઈ જા કંઈની,
કલમીના ઘોરૂ મેં, કલમી ઘોરૂ,
બાબો ઈંદ ઝાપોંમેં, પિઠોરોદેવ ઘરમાં આયવો,
રાખો મોમા, બીડી પીવા વઘેર લેવા જીએ,
પિઠોરો વઘેર લેવા જો, પછેન હાવ પેલ હંતાવા લાયગો,
ખંડણીએ સંતાયો, સુપડે સંતાયો, પછેન ઘંટીમેં સંતાયો,
પછેન સવારે બાયડી દળવા લાયગી તોંથો નાઠો,
એને બોયણે સંતાયો, એટલે બાયડી હવારે ઉઠી,
બાંયણું ઉઘાડી દીધુ, એટલે તોંથો પછડાયો પાછો,
ઘરમાં નાઠો ને કોઠાર મેં હંતાયો પછેન
ચૂલામાં હંતાયો વઘેર બારી દીધી, પછેન તોંથો
નાઠો ઘરલીએ હંતાયો, ઘરલીએથો બરુડે ચયડો,
મારી સેવા કોઈ કરહે કણબી કરહે.

ભાવાર્થઃ ધર્મના પાઠ, ધરતીના પાઠ, બાબજીનો હોમ, સ્વર્ગ મેઘરાજાનો હોમ, હતુરાણીનો હોમ, જહુરાણીનો હોમ, ધરતીનો હોમ, સ્વર્ગનો હોમ, નાળિયરનો હોમ, હમરાદેવનો પહેલો કંદુરાણો, કંદુરાજા-રાજાભોજની વાડીઓ, સાત વાડીઓ, મેઘ ઉત્તરિયા, રાજાભોજે વેશ લીધો. હાથે પગે કંદોરા અને લંગોટા પહેરી ભરવાડનાં ઘરોમાં ગયા. ત્યાંથી સુકાયેલા ગીંગોળિયા બળદો લાવ્યા. બળદો શણગારી ડુંગરમાં લઈ ગયો.

સાત હળ, સાત વળા, સાત પાટીયાં (ખેતીના ઓજારો) ભેગાં કર્યા. નાના બળદો લાવી તેમને ચાલતાં શીખવાડ્યા. ખેતીના ઓજારો ભેગા થઈ ગયા, એટલે રાજા વેશ બદલીને વાડીમાં હળ જોડે છે. રાજા હળ

હાંકે ત્યારે મેઘરાણી નનેળી, ઢાંઢેણી એવાં સવા સો જાતના બિયારણો ખોળો ભરીને વાવણી કરે છે.

વાવણી થઈ જાય એટલે મેઘરાણીની વાડીમાં મેઘરાજા આવવાની તૈયારી કરી. લીલાં પીળાં વાદળો ચઢયાં. બાર મેઘ તેર વીજળી આવ્યાં. રાણી માખલ કહે વાદળો ચઢ્યાં, મેઘ ગરજવા લાગ્યો, વીજળી ઝબુકવા લાગી. આમ કરી મેઘરાજા ધરતી પર ઉતરે છે. ખૂબ સારો વરસાદ થાય છે. પાણી મળવાથી વાવણી કરેલ અનાજ થોડા દિવસોમાં ઊગી નિકળે છે. આંબા, ગુંદાનાં ઝાડ, બીડ અને અનાજની વાડીઓ લીલી-છમ થઈ જાય છે. મેઘરાણી વાડીઓ જોવા આવે છે. વાડીઓ જોઈ કહે છે હવે એને સાચવવા પૅરા રખેવાળ મૂકવા પડશે. આમ કરી કંદુરાણાને સાત વાડીઓનો રખેવાળ મૂકે છે. જમવાનો સમય થાય એટલે બધા વિચાર કરે છે હવે વાડીએ કંદુરાણાને જમવાનું ભાથ આપવા કોણ જશે ? આ વાત કાળી કોયલ સાંભળી જાય છે અને વેશ બદલે છે. કાળો-ગોરો વેશ ધરી પવન થઈ મેઘના ખોળે ચઢી આભમાં જઈ બોલવા લાગી,

બાર ડુંગર, બાર ધારો,
બાર ધારોએ બાર પીઠા પાડિયા,
બાર ભારા બાંધિયા,
અડધા મોઢામાં રાખ્યા,
અડધા કાંખમાં રાખ્યા,
અડધા પગમાં રાખ્યા.

બામણ બોલાવીને બાર ગામ જમે તેટલું ભોજન બનાવ્યું હતું. કાળી કોયલના શબ્દો સાંભળી રાજાભોજ એને ભોજન આપવા જવા જણાવે છે. કાળીકોયલ હીરાની ટોપલી મંગાવી તેમાં ભાથ (ભાનુ) ભર્યું. માથે હીરની ઊંઢેણી મૂકી તેના ઉપર ભાથની ટોપલી મૂકી અવનવા વેશે ચાલવા લાગી. ચાલતાં ચાલતાં રાજા ભોજની વાડીઓમાં કંદુરાણો

રખેવાળી કરતો હતો ત્યાં પહોંચે છે. કાળી કોયલ પાસેથી ભાથ લઈ કંદુરાણો વેશ બદલ્યો અને બગીચામાં જઈ લાંબી લાંબી જીભ કાઢવા લાગ્યો.

એક બાજુ મહેલમાં રાજાભોજ વિચાર કરે છે કે કાળી કોયલ ભાથ લઈને ગઈ પણ હજુ સુધી પાછી કેમ ન આવી. તેને જોવા માટે રાજાભોજ વળાનો વેશ લઈ તૈયાર થાય છે. એટલામાં કાળી કોયલ આવી પહોંચે છે. ખેતરેથી આવતાં મોડું થયું એટલે આવીને રાજાભોજને કહેવા લાગી કે ભાથ આપવા ગઈ ત્યાં કંદુરાણાના કાળાપીળા છાંયા મારી ઉપર પડ્યા. કંદુરાણાએ કાળી કોયલને કરેલા છીનાળાના નવ મહિનાને નવ દિવસ થયા. સમય પૂરો થતાં કાળી કોયલના ખોળે બાળક જન્મે છે. કુંવારી અવસ્થામાં બાળક જન્મવાથી તેને ધરતીના ખોળે ફેંકે છે તો ધરતી ફાટવા લાગે છે. પછી ઝાડુબીડુ (જંગલ)માં નાંખ્યો તો ત્યાં ઝાડબીડુ સુકાવા લાગ્યા, પછી નાંખ્યો ઘોડાના પગમાં એટલે ઘોડાના પગ તૂટવા લાગ્યા, ત્યાંથી નાખ્યો દરિયામાં ત્યાં ડુંગરના ઝાડવાઓમાં ઝીલાઈ ગયો.

નાનુ બાળક એટલે હાથની નાની આંગળી મોંમાં નાંખી ચૂંસે અને રડે છે. એવામાં રાણી કાજલ અને રાણી માખલ દરિયામાં પાણી લેવા આવે છે. બાળકના રડવાનો અવાજ સાંભળી રાણી કાજલ પાણીમાં ઉતરે છે. ઘૂંટણ, કેડ, છાતી, ગળા પાણીમાં જઈ બાળકને લાવી ઓળખવા લાગી કે આ કોનો બાળક છે. રાણી કાજલ અને રાણી માખેલ બન્ને માસીઓ થોર અને વડનું દૂધ પાવી તેને મોટો કરે છે. તેનું નામ પિઠોરો રાખી ઘોડાની સવારી આપી તેને રાજાની ગાદીએ બેસાડ્યો પણ ગાદી ઈંદની હતી એટલે બાબા ઈંદને ગાદીએ બેસાડ્યા ત્યારે બાબો પિઠોરો ત્યાંથી રિસાઈને ચાલવા લાગ્યો. પિઠોરી કહે રાણી કાજલ, રાણી માખલ તમે મારી આગળ સવારી કરો અને મારી પાછળની સવારી બાબા હુંડોળ તમે કરો. આમ કરી નિકળી જાય છે. તે ક્યાં ગયા તેની કોઈને ખબર જ ના પડી. કરમીનાં ઘરોમાં બાબો પિઠોરો જાય છે. બાબો ઈંદ તેને

શોધતો શોધતો પાછળ આવે છે. પિઠોરો બોલે છે મામા ઉભા રહો, બીડી સળગાવવા માટે અગ્નિ લઈ આવું. આમ કરી સંતાઈ જાય છે. ખાંડણિયામાં સંતાયો પછી સૂપડામાં સંતાયો, પછી ઘંટીમાં સંતાયો. સવારે સ્ત્રીઓ દળવા માટે ઘંટીએ આવી એટલે ત્યાંથી ભાગ્યો અને દરવાજામાં સંતાયો. સવારે દરવાજો ખોલ્યો એટલે ત્યાંથી ભાગી અનાજની કોઠીમાં સંતાયો, સ્ત્રી અનાજ કાઢવા લાગી એટલે ત્યાંથી ભાગી ચૂલામાં સંતાયો. ચૂલામાં અગ્નિ સળગાવ્યો એટલે ત્યાંથી ભાગી ઘરલીદેવીના ખભે જઈ બેઠો અને બોલ્યો મારી સેવા કોણ કરશે. ત્યારે ઘરલીદેવીએ કહ્યું મારી પીઠ પર બેસાડીશ અને તારી સેવા કણભી કરશે.

**બાબા ઈંદરાજના બોલ :** પિઠોરા દેવની પૂજાવિધિ પૂરી થયા બાદ ઘરની બહાર આંગણામાં ડાળો રોપી બાબા ઈંદરાજની પૂજાવિધિ કરવામાં આવે છે. આ સમયે આ બોલ બોલવામાં આવે છે.

આજ મારો ભોળો ઈંદ
આજ દા'ડે તે વખત મારે
કાંકણિયો દેવ તે વખત મારે
ગણેહદેવ
હૂડોળદેવ
તે દા'ડે મારે
ચાલ બાધા રાખ્યા તે વખત મારે
કુંવારી કચેરી મેં
આજ દા'ડે તે વખત મારે
કંતરાયલા
કુંપાયલા
રિહાયલા
ઠિહાંયલા
તે વખત મારે દેવદેરા

તે વખત મારે
બાવી ચોવી વરહના વાડી દેખાયલા
વાડીના ચીભડિયા
ચડી ચંપીના બણાંયલા
આજ દા'ડે મારે રાખી પિઠોરો
કંકુ પિઠોરો
ઝીંદોરી પિઠોરો
કોઇ ભરવાડી પિઠોરો
પિઠોરા દેવ બણ્યા
ઇંદરાજા
ઇંદની વાડી
બાળ પિઠોરા
પિઠોરી રાણીને
ધરતી કદીમેં ભૂલાયનીં મારે
તે વખત મેં
બોલ્યા ચાલ્યા
મારે હૂંડોળ દેવ
તે વખત
ધરતી દેવોની પાયગાં લીધેલી
તે વખત મારે કોઈ કંકુ સિંદરોળિયો ઈંદ
કરોળિયો ઈંદ
હોપારિયો ઈંદ
આજ દા'ડે મારે
તે વખત બળવા ગોતવા
તે વખતમેં ટિટિયા જોશી
ભરમા જોશી
તે વખતમેં મારે કૈડયા કુંણભી
કન્નિયા દેવ

નાગરના હોય ભોળ્યો ડુંગર
ચિચોડિયાં ડુંગર
હેયા રાજા
ઘેલ્યા રાજા
રાજા ભોજના પાણગા કર્યા
તે વખત મારે
તારી કથા થાય પૂજા થાય
તે વખત મારે દેવનું વળુન
દેવની કથા
આજ દા'ડા મારે નોકર ચાકર રયલા
કોઈ બાવી ચોવી વરહે દેવ ઘર માટે
કોઈ મારે ગયેલા દેવ
તે વખત મારે નગરી શેરો
નગરી ભાગોળમેં આવેલા જે'લા
તે દા'ડે મારે ડાહા ડ્હેરી
તે વખત મારે
કથા પૂજા કરનારા કોઈ ધરતી ગણેહ
નાનો મોટો ગણેહ
ઝાડ બીડનો રહી રૂપેણનો
આજ દા'ડે
મારે ભૂમિભાતનો રહી રૂપેણનો
કરૂણા દેવ તે વખત મારે
હૂંગતો ગણેહ ભૂંગતો ગણેહ
ચાંદો હૂરજ ઘરુણા દેવ
એ તેને મારે ભૂલ્યા ચાલ્યા
તે વખત મારે નોકર ચાકર રે'લા
તે વખત મારે આહતી
તે વખત મારે કથા આવે પૂજા આવે

તારી કથામેં તે વખત
મારો વાસી બીળ્યોનો પાનાં લીધેલાં
તે વખત મારે આભા કણબી
ઝાંઝા કણબીના
કરમી રાજાનાં પાનાં લીધેલાં
એ દા'ડે મારે વાસી બીળ્યાનાં
તે વખત મારે કરમીને ખોળે ઊભા રે'લા
તે વખત કોઇ રાત દા'ડે મારે
દેવ ઘર મારે રાણી પિઠોરી
પિઠોરીબાઇના કળજુગમેં મારે
રાણી કાજળ
રાણી મોખેલ
આજ દા'ડે મારે બોલ્યા ચાલ્યા
તે વખત મારો ઘરતી ગણેહ
તે વખત મારે
બાવી ચોવી વરહની પાયગા લીઘેલી
તે વખત મારે
કોઈ લખારી જુખારીના ઘોરોમેં જે'લા
તે વખતમેં
મારે લીલો પીળો રંગ લાયવા
તે વખત મારે રૂપળાં વઘેળાં
તે દિવસે મારાં હોપનાં વઘેળાં
આ દા'ડે મારે હોના બરોળે
બરોળ્યા તે વખતે મારે તારી ગાદીમેં
તે વખતે મારે ચૉકી પૅ'રા
ધરમી ધન મારે કુંવારી કજુમે
બોલ્યા ચાલ્યા રાણી પિઠોરી
પિઠોરો રાણો

આ દા'ડે મારે બોલ્યા ચાલ્યા
તે વખત મારે
કોઈ હરી ધકારના તવળીબાઇ વળના
તે વખતના મારે
કોઈ વાસી બીળ્યાનાં પાનાં લીધેલા
એ દા'ડે મારે કરમી રાજા
ઇંદરાજા
ઈંદની વાળીન બાળા પિઠોરો
પિઠોરી વાળીન
ઝાંપેલ્યો કરોળ્યો દેવ
હોપાર્યો દેવ મારો
તે વખત મારે કોઇ આયું
બોલ્યા ચાલ્યા મોં ભાળીન જોડી કરેલી
તે વખતમેં મારે ઝાંપો તરોળ્યો મારો
ઝાંપા મેં ગોબાયલા
તે વખત મારે કોઇ ઝાંપે દરવાજે
તે વખત મારે
બાવી ચોવીના કળ તળાયલા
કુપાયલા તે વખતમેં મારે
કોઇના ઘરણમેં દેવ ધન મારે
હોપારીરાણી તે વખતમેં
કોઇ મારે વાસી બીળ્યો લીધેલી
એ દા'ડે મારે દેવ ધન મારે
લીંબા રાણી લીધેલી તે વખત મારે
ટપ્પા રાણી છોડ્યા દેવ ધન મારા
ધણીનું વળુન
ધણીના બડવા
દેવ ધન મારે

બડવાના બોલ
દેવના છાંયે
દેવ ઘર મારા
દેવનો ધંધો
બડવાના બોલ
એ દા'ડે મારા દેવ
દેવ તે વખતે મારે હોય
આજ દા'ડે આવેલા જેલા ગામદેવ
ગામખેડાં
ખેડાં માસી
ધરમી ધનના પોળા છે
તે વખત મેં મારે
પરભાતીના પૉરે કાળી કાળી રાતો
ઝંઝૂમના દાડા
તે દા'ડે
બાવી ચોવી વરહે તારી કથા થાય
પૂંજા થાય
દેવ દેવના તે વખત મારે
કોની કથા લખહું ભલા કુંવર
આ દા'ડે મારે
ડાબા જમણીનો મેળો
મેળામેં તે વખત મારે કોઇ
એ દા'ડે મારે બાર બોકળ્યા
બાર કૂંકળ્યા માનેલા
તે વખત મારે
કોઇ છેડી ન તૂંરયા લીધેલા
આભા ઝીંઝા કણબીના ઘોડા લીધેલા
કળઇના ઘોડા લીધેલા

આ દા'ડે તે વખત મારે
ગામમેં ગુંદરામેં કોઇના કોતરાયલા
તે વખત મારે આવેલા જે'લા
હરિયાવોહમેં દેવ ધન મારે
કોઈ કંગરાળી બોથો લીધેલ્યો
કૈળ્યો કુંબી કંદોર્યો દેવ
તે વખતમેં મારે બારમણી મૂડા ભરેલા
પખાલે પખાલે પાણી રેંડેલા
દા'ડે લાવેલો
કૈળ્યા કુંબી
ઘરનો દેવ નાગા હોય
ભોળો ડામોર
ચિચોળ્યો ડામોર
હેઇ રાજા
ગેલ્યા રાજા
રાજા ભોજ
તે વખતે મારે
તારા કળ પાણગા પૂજી આવે
એ દા'ડે મારે હર્યા ચાલ્યા
બોલ્યા ચાલ્યા
તે વખત મારે
કોઇ દેવની દેવસનમેં
દેવ ધન મારે
કોઇ નોકર ચાકર રે'લા
ઘોડું ગધેડાં જતાં પુવન
એ દા'ડે મારે મન થવા લાગ્યા
બોલ્યા ચાલ્યા
આ દા'ડે મારે કતરાયલા

કુપાયલા
રિહાયલા
ટિહાયલા
કોઇ ગામ ગુંદરામેં
ધરતી કદી મેં નાખુન
આ દા'ડે તે વખત મારે
કોઇ હોના ટોપલ્યા આવેલાં
હોળા હુંગળ્યાં આવેલાં
તે દા'ડે મારે
ગવળી ગાયને પૂજી આવેલા
રાંડ્યા બોકડાને પૂજી આવેલા
એ દા'ડે પાહ્યો પોહ્યો મોટો કર્યો
તારો જલમ લીધો
એ જલમ ધરીન તને
તે વખત મારે સિંદૂરના મુરતા લાયવા
એ દા'ડે મારા હોના બડવામેં
તે વખતમેં મારે તારે રાજગાદીમેં
તે વખતે મારે તારાં કંકુ મુરતા લાયવા
તે વખત મારા દેવ બણ્યા
એ દેવ બણ્યા તીને મારા બાળા પિઠોરા
પિઠોરી બણ્યા એ દા'ડે મારો ગણેહદેવ
હૂંડોળદેવ
એ દા'ડે આવતા જતા
રાણી કાજળ, રાણી મોખલ
તે વખતે મારે આભા ઝીંઝા કણબી
કાશી ભોળ્યો ડુંગર
હયો રાજા
ઘેલ્યા રાજા

વનરાજા
ટિંટયા જોષી
કૈળ્યા કુંબી
કન્નિયાદેવ
નાગા બાવાના મેળા આવે
હરગુંમેં તારી હુંમો ચડે
બોલ્યા ચાલ્યા તે દા’ડે
મારા કૈળ્યા કુંબી
કાન્નિયાદેવ વિજળીયાં ખાંડાં લીધાં
ટિટિયા જોષીના માથા પે’લા તોડ્યાં
પછી તે વખત
બાર બોકડાંના
બાર કૂંકડાનાં માથા તૂટ્યાં
એ માથાં તૂટ્યાં
તે વખત મારે હરગુંમેં તારી હુંમો આવે
બોલ્યા ચાલ્યા
તે વખત તારી પૂજા કથા થાય
દેવનું વળુન દેવની કથા
એ દા’ડે મારે બોલ્યા ચાલ્યા હાતી(હાથી)
તે વખત મારે ઘરબારમેં
રંગરોગાનમેં
કોઇ શેરીમેં
ઝાંપામેં બરાબર વાળુન
દા’ડે
તે વખત બાર પેઢી ઢોલી લીધા
તે વખત મારે
બોલ્યા ચાલ્યા હરિયાવાંહ લીધા
એ દા’ડે મારા

તે વખતે મારે નાગા બાવાના મેળા આવે
તે વખતે મારા હરગુંમેં મેળો ચડ્યો
આ દા’ડે મારે દેવ ઘરમાં
કોઈ ટિટિયાનો જોષીનો
હરગુમેં તે વખત મારે
હું આવે બોલ્યા ચાલ્યા કથા પૂંજા થાય
તારી દેવની કથા દેવનું વળુન
આ દા’ડે મારે દેવ ઘન મારે
હોળ ચાલ્યો હોળ ઊગળા વળે
તારી ખેતી વળહે
તે વખત મારે અનધન ને
એ દા’ડે મારા બોલ્યા ચાલ્યા
આ દા’ડે મારે રાણી પિઠોરી
એ દા’ડે આવતા જતા
તે વખતે મારે કોઈ
કાળી-કાળી રાતો આવે
પરભાતીના પોળા આવે
ઝંઝૂમના દન
આ દા’ડે મારે
તુળશીનાં દાતણો લી’ને દેવ ઘન મારે
હાત દેવ ઘન મારે
મોઢાં ચાયરાં
એ દા’ડે મારે જળ ને લોટા
જળપાણી લીધું
ગંગાજળનું પાણી લીધું
તે વખતે કોઈ હાથ પગ ધોયા
ભગવાનનાં નામોં લીધાં
પેલા ગણેહના નામો પડયાં

આ દા'ડે મારે બોલ્યા ચાલ્યા
તે વખત મારા ગામદેવ
ગામખેડામેં તારી કથા પૂજા થાય
ભગવાનનાં નામ લીધાં
હુંડોળદેવ
કાશીના ભગવાન
લેણદેણી પોતે ભગવાન ને કોઈનો
હાથુ રાણી
હાથે તેળે
જીહું રાણી
જીભે તેળે
એ દા'ડે મારે નાગા બાવાના મેળા આવે
તે વખત મારે પડ પાણગાની પૂજા આવે
બાવી ચોવી વરહ
તે વખત કથા પૂજામેં
તે વખત કોઇ
બાજુમેં દેહ મળે
તે વખત મારે કોઇ નાગો ભગવાન
તે વખત મારે નાગો જુવાન
તે વખતમેં મારે હાથમેં કીચારો
હાથમેં વણીહ લીધો
એ દા'ડે મારે
બાર પેઢીએ ઢોલિયા લીધા
તે વખત મારે નગુરી દેખાય
પગુમેં તે વખત મારે
હવેલિયા હગાની ઢાક લીધી
તે વખત તારી હરગુંમેં નાંદો છરકેલીઓ
તે વખત બોલ્યા ચાલ્યા તારી

દેવની કથા
દેવનું વળુન
આ દા'ડે મારે દેવનું હું ચારે
તે વખત મારે કોઈ ટિટિયા જોષી
ભરમા જોષી
કૈળ્યા કુંબી
કળના દેવ
એ દા'ડે મારે તારે
મેળા આવે
કથા આવે
પૂજા આવે છે તે વખત મારે
બોલ્યા ચાલ્યા
સે દા'ડે મારે
પોતે ભગવાન કૈળ્યાકુંબી કરુણાદેવ

ભાવાર્થ : બડવો અને તેના સાથીદારો બાબા ઈંદનો પાઠ પૂરી તેની સામે બેસી ડાંગરની પૂંજ ખોબામાં લઈને થોડી-થોડી નીચે પાડતો જાય અને આમંત્રિત કરેલા દેવી-દેવતાઓનાં નામ બોલતો જાય છે.

આજ મારો ભોળો ઈંદદેવ, કાંકણિયોદેવ, બાબા ગનેહદેવ, બાબા હુડોળદેવ તે દિવસેથી સાથે રહ્યા. કુંવારી કચેરીમાં આજ દિવસે મારા કોતરણી કરેલા (કતરાયલા) રોપાયેલા (ખુંપાપેલા) રિસાયલા તે સમયે દેવ-વેશના બાવીસ-ચોવીસ વર્ષે દેખાયેલા વાડીનાં ચીંભડાં.

આજ દિવસે મારે ''રાખી પિઠોરો''
'કંકુ પિઠોરો'
'ઝીંદોરી પિઠોરો'
'ભરવાડી પિઠોરો'

અને
મોટાદેવ બન્યા બાબા પિઠોરા

આજ મારી ઈંદરાજની વાડી, બાબા પિઠોરા-પિઠોરીની વાડી, ધરતીરાણી અને બાબા હુડોળદેવ તે સમયે ધરતીદેવોની હંપારાણીએ માનતા લીધેલી. આ માનતામાં

કંકુ સિંદરોળિયો ઈંદ
કરોળિયોઈંદ
હોપારિયોઈંદ

તે સમયે મારા ટિટિયા જોશી બ્રમ્મા જોશી અને કૈડાકુંણબી કન્નિયાદેવ, ભોળ્યો ડુંગર, હેયા રાજા, ઘેલ્યા રાજા-રાજાભોજની માનતા લીધેલી. તે સમયે મારે તારી કથા થાય અને તેમાં દેવોના 'વળુન' આવે. આજ દિવસે મારા નોકર-ચાકર રહેલા તે કોઈ બાવીસ-ચોવીસ વરસ દેવનાં ઘરોમાં રહીને ગયેલા અને નગરો, શહેરો, નગરી ભાગોળો અને કોઈ વૃદ્ધો કથા-પૂજા કરનારા ધરતી ગણેહ, નાના-મોટા ગણેહ, ઝાડ-પાન રહી-રૂપેણ તે સમયે કરુણાદેવ અને ભૂમિભાતનો કરુણાદેવ અને સૂંઢવાળો ગણેહ, ચંદ્ર-સૂર્ય દેવ અને કરુણાતારા, તે સમયે મારા નોકર-ચાકર, નોકરાણી કથાપૂજા આવે. કથામાં તે સમયે આભા-ઝીઝાં કણભી, કરમીરાજાના પાનબીડાં લીધેલા અને તે જ સમયે કરમીરાજાના પળ પાયગાં લીધેલા. ઘરે મારી રાણી પિઠોરી તેમની સાથે રાણીકાજલ, રાણીમાખલ આ જ સમયે ભેગા થયાં. તે સમયે બોલ્યો બાબો ગણેહ અને કહ્યું કે બાવીસ-ચોવીસ વર્ષની માનતા લીધેલી છે. તે સમયે કોઈ લખારી-જોખારીને ઘરોમાં જઈ તેડાવે છે.

લખારી-જોખારી લીલા-પીળા રંગો લાવ્યા, રૂપેણા વાટકા, ચાંદીના વાટકા, સોનાની પીછી, રંગો બોળ્યા બાદ ગાદીઓ બેસાડવા ચિતરવા

લાગ્યા. તેમાં મૂકિયા પહેલા 'પૅરા' પોલીસ ચૉકીઓ, ધરમી ધન માટે કુંવારીરાણી પિઠોરી, પિઠોરારાણા તેજ સમયે કોઈ હરિધકારના તવળીબાઈ કોઈ પાનના પાનબીડા લીધેલાં.

એજ દિવસે મારે કર્મીરાજા ઈંદરાજા, બાબા ઈંદની વાળેણ બાબો પિઠોરો-પિઠોરી, ઝાંપલ્યોદેવ, હોપારિયોદેવ તે વખતે મારે તેની માતા બોલ્યા-ચાલ્યા જોઈને વાત કરીને તેની જોડી બનાવેલી તે સમયે ઝાંપો તરોણિયો, ઝાંપો, ગોળાયણ, ઝાંપે-દરવાજે બાવીસ-ચોવીસ વરસ કળ (ઢેબરાં) તળાપણ, કોઈના ધર્મને દેવદાન માટે હોપારીરાણી તે વાસી પાન બીડવા લાવી. એ દિવસે મારે દેવ-ધન લીંબારાણી, સૂર્યરાણી, ધરતી રાણી, ભુવા (બડવા) આ દિવસે આવેલા ગામદેવ, ગામખેડા, કાળીરાતો, ચડકતા દિવસો, બાવીસ-ચોવીસ વર્ષે તારી કથા-પૂજા થાય. કથા લખી કુંવરી તારી ડાબા-જમણીનો મેળો ભરીશું. એ મેળામાં બાર બકરા, બાર મરઘાંની માનતા આભા કણભીએ લીધેલી. ઝીંઝા કણભીના કળઈના ઘોડાઓ લીધેલા તે સમયે કોઈ ગામ ગુંદરાજ, કોઈ ચિત્તરાયા, હરિયાવાંસમાં દેવ-ધન માટે કોઈ કંગરાળીબોથો, કૈળ્યો કુંભી તે દિવસે બાર-મણ મહુડા પોલીસ-પાલીએ મહુડા ભરેલા, તે દિવસે કૈળ્યા કુંભી ગરનો દેવ નાગોબાવો, ભોળો ડામોર, ચિચોડિયો ડામોર, હેઈરાજા, ગેલ્યારાજા, રાજાભોજ અને તેમના પાયગા (માનતા) કરીશું. તે સમયે કોઈ દેવ-ધનમાં નોકર-ચાકર રહેલા, ઘોડા-પશુઓ, જીવજતુંઓ, પવન રૂપ દેવ છે. એ સમયે એક મેક (એકતા) થવા લાગેલા.

આ દિવસે કોઈ કોતરણીવાળા દેવસ્થળ, રિસાયણ, કોઈ ગામ ગુંદરાજ બધા જ ધરતીમાતામાં રહીશું. સોના ટોપલી હોળી-હોંગરૂ (ડાંગર) લાવેલા, તે દિવસે ગવરી ગાયને પૂજીશું, તે દિવસે રંડાયેલા બકરાને પૂછ્યું અને તેને મોટો કર્યો ને ''ઝાડો'' લેવડાવ્યો. તે સમયે સિંધુરના ટીંપણા કરી, મરઘીનાં-સોનાનાં ઈંડાં બડવાને આપ્યા. તેને રાજ ગાદીએ ચડાવ્યા, તારાં કંકુનાં પગલાં પડિયાં, અને દેવ બન્યા, બાબા પિઠોરા,

ગણેહદેવ, બાબા હુડોળદેવ, રાણીકાજલ, રાણીમાખલ, આભા ઝીઝાં કણભી, કાશીનો ભોળ્યો ડુંગર, હેયા રાજા, ઘેલ્યા રાજા, વનરાજા, ટિટિયો જોશી, કૈળ્યા કુંભી, કન્નિયાદેવ, નાગાબાવાના મેળા કર્યા અને સ્વર્ગમાં તારા ''હોમ'' થશે.

આજ મારા કૈળ્યા કુંભી કન્નિયાદેવ, વિજળીના ખાંડા (તલવાર)થી બાર બકરાંના, બાર મરઘાંનાં માથા તોડિયા, તે દિવસે પહેલું માથું ટિટિયા જોશીનું તોળિયું અને તેમના 'કલેજા' (કાળજા)નો 'હોમ' કર્યો. આ દિવસે તારી પૂજા-અચર્ના કથા થાય, તે દિવસે દેવના વળુન વળશે. તે દિવસે 'હાથી' અને આખો દરબાર રંગ-રોગાન, કોઈ શેરી, ઝાંપામાં પણ તારા વળુન વળશે. તે દિવસે બાર પેઢીના ઢોલિયા લીધા, અને તે સમયે લીલા વાંસની પીછી બનાવી તે દિવસે તારા નાગા- બાવાના મેળા કર્યા અને સ્વર્ગમાં પણ તારો ભરાશે. ટિટિયા જોશીનો સ્વર્ગમાં હોમ થશે, આ દિવસોમાં તારી ખેતીમાં જોડેલા બળદો પણ તારી ખેતી વાળશે.

રાણી પિઠોરી કહે કે મારે અનાજ-ધન વાળિયા તે દિવસે રાણી પિઠોરી તારા અન-ધન વાળશે. તે દિવસે રાણી પિઠોરી આવતા જતા મળસકાના મૂળિયા (પોળા) કાળી-કાળી રાતો-અંજવાળાના દિવસો આવશે. એ દિવસે મારા તુળશીના દાંતણ કરશે. મોઢાં ધોયાં ગંગાજળ લીધું અને ભગવાનનાં નામો લીધાં, તે દિવસે માતા-મોટા દેવનાં નામો પાડેલાં, સીતામાતા, રામ ભગવાનનાં નામો પાડેલાં. તે દિવસે પહેલાં પાડેલાં નામો બાબો ગણેહ, બાબા હુંડોળનાં નામો પાડેલાં. આ દિવસે બોલ્યા ચાલ્યા ગામદેવ, ગામખેડા તારી કથા પૂજા થાય. નાગાબાવા, ભોળ્યો ડામોર, ચિચોડિયો ડામોર હેયારાજા, ઘેલ્યારાજા, રાજાભોજ, આ જ સમયે બોલ્યા-ચાલ્યા ગામ ગુંદરાજ, ટિટિયો જોશી, હાથ પગ ધોયા, દાતણ પાણી કર્યાં અને ભગવાનનાં નામો લીધાં. હુડોળદેવ કાશીના ભગવાન, હતુરાણી, હાથે તળે દાતણ પાણી કર્યાં. ભગવાનનાં નામ લીધાં. હુડોળદેવ, જીહુંરાણી-જીભ તળે એ દિવસે મારા નાગાબાવાના

મેળા હોયલા, એ દિવસે ૫ડ પાણગા પૂજા થાય. બાવીસ-ચોવીસ વર્ષના એ દિવસે કોઈ બોલ્યા-ચાલ્યા તે દિવસે તારી કથા-પૂજા અને બાજુમાં દેહ મળે (શરીર) અને નાગાબાવાનાં નામો આપે તે દિવસે મોટા નાગો ભગવાન, નાગો જુવાન, હાથમાં કિચારો, હાથમાં 'વણીહ' લીધો અને બાર પેઢીના ઢોલિયા લીધા. તે સમયે નગારી દેખાય, હવેલિયા, સગાસંબધીની ઢાક મળે. તેના ઉપર ગાયણા ગાધા તે સમયે ઢાકનો અવાજ સ્વર્ગમાં ગયો. દેવકથા, દેવના વળુન ચારે દિશાએ સંભળાઈ, પૂજાવા લાગી. તે સમયે ટિટિયા જોશી, ભરમા જોશી, કૈળ્યાકુંણભી, કળના દેવ એ દિવસે તારી પૂંજા-અચર્ના, કથા થાય. તે સમયે બોલ્યા-ચાલ્યા મારા પોતે ભગવાન કૈળ્યાકુંભીનો દેવ.

**ઈંદરાજના બોલઃ** ઘરના આંગણામાં ડાળો રોપી જવારા ગોઠવી પૂજાવિધિની સાધન સામગ્રી મૂકી ઈંદની પાઠપૂજા કરે ત્યારે બડવો આ બોલ બોલે છે.

એ તારા મારા કુંવારિયાઇંદ
કરોળિયાઈંદ
આ દા'ડે મારે ભોળિયાઇંદ મારે
બોંમણિયાઈંદ
છાબલિયાઈંદ
આજ દા'ડે મારે ૫ડ પાણગાની પૂજા આવી તે વખત મારે
ડાબા જમણીનો મેળો નીં મોંગ
એ દા'ડે મારે બાવી વરહે
તે વખતે મારે આભા ઝીંઝા કણબીની કળમી રાજા
એ દા'ડે તે વખત મારે કુંવારિયા દેવ
છાબલિયાદેવ
એ દા'ડે મારે બાર બોકડિયા
બાર કુકડિયા માયના
એ તે વખત મારે ચાલ બાજે રાખે

કુંવારી કંજુમ મેં
આ દા’ડે મારે કોઈ પીડા પનોતી
પીડાના માયરા
પનોતીના માયરા
દુઃખો વળહે
દહા વળહે
તારી તે વખત મારે
પાંચ વરહે
દહ વરહે
તારી કથા કરહે
પૂજા કરહે
હર્યો ચર્યો
એ દા’ડે તારી મહેનત કરહે
મંજૂરી કરહે
તારી કથા આવે
પૂજા આવે
બાવી ચોવી વરહે તારે મેળો મામલો કરહે
એ દા’ડે મારે ડાબા જમણીના મેળામેં
એ દા’ડે મારા નાગા બાવા
ભોળ્યો ડામોર
ચિચોડિયો ડામોર
હેઈરાજા
ઘેલ્યારાજા
રાજાભોજ
એ રાજા ભોજના પાણગા આવે
પડ પાણગાની પૂજા આવે
એ દા’ડે મારે બોલ્યા ચાલ્યા તે વખત મારે
આ તે વખત મારો નોકર ચાકર રે’લા તે વખત મારે

આ તે વખત મારે ગામદેવ
નોકર ચાકર રીયા તે વખત મારે
બડવાનાં પગલાં
હામો હમનો દેવ કળનો ધણી
એ દા'ડે મારે કથા પૂજા
તે વખત મારે ભગવાન યાદ છે વધારે રાખહી
માનવીની આસ છે ઓછી રાખીહી
એ દા'ડે મારે બાવી ચોવી વરહે તારી
તે વખતે મારી પૂજા આવે
કથા આવે તે વખત મારો
આ દા'ડે મારે બામણિયા
જડોયા
કુંવારિયા
કટોલિયા
મીરચ્યા
રીંગણિયા
ટપારિયાઈંદ
કરોળિયાઈંદ
છાબલિયાઈંદ
ભોળ્યાઈંદ
એ દા'ડે મારે કુંવારિયા ઈંદરાજા
એ દા'ડે મારે નોકર ચાકર રિયા
તે વખત મારે નગરી શે'રો
નગરી ભાગોળમેં
આ દા'ડે મારે કાછ્યા હૂડોળ
કાંછ્યા ભોળો ડામોર
ચિચોડિયો ડામોર
રળિયારાજા

ઘેલ્યારાજા
આજ દા'ડે મારે ડાબા જમણીનો મેળો આવે
બાવી ચોવી વરહે તારો મેળો કરે
મામલો કરે તે વખત મારે બોલ્યા ચાલ્યા
હરગુંની વાય ને હરગુના ઈંદ
એ દા'ડે મારે બોલ્યા ચાલ્યા તે વખત મારે કથા પૂજા થાય

ભાવાર્થ : ઈંદની પાઠપૂજા કરવા માટે ઘરના આંગણામાં કળા કરમની ડાળો રોપે છે. જવારા વાવવાની માનતા હોય ત્યારે ડાળો નીચે જવારાની છાબલિયો ગોઠવવામાં આવે છે. દરેક છાબલી દેવના નામ સાથે જોડાયેલી હોય છે. પૂજાવિધિનો સામાન ગોઠવાય ગયા પછી જ્યારે બડવો પૂજાવિધિ શરૂ કરે ત્યારે બોલ બોલી ઈંદ દેવને કહે છે તમારી માનતા અમે લીધી હતી તે આજે પૂરી કરીએ છીએ. આ દુઃખ દૂર કરવામાં જે દેવી દેવતા મદદ કરી એવા દરેક દેવદેવીનાં નામ લઈ તેમની કથા બોલરૂપે બોલે છે. સાથે સાથે ઉત્સવ દરમિયાન થતી વિધિઓનો ઉલ્લેખ પણ બોલમાં કર્યો છે. વિધિ સમયે તેઓ કહે છે કે કોઈ ભૂલ ભાર થઈ હોય તો અમને માફ કરજો. એવી પ્રાર્થના દેવને કરે છે. માનતા રાખી ત્યારે અમારે ઘણી પીડાઓ હતી. દુઃખો હતાં જે દૂર થયાં છે એટલે રાજીખુશીથી આજે તારી પૂજાવિધિ કરીએ છીએ.

આ જ દિવસે ડાબા-જમણીના મેળા આવે, બાવીસ-ચોવીસ વર્ષના મેળા કરીશું. કોઈ ઝઘડો કરે ત્યારે તે સ્વર્ગમાં પવન અને સ્વર્ગના ઈંદ આ દિવસે જે કંઈ બોલ્યા-ચાલ્યાએ કથા પૂજા થાય.

**મેઘરાજાના બોલ :** જવારા વાવવાની માનતા લીધી હોય ત્યારે ઉજવણીના એક અઠવાડિયા પહેલાં જવારા વાવવામાં આવે છે. આ સમયે કપડા ઉપર માટી પાથરી ખેતર તૈયાર કરે છે. ત્યારે ખેતીની આખી રીત વિધિમાં કરવામાં આવે છે. તેમાં વરસાદ લાવવાની વિધિ માટે બડવો આ બોલ

બોલે છે. બોલ સાથે વીજળી ઝબુકવાની મેઘગર્જના કરવાની, વરસાદ આવવાની ખેતી કરવાની આ બધી રીત છે. આ સમયે મેઘરાજાનો બોલ બડવો બોલે છે.

મેઘરાજા તે રાજા ભોજની વાળ્યુ હુંતી
મેઘરાજા ઊતરવા માંડ્યો
મેઘરાજા રાયા છેંડે લીલા પીળા ઢેહાળ મેલવા માડ્યા
વીજળી ચાલો બાર મેઘ
તેર વીજળી તે ઝબુકવા માંડી
લાલ પીળો ઢેહાળો મેલવા માંડ્યો
ચાલ હરોળિયો ઘરોળિયો મેઘ ચાલો ખૂણે ખૂણે
ચાલો પવન મૂંહના મંડ્યો ચાલો આવા મંડ્યો
મેઘરાજા ઊતરવા માંડ્યો
હેંથો ઊતર્યો ખલને ખોળે
તે રાજા ભોજની વાડી મેઘ આયા
તે વખતમેં પણ કે'છે આ આપળે મેઘ આયો
એટલે પછી કે'કે બી બિયારો વા'વા ઓરવા
કોઈકે'બિયારો નીં મળે
કે જી'યે હાવ રાહા હુંબળીનાં ઘરોમેં
રાહા હુંબળીનાં ઘરોમેં ગ્યો દા'ડાન ચોંદા
દા'ડાન ચોંદા લાયા
બી બિયારો લાયા
રાજા ભોજને આલ્યા
હળુ ફાળુ રાજા ભોજ જોડ્યું
હોણા જોડ્યા
પછી ઊગમણે નાંછયો તલી તુવેરનું વળુન
નવે વાળીન બિયારો
બિયારો લાયા ન વા'યુ ઓર્યું

ઊગામો ધર્યો
પછેન ચાલ મેઘ પાછો ઊતરવા મંડ્યો
યાંનો વરાપ આયો
પછી મેઘરાજાની વાડી ઝલકારો મારે
ઊગી નીંપજી બરોબર લીલારો ધરવા માંડ્યો
મેઘરાજાને કે'છે વાવ કૂવા ભરાવા માંડ્યા
નદી નાળું ઓહાવા માંડ્યું
પછી કેમકે મેઘરાજા ઊતરવા માંડ્યો
ને અનધન ચાલો ઊછરવા માંડ્યું
આયો સરામણનો મહિનો
પછી કેવી રીતે કે હાવે અનધન ના દૂધૂ ચઢ્યા
દૂધૂ ચઢ્યા પછી અનધન ઊતરવા માંડ્યું
ખળુ ખેતર આવ્વા મંડ્યું
આયો ભાદરિયો મહિનો
ભાદરિયે મહિને કેવી રીતનું કે હાવ આપળુ મેઘરાજાનું વળુન વળ્યું
મેઘરાજાની વાડી વળી
રાજા ભોજની વાડી વળી
ચાલો આપળે તલી તુવેર વળુન ધર્યું
કાકડી ચીભડી નરશે ડોળકાં વળુન ધર્યું
ચાલો કે હાવ આપળે ખેતી વાડીન આપળુ ખળું જોવા આયા
કે આપળો બિયારો વળુ કે વળ્યો કેવી રીતે
એ રાજા ભોજ બોલવા માંડ્યા
હોળ રાણીઓ બોલવા માંડી
કાકડીનું ફૂલ ભાળ્યું
ચીભડીનું ફૂલ ભાળ્યું
નરશે ડોળકાનું ફૂલ ભાળ્યું
પૂરે પૂર ફૂલેફૂલ વળુન ધર્યું
ચાલો કે હાવ આપળી વાળી વળુન ધરી

મેઘરાજાની વાળી આપળી વળુન ધરી
એવી રીતે બધા કળને ખોળે બધું કળનું
પણ કળની બધી વાળિયું આપળી વળુન ધર્યું
મેઘરાજાની વાળિયું વળુન ધર્યું
ને આબુ ઢેહાળનું વળુન ધર્યું
નદી નાળાં વળુન ધર્યુ
વાવ કૂવા તે વખતમેં વળુન ધર્યું

ભાવાર્થ : રાજાભોજને આંબાની ખૂબ મોટી વાડી હતી. મેઘરાજા ત્યાં ઉતરવા વરસાદ વરસવાની તૈયારી કરે છે. ચારેય દિશામાં લીલા પીળા વાદળો ઘેરાવા લાગ્યાં. મેઘરાજા વીજળીને કહે છે વીજળીરાણી ચાલો, બારમેઘ અને તેર વીજળી ઝબુકવા લાગી. વીજળી કહે હરોળિયા, ઘરોળિયા મેઘ, ચાલો ચારેય દિશામાં. પવનદેવને તેડાવ્યા તે પણ આવીને કામે લાગી ગયા.

મેઘરાજા સૌથી પહેલાં ખલ (મરચુ કૂટવાનું પથ્થરનું સાધન)ને ખોળે ઉતર્યા પછી ઉતર્યા. રાજાભોજની વાડીમાં, ત્યાર બાદ ચારેય દિશા અને ખૂણામાં ઉતર્યા. સૌ કહેવા લાગ્યા, વરસાદ તો થઈ ગયો હવે આપણે કયા ક્યા બિયારણો લાવીશું ? પણ પ્રશ્ન થયો બિયારણો તો કોઈ જગ્યાએ છે જ નહિ, ક્યાંથી લાવીશું. આમ ચિંતામાં પડે છે. ત્યારે વિચારે છે કે કદાચ કીડીના દરમાં મળશે. આમ કરી કીડીના દરમાંથી હોંગરૂ, ચોંદનો ડાંગર, કમોદ ડાંગર, તલ, તુવર, કોદરા વગેરે બિયારણો લાવી રાજાભોજને આપ્યાં. રાજાભોજ બળદ તૈયાર કર્યાને ઉગમણું હળ હાંક્યું. તલ તુવરના ચાહ (હરિ) કાઢી, નવે પ્રકારના બિયારણોની વાવણી કરી. થોડા દિવસોમાં અનાજ ઉગવા લાગ્યું.

મેઘરાજા ફરી પાછા ધરતી ઉપર ઉતર્યા એટલે અનાજ વધુ સારું દેખાવા લાગ્યું. રાજાભોજની ધરતી પરની બધી વાડીઓ લીલીછમ દેખાવા

લાગી. મેઘરાજા ધરતી પર ખૂબ વરસ્યા એટલે વાવ, કૂવા, કોતરો, નદીઓ, દરિયા ભરાવા લાગ્યા. અનાજ ખૂબ ઝડપથી વિકસવા લાગ્યું. શ્રાવણ મહિનાનો સમય આવ્યો એટલે અનાજમાં દૂધ આવ્યું. થોડા દિવસોમાં અનાજ તૈયાર થઈ ગયું તેને કાપવા લાગ્યા. ખળાં (અનાજ સાફ કરવાની જગ્યા) ભરાવા લાગ્યાં. આમ કરતાં આવ્યો ભાદરવો મહિનો. તેમાં પણ વરસાદ સારો પડ્યો. એટલે રાજા ભોજની વાડીમાં તલી તુવર સારા પ્રમાણમાં થયું. કાકડી, ચીભડાં, ગલકાં, ડોળકાં પણ ખૂબ જ સારાં પાક્યાં. રાજાભોજ કહે, આપણાં બધા માટે સૃષ્ટિ પર ખૂબ જ સારું થઈ ગયું.

**કાળીકોયલનો બોલ :** લખારા બાબા પિઠોરાચિત્રનું લખાણ કરતા હોય તે સમયે વચ્ચે વચ્ચે બડવો બોલ બોલી પૂજાવિધિ કરતો હોય છે. આ બોલ કાળી કોયલને સંબોધીને બડવો બોલે છે.

એ કાળી કાળી રે કોયલ
કોયલ ફેલઇ રઉં
કાળી કોયલ આંય રે ચાલી
કાળી કાળી કોયલનાં નામો
કોયલ આંબા વાળ્યા મેં રે'લી
કોયલ પેલાં કંથારાં જાળાં
કોયલ છોરી કુંમરી જવાં
જેલી પેલા આંબલા હૂંળો
આંબાના મૉર ચાખી રે જોયા
આંબલા મૉર ખાટો ખાટો ને લાજ્યો
ખાટાં ચાખે કડવાં કરેણાં લાજ્યાં
ભયાં એલાં કરેણાં લાજ્યાં
તાંથી એલી આંબાના થળોમ
ભલી કોયલ વાહોળે વધે

દા’ડે દિયે ઉછરવા લાગી
કોયલ છોરી નામોંયા છૂટે
કુંવા કુંવા બોલવા લાગી
ખલુ ખલુ બોલવા લાગી
કોયલ એવી નોકરિયું માંગે
કોયલ ચાલી ઊડામો ધર્યો
કોઇ જે’લી ભેંડા ભરવાડના ઘોરૂમ
ભેંહા ભરવાડના ઘોરૂમેં જે’લી
ઓલી કુંવરી કોંથા ને આયાં
મેં તે આંબા વાઢ્યા તે આવી
મેં તે વાહીત પાણી કરવા આવી
એવી કોયલ બોલવા લાગી
બોલે કુંવરી મારાં ઘરોમેં ઝાઝા છે નોકર
મારા ઘરોમેં ઝાઝા છે ચાકર
નહીં ઇને નોકર ચાકરની રાખીમ
કોયલ છોરી ઊડામો ભર્યો
તાંથી પેલા આંબાની હૂંળો
હેલી ચાલી કાકડીએ આંબે
એવી જે’લી ચીભડીએ આંબે
એવી જેલી ડોચરીએ આંબે
કોયલ બોલે ડૂંટાળે આંબે
કોયલ છોરી ખંબળિયે આંબે
ખલુ ખલુ બોલવા લાગી
આંબા મૉર ખરવા લાગ્યો
મેહેર વાડ્યું કરમાવા લાજ્યું
હોયલુ રાજા ભોજુની વાડ્યું
એવાં બોલીન ચાલવા માંડ્યા
કૈડા કુણબીને કંડુ હો રાણો

હેતે જાણે નોકર રે રે'લા
એવા એવા રાજા ભોજુ ને ફરિયાદ
રાજો ભોજ મેણાં રે માર્યાં
હોણાં મારે નોકર તું ચાકર
મેહેર વાળ્યું કરમાવા લાગ્યું
એવી લીધા કલુલી કાંટી
એવા છૂટ્યો ખરાનો કોંકોર
મંદરાતે કોયલ બોલે
કોયલની તે નિશાણી જોવી
નિશાં જોઇને કોંક્રું છોડ્યા
ડાબે હાથુ કોંક્રું લાગ્યો
ફેર કુમળ આંબાના થળુમં
હેલી પડી આંબાના થળુમં
પડી પડી ફપડવા લાગી
ધામ દોડ્યો ઘોડો રે આયો
આયો કૈડા કુંણભીનો ઘોડો
આયો કંદુ રાણાનો ઘોડો
ડાબે હાથળ રંગ છે રે'લો
હી છે મારા નાવણ ધોવાના દા'ડા
એવે હાથે પખોટે ધરી
ઘરમાં કાગું ડેંગાવા લાગી
મને લાગ્યો ડાબ સાજુ ના કરચો
કરચો કોંટો લાગ્યો રે લાગ્યો
એવો જાણે ઉતારું વાળે
ચાલ્યાં ચાલ્યાં કરમદી જાળાંમ
જાંબુડાના હારૂ તે તાણ્યા
તંયે ગના છીનાળાં કર્યાં
તાંથા એલી કોયરે હોલી

પોતે મંદમાં આવા રે લાગી
પોતે ઈંદરાણી મેણુંલા માર્યાં
મારી નંણદી કણઇ તું આવી
ભાભી મને મેંણા નીં મારો
નહીં ગનાં છીનાળાં કર્યાં
નહીં ચોરી ચખારી કરી
એવી કોયલ ઉતરું વાળે
પોતાના ભાઇ વીજળીયું ખેંચે
મેતે હેલીં ગેંગળી છોટમ
નેંચે ચાયો ગેંગળી છોડાં
પીધું મેં તે મૂળાહ પાણી
આવાં મારાં બરોળિયા પેટું
બરોળ્યાં પેટું વધરવા લાજ્યાં
તાંથી રેલ ઘોડો રે જોયો
કોયલ છોરી રેલ ઘોડોને છેડ્યો
એલી ચાલી રેલ રે પાટી
ઝીલી પેલી કવાંટ રે ધરતી
ઝીલી પેલી કઢઈ હો પાણી
કઢઈપાણી ચાલવા લાગી
ડૂચા બારી છરકી જે'લી
એવે જાણે ઝરવેને ડુંગોર
ઝરવે ને તે પાણી હો પીધું
તોંથી ચઢી હોંફેને ડેરે
હોંફે ઘોડો છોડી રે દીધો
તાંથી ચાલી જળહીંગી ઘાટે
નાળુના ઘાટુમ
તયેં હોયલાં તોંતળી જાળાં
તયેં હોયલાં હીરૂના હીંકલે

તયેં ઇને અંણભાવો લાગ્યો
વાન પાણી છોડવા લાગી
એવી એવી અણભાવી અંબાઈ
આઠે મહિના ને નવે રે મહિના
નવે મહિને બાળો ઇગલિયું ભરે
તેડો માર્યું હરગુમેં હુંયાણ્યું
ઇ તેડો ચાલી રે જોયેં
તેડો પેલી હરજાંબાઈ હુયેણ
લાવે બારે ધણીના તેડાં
લીધાં ગોરી તલીને તેલો
લીધા જાણે હાતેમ આઠેમની માનતા
આંઠા ડોડાં પીઠુંલા ચોડ્યાં
ઇ બાળો વીણે ને ચેણે
નરેણે ને નારખે ઊતર્યો
પડ્યો પેલો ખરોડમેં રુવે
રોવા લાગ્યો ને કકળવા લાગ્યો
ચાલો વાગી મોટાં હો દેવો
એવાં પોતે જલમાવા લાગ્યાં
કરમા કાગુના દૂધુની થાણા
ઝીલી પીલી ડુંગરની ઝરિયુમ
લાવે ઝાડુ બીડુનાં દૂધુ
લીધાં દૂધ કળીનાં દૂધુ
એવાં જાણે રૂવુનાં કુમાંડાં
કુમડે કુમડે ટોહાવા લાગ્યો
હેલો કુંવર નજરો ધરે
હેલો કુંવર જાણે હુંકારા ભરે
હેલો કુંવર માંડ્યો રે માંડ્યો
હવે એલાં વાહોળે વધ્યો

લી ને ખળિયો હલુંકી જોવે
તાંથી એલો હલુંકી લીધો
ઝાડો એલાં પોતાનાં મોઢું
બાંધી લીધા હીરૂના હીંકલા
હીરૂને તે હીંકલે નાંછયો
એવી એવી રાણી કાજળ
રાણી રે મોખેલ
હીંયાં માંગે તોંબાનાં બેડાં
હીરૂની ઉંઢિણ
તાંબાનું ડોંડે
વાવ દરિયા પાંણી પાતાળમેં હોયલો
ભરીએ બેડે પાછાંને વળ્યાં
હીંડો કુંવર વાહેળે વધ્યો
એવો જાણે ચાંદીની લકડયું
હોનાની લકડયું
ચાંદીની ગલિયું
પોતાના કુંવર નિશાણી જોવે
નિશાં જોઇને ગલ્યું રે ઠોચ્યું
ટચ દી'ને ગલિયું ઠોકી
લૂંટી લીધા રાણી કાજળનાં બેડૂલ્યાં
તોડી પાડ્યાં રાણી કાજળનાં બેડૂલ્યાં
એ આડી અવળી ને ભાળે
મારાં બેડૂલ્યાં કેમે રે લૂટ્યાં
ટીચી આંગળી અવળીને ભાળે
આડે છેડે કુંવર હો ધરી
હીર લુંગડાંનાંના ગોખાં હો વાળ્યાં
ડાબે કાંધે ગોખરે બીડ્યો
ભર્યે બેડે ને ભારે રે છેડે

પોતાન માંળ્યે પીળાં હો ઠલ્યાં
છૂટે છેડે હોવા રે લાગી
હુંવાવડ હોવા હો લાગી
બાળો તારો દરિયામેં નાસ્યો
એવો તારો દરિયામેં રે'તો
હાતોળ પાણી જોવા રે પડી
માંડા પાણી પાછી રે વળી
એલો દેવ ચોડા ભણહીર ને વેહે
ડાબે પગે ગોવાવા લાજ્યો
છબ દી'ને ધરી હો લીધો
નૂર મૂરખાં જોવાને લાગી
પોતાના થાણે કુંવર હો ધર્યો
જડ્યો મને પુંહલ રે પાળોત
તાંથા આવે નાળે નાંહુળના મેળા
રાણી ભાભીના લૂંટેણો હોયાં
બાળો તારો ખડિયું મેં નાછ્યો
તાંથા થાણા ગરપાવા મંડ્યા
તાંથા આવા મામા ને ભાણેજ
મામા ભાણેજ ચાલવા મડ્યા
નાહર આલી બારે રે રૂકુ
નાંહળિયાનો ઘેરો હો કર્યો
તોં હૈયાનો તોરણો બાંધ્યાં
ખીંડાળા ખાંડાનો તે છીંડાળો ટૂંડ્યો
તંયે ધાર્યું નિશાણું મેલ્યું
આવી ખોળામાં દેવતા જલમ્યા
હોંબીના બણાવા રેલ્યું
મામા ભાણેજ ચાલવા લાગ્યા ન દે કંઈ
મામા ભાણેજ ચાલવા લાજ્યા

એવા હાંબી ઘેડે ખાહુલાં ઠોચ્યાં
એ ચાલ્યા એવા મોટી મનદર ધરતી રે જોવે
ચાલ્યા ચાલ્યા પેલા વણ ભૂપિયાં જેલા
જેલા એવા બોર કૂંચો ચૂંદોને લીધો
મામા ભાણેજ વેંચી વાટીને ભૂંકવા લાજ્યા
પેટે પાણી લાજ્યો પાછા ઓ નાખ્યાં
આડી દેયે ખોળે ઉતરવા મંડ્યા
એ દેવો આયા કણબીના ઘોરૂંમ
તીના જાતરા હુંવા રે હોયલા ને

ભાવાર્થ : કાળી કોયલ શરીરે સુડોળ અને દેખાવે ખૂબ જ સુંદર કન્યા હતી. બાળ કન્યા દિન પ્રતિદિન વાંસની જેમ વધવા લાગી અને તરુણાવસ્થામાં આવી પહોંચી. તેના મનમાં અવનવા ભાવો પેદા થવા લાગ્યા. અમાસ પૂનમના દિવસો આવ્યા. આ દિવસોમાં ફરતી ફરતી તે રાજા ભોજની આંબાવાડીમાં પહોંચી. પોષ મહા મહિનાનો સમય હતો. આંબાઓ મૉર (ફૂલ)થી સોળે કળાએ ખિલી ઉઠ્યા હતા. તરુણાવસ્થાના ઉંબરે પહોંચેલી કન્યામાં અવનવા ભાવો પેદા થવાથી તેને આંબાનો મૉર (ફૂલ) ખાવાની ઇચ્છા થાય છે. એક આંબેથી બીજા આંબે મૉર ચાખવા લાગી. કોઈ આંબાનો મૉર ખાટો, કોઈ આંબાનો મૉર મીઠો તો વળી કોઈ આંબાનો મૉર કડવો લાગે છે. આવા તેને જાત જાતના અનુભવો થવા લાગ્યા.

આમ કરતાં કરતાં તે આગળ ભેંહા ભરવાડોનાં ઘરોમાં જઈને જોરજોરથી બોલવા લાગે છે કે મને કોઈ નોકર રાખો. યુવાન કન્યાનો આવો સરસ અવાજ સાંભળી ભેંહો ભરવાડ બહાર આવી પૂછે છે કુંવરી તું ક્યાંથી આવી ? કાળી કોયલ બોલે છે વાહિત પાણી કરવા આંબાવાડિયુમાં આવી હતી ત્યાંથી આવી છું.

ભેંહો ભરવાડ કહે મારા ઘરોમાં ખૂબ બધા નોકર-ચાકર છે.
કાળી કોયલ કહે મને નોકર રાખીશ ?

ભેંહો ભરવાડ કંઈ જવાબ આપ્યો નહીં એટલે કાળી કોયલ નિરાશ થઈ ફરી પાછી આંબાવાડિયામાં આવી આંબાઓ ઉપર ફરવા લાગી.

પહેલા દિવસે કાંકળિયે આંબે
બીજા દિવસે ચીભળિયે આંબે
ત્રીજા દિવસે ડોચરિયે આંબે
ચોથા દિવસે દુટાળે આંબે

પાંચમે દિવસે આભળિયે આંબે જઈ તે ખૂબ બોલવા લાગે છે. થોડા દિવસો પછી આંબાવાડિઓનો મૉર પડી જવા લાગ્યો, વાડીઓ કરમાવા લાગી, આ વાડીઓ રાજાભોજની હતી જેને સાચવવા માટે કૈડાકુંણભી કંદુરાજા નોકર રહેલો.

વાડીની આ પરિસ્થિતિ જોઈ કૈડા કુંણભી રાજાભોજને કહે છે આપણી વાડીઓ કરમાવા લાગી છે અને મૉર ખરવા લાગ્યો છે. આ વાત સાંભળી રાજાભોજ વાડી જોઈ તેમણે મ્હેંણાં મારે છે, અને કહે છે કે તું નોકર શાનો ? તું શું જોવે છે? વાડીઓ કેમ કરમાવા લાગી? મૉર કેમ ખરવા લાગ્યો ? આ મ્હેંણું સાંભળી કંદુરાણાને લાગી આવે છે અને તેની તપાસ કરવા લાગે છે. એક દિવસે રાત્રે કંદુરાણો વાડીની ફરતે કરેલી કાંટાળી વાડમાં સંતાઈ ગયો. મધ્યરાત્રીના સમયે કાળી કોયલ બોલવા લાગે છે. આ અવાજ સાંભળી કંદુરાણો કાળીકોયલ ક્યાં છે તે જોવા કરચલા છોડ્યા. કરચલો આવીને કંદુરાણા ને કહે છે કોયલરાણી આંબાના થડમાં પડી પડી ફફડે છે. આ વાત સાંભળી કંદુરાણો ઘોડો લઈને કાળીકોયલ પાસે જાય છે અને પૂછે અહીં શા માટે પડી રહી ? આ શું કર્યું ?

કાળી કોયલ કહે મારા નાવણના દિવસો આવેલા છે. કંદુરાણો કાળી કોયલને હાથે પકડી ચલાવવા લાગે છે. કાળીકોયલ કહે મને ચલાવશો નહિ, મારા પગે કરસાળીનો કાંટો વાગ્યો છે. આમ કરી બન્ને ચાલતાં ચાલતાં કરમદીનાં ઘણાં બધાં ઝાડવાંઓમાં પહોંચે છે. ત્યાં એકાંત મળતા બન્નેની આંખો મળી જાય છે અને જાંબુના ઝાડ નીચે જઈ સંબંધ બાંધે છે. બન્ને ત્યાંથી છુટાં પડી ઘરે જાય છે. થોડા દિવસો પછી કાળી કોયલને અમાસ-પૂનમના દિવસો આવતા નથી. તેને ગર્ભ રહ્યો હોવાથી સમય જતાં તેનું પેટ ઉંચું થવા લાગે છે. આ જોઈ તેની ભાભી મ્હૅણાં મારે છે. નણંદી તું ક્યાં જઈ આવી? તારું પેટ દિવસે દિવસે મોટું થતું જાય છે. કાળી કોયલ કહે છે ભાભી મને મ્હૅણાં ના મારશો. મેં કાંઈ ચોરી કે સિનાડું નથી કર્યું. જૂઠુ બોલી કહે છે મેં ગેંગડી ઝાડોમાં ગયેલી ત્યાં ગેંગડીના બંધ્યા કાઢ્યા ને મહુડાનું અમરપાણી પીધેલું ત્યારથી મારુ બરોડિયું પેટ વધતું જાય છે.

સમય જતાં કાળીકોયલ ઘર છોડી રેલ પાટી જાય છે. ત્યાં કુંવારી ધરતી હોવાથી ત્યાંથી કઢઈપાણી જઈ કઢઈપાણી પીધું. ત્યાંથી હુંચા બારીમાં થઈ, ઝરવે ડુંગર જઈને પાણી પીધું. પછી હાંફેશ્વર ડુંગર ચઢી ઘોડા છોડયા. ત્યાંથી ગઈ જળહીંગી ઘાટે નાળુંના ઘરોમાં, તોંતળીઝાળા, હીરના હિંચકા બધું જ હતું. ત્યાં જતાં તેને વાન પાણી છુંટવા લાગ્યાં. નવ મહિના પૂરા થતાં પેટમાં દુખાવો થવા લાગ્યો. અસહ્ય પીડા ઉપડી. તેથી તે જોર જોરથી બૂમો પાડવા લાગી કે સ્વર્ગની દાયણ (હોયાણી) હરજાબાઈને બોલાવો. આ અવાજ સાંભળી હરજાબાઈ બાર માથાના ધણીને સાથે લઈને આવે છે. સફેદ તલીના તેલથી હરજાબાઈ કાળીકોયલ આળાઅવડા પેટ ચોરવા લાગે છે. સાતમ આઠમનો દિવસ હોય છે. હરજાબાઈ બાળકનો જન્મ સારી રીતે થઈ જાય તે માટે માનતા રાખે છે ને બાળકનો જન્મ થાય છે. બાળક ખાટલામાં રડવા લાગે છે. આ જોઈ દાયણ બોલે છે આ તો મોટાદેવનો જન્મ થયો છે. બાળકના જન્મ સમયે કાળીકોયલ અને દાયણની રખેવાળી બારમાથાનો ધણી કરે છે.

ડુંગરની વનરાજી સોળે કળાએ લીલી પીળી ખીલી ઊઠી હતી. વન રાજીમાંથી દૂધકળાના ઝાડનું દૂધ કાઢી રૂના પૂમડે પૂમડે બાળકને દૂધ પાવે છે, કુંવર નજર નાંખે છે, હુંકારા ભરે છે, લીલા વાંસની જેમ દિવસે દિવસે વધવા લાગ્યો.

મહેલના આંગણામાં આંબાના ઝાડે હીંચકો બાંધી હીરની દોરીથી કુંવરને હીંકાવે છે. કુંવર ઊંઘી જાય એટલે રાણી કાજલ, રાણી માખલ સોનાબેડા અને હીરની ઊંઢિણી લઈ વાવ દરિયામાં પાણી ભરવા જાય છે. વાવ દરિયામાં પાણી ન મળતાં તે પાતાળમાંથી પાણી ભરી પાછાં આવે છે. સોના ચાંદીની લાકડીઓ લઈ કુંવર ગલીદંડો રમતો હોય છે. ગલીને લાકડીથી મારે ત્યારે સામે પાણીનું બેડું લઈને આવતી રાણી કાજલના ઘડે ગલી વાગે છે એટલે ઘડો તૂટી જાય છે. રાણી કાજલ આજુબાજુ જુએ છે અને કહે છે કે મારો ઘડો કોણે તોડ્યો.

**હમરાદેવનો બોલ :** લખારા લખતા હોય ત્યારે આ બોલ બડવો બોલે છે. પિઠોરાના જન્મ પછી તેનું પાલન પોષણ કેવી રીતે થાય છે તેનું વર્ણન આ બોલમાં જોવા મળે છે.

હમરોદેવ
હાંદરચોદેવ કંદુરાણોદેવ
કાળી કોયલ
વળિયો હવા હો બિયારણો વાઈ
પિઠોરો કાળી કોયલનો છોરો
દરિયાની પૂરમેં ડુંગરની ડોકમેં
ડુંગરની ખળિયે ઝીલાયેલો
ટીંચી આંગળી મુંહમેં ઘાલી ચૂહતેલો
વિખોણો રુંવે દરિયામાં
દરિયામાંથી કાઢનાર રાણી માખેલ

રાણી કાજલ કોખમેં બેડા
ચાયલા દરિયાની ડોકમાં
દરિયાની પોળે રે'લા એલ્લે,
દરિયામાં વિખોણું કૂંન રૂવે,
એ રાણી કાજલ વિચાર કરે,
પીંડીં પાણીમેં ચાયલી,
ઢીંચણ પાણીમેં ચાયલી,
કેડે પાણીમેં ચાયલી,
દૂધલી પાણીમેં ચાયલી,
ચોટલી પકડતે પાણીમાં બાળાને હોડમાં લીધો,
પછેન વડલા દૂધે ટોહ્યા
થોરિયાના દૂધે ટોહ્યા,
મૂળાના દૂધે ટોહ્યા
આટલા ઝાડના દૂધેથી હુંચાર થીયો,
પછેન રાણી કાજલ, રાણી માખેલ ગાદીએ લીધો,
આલી રાજગાદી,
રાણી માખેલ આગળ, પિઠોરાદેવની પાછળ,
રાણી કાજલનો ઘોડો,
ગણેહની જાતરો, પિઠોરાની જાતરો,
હરગું મેં મેઘરાણીની જાતરો,
ચાંદો સૂરજની જાતરો, ધરતીની જાતરો,
આલ્લા દેવની સેવા ચાકરીનો ખરચ જાય સે,
મેઘનો જોહી, ધરતીનો જોહી, હરગેહનો જોહી,
દેવોનો જોહી, ચારખંડનો જોહી, ટીટિયો જોહી,
કાઠયા ઘોરુંમેં ગોંડા મનસાને બળવાઈ હોયી,
તોંથા બડવાના ટેક, બળવેથી ટેકની જાતરો,
પિઠોરાદેવ જવારા વાવે તેની જાતરો, ગણેહની પૂજા,
ખેતીવાડીની પૂજા, બળદની પૂજા, કીડીની પૂજા, ડાળોની પૂજા,

ડોલકીની જાતરો,
હવાહો બિયારા, એ બિયારા કોંથા લાયવા,
એ કીડી કોઠારના ઘોરો મેં, કીડી કોઠારે બિયારા લાયવા,
એ બિયારું લાયવા, કાઠ્યા કરમનું ઓયરું,
કાઠ્યા કરમની રાણી ખોળો વાયરા,
લીલી-પીળી પાઘડી કાઠ્યા કરમે વાયરી,
કાળાં-પીળાં લુંગડાં રાણી વાયરા,
હાથે-પગે વડેલા નાશ્યા, રાણી માખેલ ખોળો વાયરો,
ઢાંઢેણી બિયારું, નનેળી બિયારું, હળબેલી બિયારું,
હીડી સબકડું, ઝંઝેટળી બિયારું, એ ખોળો ઘાયલો,
એ અગા ઘાલી ચાલવા લાગી,
રાજો ભોજ વેહ બદલ્યો,
હાથે પોગે કાચું હુંતર વયણું
તેનો લંગોટો ગુંયથો, તેનો કહળો ગુંયથો,
પછેન બાર મેઘ હતાંય જેલા,
બારમેઘ નાઠા, હેણીના હીંગડે હંતાયા,
હેણીના હીંગડે કુંકડાના ગામ ખેડા, હીરાના ગાયણાં,
મેઘદેવની લોગેણદેવ, દેવની કચેરી બેઠી,
કાળાં-પીળાં લૂંગડાં રાજા ભોજ ગાદીયે બેઠા,
મેઘદેવ ગામગુંદરેણ એ દેવની કચેરીએ મેઘ આયવા,
મખોડા ગુગનાવતા, મેઘ માથે ટોપલા આયવા,
ખેડા પછેન બોલી તમે કોંથી આયવા
માથે ટોપલા મખોડા ગુંગણાવતા, રાજા ગાદીએ બેઠા,
રાજાનાં લૂંગડાં મેલાં થી જાહે, મેઘ મેહેનાનું માર્યું,
મેઘ પાછા વળી જા, મેઘ હતાયા ધરતી મેં દેડકાનો વેહ લીધો,
હાલહુંન વેહે વેહે દોયડો,
પછેન હેણીના હીંગડે હંતાયો,
તેર વીજળી ને બાર મેહ હતાયા,

પછેન મેઘની જયડા,
રાજા ભોજ વેહ બદલવા લાજ્યો,
ને ગામખેડાને પૂછવા લાજ્યો,
એ વેહ લીધો, માથે ફેંટો, લંગોટો લીધો,
કેડોમેં કંદોરા પેયરા,
ગુજારા વોરુના ઘોરૂમેં જો,
ગુજારો બોયલો કાશીનો ગોળો હુંકો,
ભસરો હુંકો ભરવાનો રજે મારી હરી ટુંડો તારો
પછેન રાજો ભોજ ચાલવા લાયગો,
ઝાડું બિડું હુંકાવા લાયગું,
હાત ધરતી હાલે-ડોલે, ડુંગરા પહાડ ખખડવા લાયગા,
એ રોમે મારો ડુંગરની પોરમેં પથ્થરમેં ચોયટા,
આ રાજાભોજ ચાલવા લાયગા,
વેહે વેહે હું કીધું હુંની આ મેઘ હતાયા,
આ મેઘનું પાયેરું ધરવા લાજ્યો,
રાજો ભોજ પછેન કુંદરાણા તેળી લીધો,
કુંદરાણો બગીલો વે હે, ગામખેડા લીધી,
કાબરનો વેહે, વેરાઈ માતા તેળી લીધા, બગાઈ વેહે,
કૈડા કુંણબી, કરવીચલા વેહે, વેહલીન ઘણી બદલવા દીધા,
ઘનીળોન વેહલીન ડુંગોરો મેં ઘાયલી,
રાજાભોજ વેહ લીધો, વેહલીન ઊંગમાં ભરાવા આગાહમેં ચયડો,
અગાહમેં ચડી વિચારે પયડો,
વેહલીન અગાહમેં બગીલું ભમે, બગીલાના છોટો ચાયલો
વાટે બગીલા છોટો ડામોર, ડામોર કળીના ડુંગર
કળીનો ડુંગર રાજા ભોજ પૂછે રાજે કાં જેલો,
કડી મેં જેલો, કડીનો ડુંગર જેલો,
રાજા ભોજ પૂંછવા લાજ્યો તે તું પાણી પીધું,
કોં પીધું, ડુંગર પહાડા ખખડ્યા,

ધરતી હુંકાયજી, એ ડામોર પૂછવા લાજ્યા,
હોમોર પછેન ડામોર પાણી પીધું, કોની એકે-મેકની ઝરી તોયે,
કરમા ઓર, હવાહો ડુંગરીની ઘાટી તો કળોની કરમોની ઓટ,
હેણી હતાયી એ ઝોરમે
હેણી કળા હીંગડામેં હતાયો
ડુંગોરમેં અમરઝરી, કળાની કરમની ઑર
હેણી હવે હોયલો, એ વેહલીન તોં ઝરી મેં
વેરાઈ માતા બગીલા વેહે હથોરે ચૉટી,
હેણીને કંદુરાણો બગીલા વેહે દેડકા વેહે,
ગામ ખેડા બગાઈઓ થેલો,
એ હેણીનો આડી પાડી કેળે ઘણો
કરવીચલા વેહે એક ઝાટકો પાડી જોલી હેણીનું હીંગડું તોયડું,
પછી બાર ઝાટકાં જોયલા પછી તેર ઝાટકા જોયલા,
તેર વીજ અને બાર મેઘ પછી બીજું ધનિક ભોગ ઉઠાવ્યું,
તેર વીજ જાગી તેર ઝાટકા જોયલા,
બાર મેઘ એ પછેન બાર ખૂણે નાશ્યો,
તેર વીજો તેર ખૂણે તેર વીજો ચડવા લાયગી,
વાયરા થવા લાયગા, એ વાયરે ઢેહાર ચયડો,
વાયરે વાયરે આણી ચયડી,
બાર મેઘ ગુરુંડા માયરા,
તેરવીજ ઝબુકા માયરા,
આ લીલી-પીળી આગે ઓગળવા લાગી,
આ ધરતી કરો ઓગરવા લાગી,
આ દેવ નાયા ધોયા,
મેઘ છોરો નાય-ધોય હુંચારી હોય
રાજા ભોજ મેઘ લાયા.
હતુરાણી જોહુંરાણી આ ધરતીમેં ઝાડબીડુની ઑર
ડુંગરની ઓટ, તૉથા દેવ જાતરો,

એ દેવ રંગથી, પિઠોરાદેવ ચાયલો, બાબાઈંદ
પિઠોરાદેવ, મામો ભાણેજ
ઈંદીરાજ બાબજી મોંથો હાંસ્યો,
પિઠોરાદેવ કાઠ્યાના ઘોરોમેં હાથનો,
ફયરો ઘરમાં વશ્યો, હાલી ટોપલા
બધા ફરતે-ફરતે બરુડે વસ્યા એલ્લે
આયલું કુકડું અને કપાળે ટીલો આયલો
પછેન હરિ બોકળી-સોનું ઉકળે,
રામ-લક્ષ્મણ સોનું હાંકળ્યું,
બરડા બોકળાને ઉકળે ખોરવવા મેય
બોકળુ ઓકળે મોય સે, હેણી દૂધીવાડીમેં ખોરવા બાંધ્યું,
બળદ હોંરો જોયડા, બળદ સવા હો મનનું વજન ઝેલી દીધાં
હર હાંકનાર બળદ, હાવ રામ કહેવા લાજ્યા,
એટલે પિઠોરાદેવના ભાગમાં કુંકળું ઉકળે રીજ્યું,
હીરા ડીડા વાડનાર આપી છોરા દેવનો બરુડે જાતરો

ભાવાર્થઃ કાળીકોયલ વળિયો વાણિયો સવા સો બિયારણો લાવ્યા. બાબો પિઠોરો કાળીકોયલનો છોકરો. દરિયામાં ડુંગરની ટોચે તે ઝીલાયેલો હતો. ટીચલી આંગળી મોંમા નાંખી ચૂસતો અને વલખા મારી ધ્રુસકે ધ્રુસકે રડતો હતો. રડવાનો અવાજ સાંભળી રાણીકાજલ અને રાણીમાખલ તેને શોધવા દરિયાના પાણીમાં ઉતરવા લાગી. રાણી કાજલને ઘુંટણ, કમર, ગળા, માથા સુધી પાણી આવ્યું ત્યારે બાળક પકડાયું. ઘરે લઈ જઈ વડ, થોર, મૂળિયાનું દૂધ પાયું. દૂધ પીને તે વાંસની જેમ વધવા લાગ્યો. રાણીકાજલ, રાણીમાખલ તેને રાજગાદીએ બેસાડ્યો. ગાદીમાં પહેલાં રાણીકાજલ, બીજા રાણી માખલ, ત્રીજો બાબા પિઠોરો-પિઠોરીરાણી અને બાબા ગણેહની જાતરો, સ્વર્ગની મેઘરાણીની જાતરો, ચંદ્ર-સૂર્યની જાતરો, ધરતીરાણીની જાતરો. આ બધાની પૂજાવિધિ કરવાનો ખર્ચ આભા કણભીના નોકર-ચાકરને કરવાનો હોય છે.

વરસાદનો જોશી બડવો, ધરતી, સ્વર્ગ, દેવો, ચારખંડનો જોશી ટીટિયો, કાઠ્યાના ઘરોમાં ગાંડા મનુષ્યોએ બળવાઈ કરાવી. જેમાં પિઠોરો, જવારા, જાતરો, ગણેહ, ખેતીવાડી, બળદ, કીડી, ડોલીયાઓ, સવાસો બિયારણો આ બધાની પૂજાવિધિ કરી. કીડીના કોઠાર(દર)માંથી બિયારણો લાવી ઓરણી કરી ત્યારે કાઠ્યા કરમની રાણીઓનો ખોળો વળ્યો.

કાઠ્યા કરમે લાલપીળી પાઘડી બાંધી, કાળાં પીળાં કપડાં પહેર્યાં, હાથે પગે વીંટીઓ પહેરી. રાણીમાખલ ખોળોવાળી ઢાંઢેણી, નનેળી, હળબેલી, ઝંઝેટળી બિયારણ ખોળામાં લીધુ અને ચાલવા લાગી. રાજાભોજ વેશ બદલ્યો, હાથે પગે સારું થયું એટલે લંગોટો ગૂંથ્યો, કેડે બાંધવાનો કહળો ગૂંથ્યો. ત્યારે બારે મેઘ હેણીના સિંગડામાં સંતાઈ ગયેલા. હેણીના સિંગડે કૂકડાના ગામખેડાને ત્યાં હીરાનાં ગાયણાં થયેલાં.

મેઘદેવમાં લોંગણદેવની કચેરી બેઠી. કાળાં પીળાં કપડાં પહેરી રાજાભોજ ગાદીએ બેઠા. ગામ ગુંદરાજદેવ મેઘદેવ દેવોની કચેરીમાં આવ્યા. તેમને માથે ટોપલો મૂક્યો હતો તેના ઉપર માખો બણબણતી હતી. ખેડામાતા બોલી, તમે ક્યાંથી આવો છો. રાજાના કપડાં ખરાબ થઈ જશે. આમ કરી મેઘરાજાને મ્હેણાં મારે છે. મ્હેણાં સાંભળી મેઘ પાછા વળી દેડકાનો વેશ લે છે. પછી ધરતી પર હાલહુણ (કરચિંડા)નો વેશ લઈ ભાગી હેણીના સિંગડામાં સંતાઈ ગયા. બારમેઘને તેર વીજળી શિંગડામાં સંતાઈ ગયાં. તેમની ખૂબ શોધખોળ થઈ પણ તે મળ્યા જ નહીં. તેમને શોધવા માટે રાજાભોજે વેશ બદલ્યો અને ગામખેડાને પૂછવા ગયા. પછી ગુંજારા વ્હોરાનાં ઘરોમાં ગયો. ગુંજારોવોરો બોલ્યો કાશીનો ગોળો હૂકો ભરવાનો કીધું એટલે રાજાભોજ ત્યાંથી ચાલવા લાગ્યા. ઝાડ-બીડ, ડુંગરા પહાડ સૂકાવા લાગ્યા. ધરતી ડોલાવા લાગી. ડુંગરની તળેટીમાં પથ્થરોના ઢગલામાં તે ચાલવા લાગ્યો. અલગ અલગ વેશ લીધા તેમાં શું કહ્યું તે સંભળાયું. તે ક્યાં સંતાયો. આમ કરી મેઘની પાયર (નિશાનીઓ) જોવા લાગ્યો. ત્યાર બાદ કંદુરાજાને તેડાવ્યો. કંદુરાજા બગલાનો વેશ લીધો

અને ગામખેડા ગયા. કાબરનો વેશ લીધો, વેરાઈમાતાનો વેશ લીધો. વેરાઈમાતા બગાઈના વેશે, કૈડાકુણબી કરવિચલાના વેશે આમ અલગ અલગ વેશો લઈને ગયા.

રાજાભોજ વેશ બદલી ઊંઘ લેવા માટે આકાશમાં ગયા. ત્યાં બગલાની લાંબી હારો જતી જોઈ વિચારમાં પડ્યો. આગળ જતાં છોટાડામોર કળાના ડુંગર, કળી ડુંગર આવે. ત્યાં જઈ મોરને પૂછે છે આ કયો ડુંગર છે ? મોર કહે કડીનો ડુંગર. રાજાભોજ પૂછવા લાગ્યા તૂં પાણી પીધું. ડુંગર પહાડ ધરતી સૂકાવા લાગ્યાં. ત્યારે ડામોર પૂછવા લાગ્યા, અમારે ડામોર પાણી પીવું છે. ત્યારે કહે છે એક મેકની ઝરીએ (ઝરણે) સવાસો ડુંગરની ઘાટીઓમાં ઝરણાં છે. ત્યાં હેણીકળાના સિંગડામાં સંતાયો છે. ડુંગરોમાં અમર ઝરણું કળા, કરમ, હેણીના વેશે વેરાઈમાતા બગલાના વેશે, કંદુરાણો બગલાનો અને પછી દેડકાના વેશે, ગામખેડા બગાઈનો વેશ લીધેલો હતો.

કરવિચલાના વેશે હેણીના શિંગડામાં એક ઝાટકો મારે છે અને શિંગડું તોડી નાખે છે. ત્યાર બાદ બાર ઝાટકા અને પછી તેર ઝાટકા માર્યા ત્યારે વીજળી અને બારે મેઘ ભેગા પડ્યા. તેર વીજળી જાગી અને તેર ઝટકા જોયા ત્યારે બારે ખૂણા તેર વીજળી દરેક દિશાએ નૃત્ય કર્યાં. તેર વીજળી તેર ખૂણે ચડવા લાગી. મેઘરાજા વાદળો ચઢાવ્યાં. પવનદેવે પવન ફેંકવાનું શરૂ કર્યું. બારમેઘ ગરજવા લાગ્યો. તેર વીજળી ઝબુકવા લાગી. લીલા-પીળા આગ (અગ્નિ) પડવા લાગી. ધરતીના કળો ઓગળવા લાગ્યા. દેવસ્નાન કર્યાં, મેઘનો પુત્ર સ્નાન કર્યું.

રાજાભોજ મેઘ (વરસાદ) લાવ્યો. હતુંરાણી કહે હું પોતે રાણી. ધરતીની રાણી ઝાડબીડની સાથે ડુંગરની આડે ગયા. ઈંદરાજા બાબજીમાં ગયો, પિઠોરાદેવ કાઠ્યાના ઘરોમાં વસ્યો. હાંડલી, ટોપલી અને બીજા બધા ડુંગરોમાં વસ્યા. કપાળે તિલક કરી મરઘી આપી. ત્યાર પછી હરિ બકરી

સોના ઉકેળા, ડુંગરા, બકરાને, કૂકડાને ઉકરડો ખોરવા મોકલ્યો. બકરું આંકડાના પાનમાં મોવાઈ ગયું. હેણી દૂધીવાડીમે ખોરવા માંડ્યું. સવા સો મણના વજનદાર બળદને હાંકે છે. બાબા પિઠોરાદેવના ભાગમાં મરઘું ઉકરડે રહ્યું. હીરાકીડા વાઢનારને આપી પુત્રને ડુંગરની જાતરા કરાવી.

ઉપર પ્રમાણે જ બડવાઓ આ બોલ બોલતા હોય છે જેમા પિઠોરાદેવનું વર્ણન કરે છે.

કાળી કોયલનો બાળો
એ કાળી કોયલનો કરમા કાગુનો
લાખો લોગાનનો દેવ બણેલો
ચહોઈર્યો મુંડુનો
ઇ ઘુટણિયો કોં કરે
હોનાની ભીંત મેં હંતાયલો
મામા ભાણેજની ગાદી ધરેલી
ભોળો ઈંદરાજ
આજ ભોળો ઇંદરાજ
આજ દૂધારજોળનો છોરો બણેલો
મામાને ભાણેજ વેખા લીધેલી
આજ વનવેખા કેય છે
હૂપા કણબેણ
આજ ઘોડા તારાં ગામ દેવનાં
ઘોડા લીધેલા
આજ કે છે પન દા' ડે
ભાંગ સૂકો પીવા
ઠગીને હવા ભીતોમેં હંતાયો
હોનાની ભીંતમેં હંતાયો કે
મામા મામા પરૂ ઉકડામેં ઘરૂ હાંતી દે

હાંતી દે કે
આપણા કણબીના ઘર હોયલા
ચાલો આપણે જાતરા કાશી લેહું કળુ
લીલી ઘોડાં તાં આપણા પાયગા લેહું
હતાવા લાગ્યા
તે વખત મેં વો લેખા બણવા લાગ્યા
ચાલ મામા ભાણેજ
લડાઇ મેં પડ્યા
ખોંડા ગહવીન
ચાલ કે છે પન દા’ડે
એ લેખાં મોટા દેવનાં
લખારી તેડી
જોખારી તેડી
તે વખત મેં
રંગા રાણી
રંગ ઢંગ થયો
તે વખતમેં રંગુના ઘોડા
રાજ પેલો પડ્યો
આજ કેજો પિઠોરાનો ઘોડો
આજ કેજો ગણેહનો ઘોડો
એક હુડોળનો ઘોડો
આજ કે જો પન દા’ડે
એક ઇંદનો ઘોડો
ઇંદ રાણીનો ઘોડો
એક રાણી પિઠોરીનો ઘોડો
આજ કેજો તીન દા’ડે
બણ્યા તીને કે જો
રાણી મોખેલનો

કૈડ્યા કુંબીનો
આજ કે છે
કનહેરીનો
અનહેરીનો
કનહેરી
ધનેરીનો
જહું વાળેનનો
હતુ વાળેન
વાલા વાળેન
ઝાલા વાળેન
રૂપાબાઇ વાળેન
આજ કે છે
દરિયા હુંકાવા લાગેલા
દરિયા ડોલવા લાગેલા
કળ ઉપર
સત ઉપર
સતના ગાયણા
તે વખત મેં
હોળ કિયાળા
ઉકાહા ધરતી
ભગવાનને ગળે પડી
મે' રબાની કળો એવી કળો ઊભી રે લી
આજ કી જો સતિયાં દેવો બનવા લાગેલા
આ તમારી કળ ઊભી રહી
ખરે કીધી એવી કળ છે.

ભાવાર્થ : કાળી કોયલના ખોળે જન્મેલો બાળક લાખો લોકોનો દેવ બન્યો. ઘુંટણિયે પગે ચાલતો થયો ત્યારે સોનાની દીવાલમાં સંતાઈ

ગયેલો. દૂધા રજોડનો પુત્ર ઈંદરાજ ભાણેજને શોધવા માટે હુપા કણબેનને વિનંતી કરી. હુપા કણબેન બાળકને શોધતી જઈ બોલે છે તું ક્યાં સંતાયો છે ? તારે ઘોડા જોઈએ ? હુકો પીવો છે ? તું જ્યાં હોય ત્યાંથી જલ્દી આવ. આપણે કણબીના ઘોડા લઈ કાશીની જાતરા કરીશું. આમ ખૂબ આજીજી પછી ખોડા ગહવીનને બોલાવે છે. ખોડો ગહવીન કહે તે સોનાની દિવાલમાં સંતાયેલો છે. તે ખૂબ મોટો દેવ છે અને તે મામા ઈંદ સાથેના ઝઘડાને લીધે દિવાલમાં ગાદી માંગે છે. તેની ગાદી સ્થાપવા માટે લખારી જોખારીને બોલાવે છે. લખારી જોખારી રંગા રાણીથી ગાદી સ્થાપે છે તેમાં સૌથી પહેલા પિઠોરાનો ઘોડો પછી ગણેહનો ઘોડો, હુડોળનો ઘોડો, ઈંદનો ઘોડો, ઈંદરાણીનો ઘોડો, પિઠોરીનો ઘોડો, રાણી માખેલનો ઘોડો વગેરે દોરવા લાગ્યા. સાથે કનહરી, અનહરી, ધનહરી, જહુવાળેણ, હતુવાળેન, વાલાવાળેન, ઝાલા વાળેન, રૂપાબાઈ વાળેન આવા અનેક દેવ દેવીઓનાં ચિત્રો દોરાવા લાગ્યાં.

ચિત્રો દોરાયા પછી દરિયા સૂકાવા ડોલાવા લાગ્યા. ધરતી ઉથલ પાથલ થવા લાગી. તેથી ત્યાં સતનાં ગાયણાં કરાવ્યાં ત્યારે બાબો પિઠોરો મોટો દેવ બન્યો અને સૃષ્ટિ પર બધે શાંતિ પ્રસરી ગઈ.

**ધરતીમાડીના બોલ :** બાબા પિઠોરા ચિત્ર લખવાની શરૂઆત કરવાની હોય ત્યારે સૌથી પહેલાં ધરતીમાડીના બોલ બોલી પછી બડવો ચિત્રો દોરાવાની શરૂઆત કરે છે. આ મંત્રોમાં ધરતી કઈ રીતે નિપજી તેનું વર્ણન કરે છે.

હે ધરતીમાડી ચોંદોની કળુન
જુગોની જે કળુના નામોન
ભોળા ભગવાન દેવતા ઉંજાળુ ન
મારા દેરાંના જુવારી કળુન
ધરતીમાડી નીપટવા આયાં

કળુ આયલા કળી રે રાજાન
કળી રાજા ધરતી ને ખોળેન
ઉતરયાં હાથે પોતે રે દેવતા
તાંથે વળવા ધરતીને ખોળેન
ધરતીમાડી નીવટે ચાલ્યુન
દેવતા ખળુનાં નામો રે પડવા
હવે ભોળા દેવુની કળુન
માણહ ડેરાં નીપજવાં લાજ્યાં ન
ઇને આવી નાંદેરીની ફેણ
ઇને આલ્યું અન્નુની ગાદ્યું
ઇને આલ્યું હોની અડકુ
ઇના ફેળલા તાંબાના લોટા
ધરતીરાણીને ગકુનાં નેવટા
હેરે કળુ નીપજવા લાજ્યું
ધરતીમાડીને એવારે નામું
પોતે ભગવાન કળુ રે ધણીન
ધરતી છોરી એવી જે નીપજે
ધરતી એની લોયુનાં આંડા
ધરતીમાડીને ગકુનાં આંડા
ધરતી છોરી સિંદુરી આંડો
ધરતી રાણીને હીરૂના આંડા
ધરતીરાણી દૂધૂના લોચા
ધરતીમાડી વાહુ વરધ્યાં
ધરતીરાણી એવી રે નીપજી
ધરતી છોરી ઠેકડીએ ચાલે
ઠેકડીએ ને ઠેકડીએ ચાલે
નાના કળુ ઠેકડીએ ચાલી
એવા તારા આંકળા દૂધૂ

એવા તારાં લોહીનાં કુંવળા
હવે ધરતી હુંજારી હોયાં
ધરતીરાણી નગરૂ થયું
ધરતીરાણી વાયુએ વધ્યુ
એવાં તારાં બરકંસ્યા માતાં
એવા તારાં ચોવરિયા છૂટલા
ધરતીમાડીને હૂબેળે કોની
ધરતીમાડીને વીંઝળલા દાંતી
ધરતીમાડીને હોનાનાં ઘડાં
હોનાની હીબો
ધરતીરાણીને સિંદૂરી વાંહા
ધરતીમાડીને જાણે કંકુનાં પગલાં
એવી ચાલે ઠેકડીએ રૂડી
એવી ચાલે જૂની રે ધરતીમ
ધરતી જેલી રૂડી રે રતુમાળ
રૂડી રતુમાળ જૂની પૂની છે ધરતી
એ છે પોતે ભગવાનની ગાદ્યું
પડ્યું તાર્યું અંધારી કળુ
ભગવાન કળુ અંધારી દેખાય
પોતે ભગવાન વિચારે ચડ્યો
ભગવાન રાણ્યું હ્ હ્ મેં ચાલે
હ્ હ્ ના દા'ડા
પેલા આવે કેમ રે કરવા
ભગવાન રાણી તિયારી હોવે
પોતે ભગવાન તિયારી હોવે
રાણીયું રાણીયું ભૂખ તરેના લાડવા
ચંદે ચંદે ચાલવા લાગ્યાં
દેવ દેરૂ કોની છે ધરતીમ

મોટા દેરાંના જોવા રે ચાલ્યાં
દેવ દેરાં ડુંગરની ટોચુ
દેવ દેરાં ડુંગરની ડગાળે
મોટા દેવુંના બાળાની દેવી
એથે રાણી હીરૂના દડા
હોનાની જળુ
રૂના દડા
રૂપના ધણી
એવા રમે રૂપાના લખોટા
એવા રમે હોનાના ભમેળા
એવા રમે ચાંદીની ગલીયું
એવા રમે હીરૂની હુજળીયું
મોટાં દેવોના પૂછવા લાજ્યાં
પોતે ભગવાન ભવાની રાણ્યું
પૂછવા લાગ્યાં
બાળા રે એવી નોકરને જુએ
મારે ચાકરને જુએ
ધામુણ દામુ ધમાવા લાજ્યા
મા ન બાપુ તે પૂછવા લાગ્યા
મા ન બાપા બોલે નાં બોલે
ભગવાન રાખે જુગુના ટોયા
બાળા કુંડ તામુણ જુગોની હચવાય
એટે રિ'યા તમુ છૂટાનાં છૂરા
હીડા દેવ બાળાં હુંચાર્યુ ભર્યુ
ઓલા કે છ મોંગાવા મંડ્યા
મોંગી લીધા ભગવાનના ચોપડા
મોંગી લીધ્યું હોનાની લખેન
મોંગી લીધી કળુની કલમો

એવી જાણે હેવા રે ચાલ્યા
હવાઓની કચેરી ચાલ્યા
મોટાં દેરાં નિહાળો ભણવા
પેલા પેલી ભાળી રે ચોપડ્યું
એવા જાણે બારાખડી ચોપડ્યું
એવા તાર્યુ વૈદી ચોપડ્યું
એવું તાર્યુ બારાખડી ચોપડ્યું
એવા ભણ્યા હીંદુ ચોપડ્યું
એવા ભણ્યા જાણે અંગરેજી ચોપડ્યું
બાવી કરોડ ભણવા લાજ્યા
ભણી કરોડ તેતરી કરોડ
લાખે ભણી બદેરી ભણેલા
મોટાં દેરાં ભણી રે જે'લાં
હાવે માંગે ભગવાનની ખૂરશ્યું
એવા દેરા વાળે હીંદૂરી દેવતાં
વાળી લીધા હળુરી ભજી
દિવાળુના ફેંટા રે વાળ્યા
એવા સિંદુર ચોયના રે પેર્યા
એવા પેર્યા બેવળિયા કોઠે
કાનુ મેં તે વીંછુળે નાસ્યા
હવે ભજી મોટા રે દેવતા
બંગલે ઠેલા ડાળી રે ખાંડે
એવી રૂપાની ખુરશી લીધ્યું
ઓંખોમેં જાણે અંધારી નાશ્યું
મારા દેરાં અંધારાં ચાલ્યાં
ઢળુ ઢળુ નાંગરે ચાલ્યા
હોંબો આયો વેલાળો ડુંગર
અગાળ આયો કટાળો ડુંગર

અગાળ આયો બેવડિયો ડુંગર
હાંબે આયો ભેટાળો ડુંગર
અગાળ આયો લખમીનો ડુંગર
અગાળ આયા લખારા ડુંગર
હાંબા આયા રંગાળા ડુંગર
અગાળ આયો ખાંડીનો ડુંગર
અગાળ આયો બોળગો ડુંગર
અગાળ આયો પેલો મોગર રે ડુંગર
અગાળ ચાલ્યો કાશીનો ડુંગર
અગાળ ચાલ્યા કોનીને દરબાર
ચાલ્યાં ચાલ્યાં મોટાં હો દેવતાં
એ તે જેલાં હોરાંને ડુંગર
હોરાં રાણી જલમની વાંઝ્યું
વાંઝિયાને ખોળે ચોંદાતો દાળો
હેલા ચાંદીને છેડે હોયલા
ધરતીને છેડે પરકાશ રે મારે
મોટા દેવતા
જ્યાં હોરા રાણીના ખળુ મેં ઉજ્યા
હોરા રાણીના ખળુમેં ઉજ્યા
એવા જાણે રાતો આવે ખખડાવા લાજ્યું
હોંબી રાત રતળાવા લાજ્યું
હાંબી રાત જાણે કકડાવા લાજ્યું
હાંબી રાતે મોટા ઓ દેવું
ધરતીને છેડે પરગેટ ફાટે
ઝેણા ઝેણા તો ક્રુણા છૂટ્યા
દાડો ચોંદો ઉજાહ મારે
આવી કળુ બનાવી લીધ્યું
હવે વાગી મોટાં દેરાં

મેંકે દેવા કળુના ટોયા
ચાલે મારાં જુગુમે લેખાં
નેતાં નેતાં પડવા લાજ્યાં
એવી ભોળા ભગવાનની કળુ
ભોળા ભગવાન ભારેલા કળુ
ભગવાન મોરા વાંહવા લાજ્યા
ભગવાન દાતુણ પાણીઓ કર્યું
પેંટે એને તુળશીના દાતુણ
લીધાં એવાં તુળશીના દાતુણ
અમ્મર કૂવાનું પાણી
કરે એનો ડોડાં દાતુણ ચાવી
ચીર્યાં ચારે રે કળ્યાં
ચારે ચીર્યાં નાખવા લાજ્યો
ચારે ચીર્યાં ચાર પાવામે નાશ્યાં
બની કળુમેં નાશ્યાં
તીના તુળશીનાં માતા હો દેવી
તીના એલા પોતે ભગવાન રોમલા પીરે
પોતે ભગવાન કંકુના કોગાળા
લોયુના કોગાળા
કરાવા લાગ્યો
હવે એવા કોગળા નાશ્યા
તીના દેરાં જલમાવા લાગ્યાં
તીને કોગળે મોટી હો દેવળાય
ધરમી કાગળ વાંચી હો લીધું
હેવા રે કળો ઊભી હે રાશ્યુ
એ મારાં દેવતાં જલમાય કળજુગ ચારસે
તીનાં દેવતાં કળાશીના
એ ધરતીમાડી નીપજવાં આયું

ધરતીમાડીને પૂનમના દા’ડા
ધરતી માડીને અમા પોંચમના દા’ડા
ધરતીને આયા અંધળ પાણીનો દા’ડો
ધરતી લેખાં જોયા ને જોયાં
ધરતી છોરીનાં ભાયેનીં બાંધે
ધરતીરાણીના કાકાની કટમ
ધરતીમાડીને નાંહી મળે એવાનાં
ધરતીમાડીને નીમે કોઇ
એવા ધણી રે ધોરી
એને ધરતીછોરી વિચારાં જોડે
ધરતી કળુમેં તે ઉથલ પાથલ કરીને નાંખું
એવી ધરતી વિચારાં જોડે
ધરતી ઘડી ઊભાં હો રે’જો
બાવી ચોવી વરહોના દુકાળ
કાળી બણેલા દુકાળે પડેલા
મેંદા ગવળી સો વરસે ગાયો
પડ્યુ મેલ્યું ઉજાળ્યાં વાણો
નહીં ઇ ને ચારે ની પાણી
મેંદા ગવળીના હાપોળું કટમ
પોતે ભગવાન માથાના કપાળો ચોળ્યુ
કપાળ ચોળીન પરહેવો પાડ્યો
તંઇ કુળો શેવાળે ચડ્યો
ને મેંદા ગવળી શેવાળું ચાટ્યા
શેવાળા ચાટ્યાં હાપોડું ઊગાડ્યા
આવે તણે માતી રે રાતી
ચાલે હવે માતી ને રાતી
તાંથી ચાલો રીંઝા રે માળુ
રીંઝાળા માળુમેં રીંબાવા લાગી

મેંદા ગવળી વાણે રે આવી
ઇમેં ઇના હાથેલા ખોંડે
સર જાણે પારીંગલા હાંડે
ગાળેને ખોળે ગાભને ગોળે
હાતે મહિનાના આઠે રે મહિના
તંઇ તારા નવે રે મહિના
નવે મહિને વિયાવા લાગી
પેદા હોયો વછેરો હીંગલો
એવા રે જાણે માંગે માંગે દૂધૂનાં થાંણાં
દૂધૂનાં થાંણાં
હે વાઝે વાહોળી વધ્યો
મોટો મોટો નોંધ્યો રે બન્યો
એવો જાણે ફાલે રીંહાયો
લાખોવણઝારા માળુમેં ટાંડો
લાખોવણઝારા હેકાર્યું મારે
એવી ટાંડો હલકારી લીધો
આયો બાપુ ગામુને ગોંદરે
ગામુને ગોંદરે પડાવો નાખ્યા
નાદ્યો જાણે ઊભો તે ઊભો
ધરતીને રાપો વધરી જેલાં
ધરતીછોરી નાદ્યાની ભાળીન
ધરતી જાણે ચમકવા લાગી
ડરાંય કરીને ડોકારવા લાગ્યો
હુંગડાં કરીન ઉકાંદે જોવે
હાંગલાં નાંખ્યાં ધરતીનાં રાપો
કાઢી કાઢ્યા ધરતીના ધડાપા
બારે બારે મોનીના ધડાપા
ચોળેદીને મૂતરી લીધું

ધરતીછોડી મલખવા લાગી
ધણી મારો આખલો હોંડે
તાંથી જાણે રેવાને રીધી
ઝેણાં ઝેણાં નાંદરવા ઉજ્યાં
ધરતીના પેટ્યાં જલમાવા લાગ્યાં
ધરતીછોરી વસ્તારે છૂટી
ગાંધ્યો ચાલ્યો મા'દેવને ધૂમટે
એવા હીરા બામણ કંકુના ટીલા
એવો નાદ્યો ઊભીરે ખળીએ
ખરે કળ ડાબીને બેઠો
ખરે કળ રાખીને બેઠો
આવી કળો કોઈ રે રાખ્યું
ધરમીગાયનો નોંદ્યો રે રાખ્યું
ઉતારા ઉગતારા ભોળી રે ધરતી
ધરતીને છેંડે કાળી રે ધરતી
પૂરવ છેંડે ઢૂળી રે ધરતી
એંકે છેંડે કાળી હો ધરતી
એંકે છેંડે ગોરાંટી ધરતી
ધરતીમાતા પેદાયો કરે
હોનું રૂપું ચાંદી રે પેદા
એવો ખરી કળુમાં ખળુ રે જનમાય
એવી કળુ ઊગી હો રે'જો
એવી ભગવાન કળાયો લીધ્યું
તારી કળોમાં એવાં છે લેખાં
ચાલો ભગવાન કળુ મેં લેખાં
એવાં કોઇ નીપટવા લાજ્યો
કળમેં નીપજ્યો કાલો હોં હરમાન
વનમેં વાંસળિયું બોલે

હરમાનદાદા તેડાવા લાજ્યા
પોતે એવાનાં આવારે લાજ્યો
દૂધે કળુના નામાં જોવા રે ચાલ્યો
હાથે તે પોતે જોવા રે ચાલ્યો
જોવા ચાલ્યો ધરતીના છેડા
બાવી ચોવી ગાયોનાં ડગલાં
ધર્યા છેડા જોવાને લાગ્યા
એકે છેડો નહીં રે જડતો
નહીં જડતો ગોંદરિયો છેડો
પાછા થાચ્યા પરની પાછા રે વળ્યા
એલા માથે કળુના છેડા
ગોમા ભગવાન છેડો નીં જડતો
નહીં જડતો લાંબી ધરતીનો છેડો
ભગવાન માર્યા હરમાનને મેણાં
હરમાનદાદા મેણા ખાઈને
ધરતીમેં ગડાયા
ગોદળિયું તે પૂઠોને ભીડ્યું
લઈ જે'લા રેવાઠે માંડે
રેવા આલા ધરતી મેં ગડાયા
જોવા લાગ્યા ઊગમણા છેડા
પોતે ભગવાન બારે પંદર રે છાત્યું
પંદર છાતીયું મેં લોહીના લોચા
પડ્યા એના છાતીમેં લોચો
પોતે ભગવાન વિચારો જોડે
હાથેને પોતે તિયારે હોયો
ચાંદીલોટો ધરવા માંડ્યા
હાથેને ગોતે જોવારે ચાલ્યો
જોવા ચાલ્યો ધરતીના છેડા

જોવા ચાલ્યો પોતાનું મોઢું
નાંહી જડતો પોતાનું મોઢું
પોતે ભગવાન મોઢું નીં જડતાં
ભૂખે તરહે નાંગેણો આવે
લાંબો થે'નરસીંગીબાવો
હાંબો ભેગો હોયો નરસીંગીબાવો
કાશીનું પોથ્યું વાંચવા લાગ્યો
પોતે ભગવાન પોથ્યું ને વાંચ્યું
લીલાં પીળાં કોઇનું છે મોંઢુ
ંભગવાનના ડેરા
હાવો તારાં મોલુ રે જડ્યાં
પોતે ભગવાન ચડ્યો પોતાને મોંઢું
હેથો ભાળી હોનાની ખૂરશ્યું
હેથો ભાળે ચાંદીની ખૂરશ્યું
ખરાખરી કળો રે હોયલ્યું
હવે ભગવાન એવો રે વિચારે
વળી કળુમેં ઊભાં હો રેવાં
ઝાઝા કળુમેં પીડાયો ચાલહેં
કોઇ રાખે ભારે રી છાત્યું
પંદર છાત્યું ચોળાવા લાગ્યો
હીયા છાતીમેં મેલ ઢોકળાં વાળીન
ચારે છેડામેં નાંખી રે દીધાં
તીના વયધા કળુ બણાવી લીધાં
તીયા ટોયા ટેકા રે બણાયા
તીનાં તારાં લેખાનાં લેખાં
હોળી વાળી ઓંઘળ પાણી
હોળે રાણિયું વિચારમેં ચાલ્યું
હે બાપજી દેવ તુ સત સતના દેવ.

ભાવાર્થ : ધરતીની ઉત્પત્તિ થઈ ત્યારે સૌ પ્રથમ ભોળા ભગવાને કળી રાજાના સ્વરૂપે ધરતી ઉપર જન્મ લીધો. ધરતી પર અનેક વસ્તુઓ જન્મવા લાગી. સાથે ભગવાને માનવને પણ જન્મ આપ્યો. તેનું જીવન ચલાવવા માટે અનાજ ઉગાડીને અનાજના ઢગલા થઈ જાય એટલું અનાજ પકવ્યું. ધરતી પર જે ઉગાવા થયા તેનાથી ધરતીના અલગ અલગ નામો પડવા લાગ્યાં. ભગવાન પોતે ધરતીનો ધણી થઈ ધરતીના ખોળે અનેક જીવજંતુઓને જન્મ આપ્યો. દિવસે દિવસે એ બધાનો વિકાસ થવા લાગ્યો. ધરતી હરી ભરી થઈ ગઈ. બાબા રતુમાળની જગ્યાએથી ધરતીનો જન્મ થયો. તેથી ભગવાને ત્યાં પોતાની ગાદી સ્થાપી. એ જગ્યાએ ભગવાન દેવી સાથે રહેવા લાગ્યા. તેનાથી અનેક દેવદેવીઓનો જન્મ થયો. બાળરૂપે જન્મેલાં દેવદેવી રૂપરૂપના અંબાર હતાં. જે અલગ અલગ ડુંગરો ઉપર રહેવા લાગ્યા. એક વખત ભગવાન અને દેવી બધાને જોવા નીકળ્યાં.

બાળરૂપે રહેલાં દેવીદેવતા હીરાના દડા, લખોટા, ભમરડા, ચાંદીની ગલીઓ રમતા જોવા મળ્યા. બધે ફર્યા પણ તેમણે મા બાપ જેવું કંઈ ના પૂછ્યું, તેઓ ભગવાન પાસે જુગ સાચવવા માંગતા હતા. ભગવાને કહ્યું તમે હજુ બાળક છો, તમને જુગ ના સચવાય. તમે ભણી ગણી હોશિયાર થાવ. આમ કરી સોનાના ચોપડા અને કળુની કલમો લઈ કચેરીએ ભણવા મોકલ્યા. બારાખડી, વહી ચોપડીઓ, હિંદુ, અંગ્રેજી ચોપડીઓ ભણ્યા. તેતરી કરોડ દેવદેવીઓને ભણ્યા. ભણીગણી હોશિયાર થયા એટલે ફરી ભગવાનની ખુરશીઓ માંગવા નિકળ્યા. ભગવાનને શોધતા શોધતા તે વેલાળો, કટાળો, બેવડિયો, ભેટાળો, લખમીનો, લખારા, રંગાળો, ખાંડીનો, બોળગો, મોગર, કાશીનો આ બધા ડુંગર પાર કરી આગળ ગયા તો કોનીનો દરબાર આવ્યો. ત્યાં હોરાને ડુંગર મોટા દેવતા હોરારાણી જનમની વાંઝિયણ હતી. વાંઝિયાના ખોળે ચોંદાના દિવસો હતા. જે ધરતીના છેડા સુધી પ્રકાશ પાથરવા લાગી. અંધારી રાતમાં આ પ્રકાશથી ધીરે ધીરે ધરતીના છેડે કરુણા ફુટવા લાગ્યા. દિવસ ઉજાળુ મારવા લાગ્યો. ઉજાસ થયું એટલે ભોળા ભગવાન હંસવા લાગ્યા.

તુલસીનું દાતણ કર્યું. તેના ચાર ચીરા કરી ચાર બાજુએ નાંખ્યા અને અમરકૂવાનું પાણી પીધું. ત્યારે તુલસીમાતા બની અને પોતે ભગવાન રૉમલાપીર બન્યા. ભગવાને કંકુના કોગળા કર્યા. તેના કોગળાથી મોટાં દેરાં જન્મવા લાગ્યાં. ધરતીને અમાસ પૂનમના દિવસો આવ્યા. ધરતી છોકરી વિચારવા લાગી. મારે કોઈ ધણી નથી. ધોરી નથી. હું શું કરૂ ? ધરતીને ઉથલ પાથલ કરી નાંખું. એવા વિચારો કરવા લાગી. બાવીસ ચોવીસ વરસના દુકાળ પડ્યા. મેંદા ગવળી ગાયોને ચારો પાણી મળે નહીં. ભગવાન વિચાર કરવા લાગ્યા હવે શું કરવું ? આમ કરી પોતાનું કપાળ ચોળી પરસેવો પાડ્યો. તેનો શેવાળ બન્યો. જે મેંદા ગવળી ગાયે ચાટ્યો. તેનાથી તેને ગર્ભ રહ્યો. સાત આઠ નવ મહિના થયા એટલે તે વાછરડાને જન્મ આપ્યો. વાછરડો દૂધ પીને ખૂબ મતવાલ આખલો બન્યો. એક દિવસ લાખો વણઝારો નોંધ્યાને (આખલાને) ગોવાળ લઈ જાય છે. ગામને ગોંદરે પડાવો નાંખે છે. ત્યાં આખલાને જોઈ ધરતી છોકરી ચમકવા લાગી. આખલો ડોકાર (બૂમો) પાડવા લાગ્યો. શિંગડે કરી ધરતીનાં ઢેફા કાઢી તેના ઉપર પેશાબ કર્યો. તેથી ધરતી છોકરી ખૂબ હરખાવા લાગી અને બોલી, મારો ધણી આખલો હાંડ હોયલો. આખલાના આ કાર્યથી ધરતી છોકરીને વસ્તારમાં ઘાસ ઉગવા લાગ્યું. આખલો ત્યાંથી ગયો મહાદેવના દેરે. જ્યાં હીરા બામણે તેણે કંકુના ચાંદલા કર્યા. આખલો કળ ડાબીને બેઠો. તેથી ઉત્તરમાં ભોળી પૂર્વમાં ઢૂબી એક છેડે કાળી અને એક છેડે ગોરાળુ ધરતી થઈ. સોનું, રૂપું, ચાંદીની કળુ જન્મી. ત્યાર પછી ભગવાને ખૂબ કળાઓ કરી, ખૂબ લેખાં જોખાં કર્યાં. તેમાં એક કળમાં જન્મ્યો કાળો હરમાન. વનમાં વાંસળીઓ વાગવા લાગી. હરમાન ધરતીના છેડા જોવા નિકળ્યો. તેમાં ગોંદરિયાનો છેડો તેને ન મળ્યો. થાકી પાકી પાછો વળ્યો અને જઈને ભગવાનને કીધું ધરતીનો એક લાંબો છેડો મળતો નથી. ભગવાને હરમાનને મેણા માર્યા એટલે તે ધરતીમાં ગડાઈ ગયો. ભગવાન વિચારમાં પડ્યા અને ધરતીમાં પોતાનું મોઢું જોવા લાગ્યા. મોઢું જોવા ના મળતાં ભૂખે તરસે ખૂબ નારાજ થઈ ગયા. એવામાં કાશીની પોથીઓ વાંચતો નારસીંગ બાવો તેમને સામો

મળ્યો. તેના સાથે ભગવાન પણ આ પોથી વાંચવા લાગ્યા. ત્યારે લીલુ પીળું મોંઢુ જડ્યું. આમ જુએ તો સોનાની ખુરશી, આમ જુએ તો ચાંદીની ખુરશી. ભગવાનને લાગ્યું કે ખરાખરીનો સમય છે. સમયમાં ઉભા રહેવા ભગવાન ખૂબ વિચાર કરવા લાગ્યા. વિચારે છે કે વધારે સમયમાં પીડાઓ વધારે ચાલશે. તેથી ખૂબ ભારે પંદર છાતીઓ ચોળી મેલ કાઢી ચાર બાજુ નાંખ્યો. તેનો અલગ અલગ સમય બનાવી તેના રખેવાળ મૂક્યા. લેખો લખ્યા તેથી સોળે રાણીઓ વિચારમાં પડી બોલી ઉઠે છે, હે બાબા પિઠોરા દેવ તું સત સતનો દેવ છે.

**બોલ :** બાબા પિઠોરા ચિત્ર લખવાની શરૂઆત કરવાની હોય ત્યારે સૌથી પહેલાં ધરતીમાડીના બોલ બોલી પછી બડવો ચિત્રો દોરાવાની શરૂઆત કરે છે. આ બોલમાં ધરતી કઈ રીતે નિપજી (સર્જન) તેનું વર્ણન કરે છે.

ધરતીમાડી
કળુરાણી
કળુરાણી ઊગી નીંપજી
ચાર છેડા ઊગ્યા નીંપજ્યા
તીને ખોળે ઉપજ્યા નીંપજ્યા
બાબા ગનેહ
બાબા હુંડોળદેવ
બાબા હાંદરચાદેવ
તીની પાછળ બાબાપિઠોરો પિઠોરીરાણી
બાબા ઈંદરાજ
બાબા ધરાજો કુંવર
પાટીરાયો
ભોળો ઈંદરાજ
ડોકરિયો ઇંદ
નાનોઇંદ

મોટોઈંદ
જુવારિયો ઈંદ
કરોળિયો ઈંદ
છાબલિયો ઈંદ
હમોણી ઈંદ
હાતભાઇ
ધરતીમાડી
ઊગી નીંપજી
ચાર છેડા ઊજ્યા નીંપજ્યા
ધરતીને ખોળે
તે વખતમેં નાનાં બાળાં
ધરતીમાડી
લોયના લોચા
નાનાં બાળા
દૂધૂનાં આંડા
ઊગી નીંપજી
ચાર છેડા
ચાર જુગે ચાલવા માંડી
કર્યા તે વખતમેં કંકુ સિંદુરનાં પગલાં
આજ તે વિચારી હોવી
વિચારી હોવી ચાલો કે'
જુવાણી દા'ડે જી' ભગવાનના ઘોરૂ
મારે ખોળે દેવદેરૂ નીં મળે
એમ કરીન ચાલવા માંડી
અગળ હોયલો કાશીનો બામુણ
કાશીનો બામુણ બોલવા માંડ્યો
કેવળોરાણી કેમ આવી
તે કે' મારે ખોળે કોઇ દેવ નીં મેં

દેરૂ નીં મેં
ધણી નીં મેં
ધોરી નીં મેં
ઓલો ભગવાન વિચાર પડ્યો
ચાલવા માંડો તે ઘડી વાર ઊબો રો'
ચાલો કે'વા માંડ્યો
તે વખતમેં તારે ખોળે નાંખુ
મા'દેવનું ડેરૂ
મા'દેવનું ડેરૂ નાંસ્યુ પોતે ભગવાન
મા'દેવ ડેરે નાંસ્યા
તે વખતમેં હોના નાંદ્યો
હોના નાદ્યે નાંસ્યો ભટા નીં વળ્યાં
ભટા નીં વળ્યો કળુ રાણીને ડાબીર્યો
પછી તે વખતમેં છે
કળુરાણી રાણે રયાં
પછી કળમને ખોળે
પછેન તે વખતમેં દેવ દેરૂ
ચાર છેડે નીપજ્યાં ઉપજ્યાં
નીપજ્યાં ચાર ઝાંપા
ચાર ઘૂગળિયા ઝાંપા
કળુરાણીને ખેડે
આજ દેવદેરૂ તાં નીપજ્યું
પછી તે વખતમેં પણ કે'છે ચારે છેડે
ચારે ડુંગે પણ કે'છે
કળુને ખોળે દા'ડે
ને ચાંદો ઊગતો હૂરજ
એ ઊગવા માંડ્યા
તે વખતમેં પણ કે'છે

આજ તે વખતમેં પણ
કળુરાણી ઈજાહા માંડવા માંડી
કળુરાણી ઈજાહા માંડવા માંડી
ચાલો તે વખતમેં ઊગાવા નીપજ્યું
પણ કે'છે હાવ
આપણે ખોળે કોઇ ગાયનીં મેં
ગવળી નીં મેં
આજ ચાલવા માંડી કે
તે વખતમેં ધરમી ડુંગર
તે વખતમેં કે'છે હોળીના ડુંગર
હોળીના ડુંગર ચાલવા માંડી
કીધી તે વખતમેં કે'છે
આ ધરમીના ઝાંપા હોયલા
ધરમીના ઝાંપા હોયલા ઝલાં ગાયો
રતાં ગાયો
છલાં ગાયો
હીયા ગાયો
ધરમી ગાયો
હાત ગાયોનાં નામો કીધું
એ તે વખતમેં
ઝાંપો ખોળો ભળી ઉગળા માંડ્યું
તાં હોયલી ભૂરી ભેંસો
ચાલો તે વખેતમેં પણ કે'છે
તાં હોયલો રેવલો ગોવાળિયો
તાં હોયલો પન કે સે લાખો વણઝારો
તાંથો આયો ગામને ગુંદે
તે ગામને ગુંદે ચાલો
તે વખતમેં ગાય રિબાવા માંડી

રિબાવા માંડી ચાલો તે વખેતમેં
પણ કે'છે હાવ
તે લાખો વણઝારો ચાલવા માંડ્યો
ને નરા વાહણનાં ઘરો
હાત ફેરી લાકડી લાયો
હાત ફેરી લાકડી લાયો નાનો માળવો
મોટો માળવો
માળવાની ધરતી હારવા લાગ્યો
ચારવા લાગ્યો
હાત કીધું તે વખેતમેં પણ કે'છે
ચાલો આજે કીધું દૂધો હરમાન
દૂધો ભરવાડ
આ તે વખતમેં પણ કે'છે
નીંપજ્યા તે વખતમેં દૂધો ભરવાડ
નીંપજ્યો લાખો ભરવાડ
તે વખતમેં દૂધો હરમાન
પછી નીપજ્યો કીધું
તે વખતમેં પણ કે'છે દૂધો રાવળ
આજ દૂધો રાવળ નીંપજ્યો
તે વખતમેં કાં નીંપજ્યો
દૂધાનાં વાહર્યા દૂધાનાં ભાચરામેં
તાંથા નીંપજ્યો તે વખેતમેં
પણ કે'છે ચાલો ઉપજ્યા નીંપજ્યા
તે વખતમેં ધરતીએ ઝેલ્યાં
આબુએ નાંસ્યો
ચાલો કે'કે
નાંગો ન ભોગો જે'લો વાણિયાના ઘોરૂ
વાણિયાના ઘોરૂ હીર પોત્યા વાર્યા કીધું

તરી ઓઢીન ચાલવા માંડ્યો કીધું
તરાવો પછી
આ રાજા ભોજની વાડીએ જે'લો
રાજા ભોજ કીધું
તે વખતમેં પણ કચેઇનો
આજ મોઢાં ખંગાળી લીધાં
પણ કે'છે દાતણ પાણી છારી લીધું
પછી ચાલો તે વખતમેં આગળ
તે વખતમેં કળુરાણી
તે વખતમેં પણ કે'છે જહુરી વાળે
જહુરી રાણીન
તે વખતમેં આવવા માંડી કીધુ ચાલ કે'છે
તે વખતમેં પણ કે'છે
ભર્યા બેડાં ભરવા
ભર્યા બેડાં ભરવા ભરીન કે'છે
દૂધો રાવળ
એ વખતમેં મોંઢા ખંગાળીન
ચોલો પડાવો નાંખેલો હતો
તે વખતમેં કળુરાણીન
તે વખતમેં બેડાં ખેલી લીધાં
ખેલી લીધાંન પછી ચાલી બાપુને ચૉરે
બાપુને ચૉરે ચાલી તે વખતમેં
બાપુ બાપુ મારા બેડાં ખેલવા લાગ્યાં
આજ તે વખતમેં બાર માથાનો ધણી બોલ્યો
મારી કુંવરીનાં બેડાં
કોઇએ ખેલ્યાં કરીન
આજ છોડ્યાં ઝરને ઝપાઈ
મૂળ્યા ઝપાઇ

આલ્યા ઝેરૂના ખોળ્યા
રાહ પાળા ન મેલ્યા
આજ તે વખતમેં ચાલ્યો
તે વખતમેં પણ કે'છે
ઊંચા પાલાને છાંટો
ઊંચા પાલાને છાંટો ચાલ્યો તે વખતમેં
આજ તીના તે વખતમેં દારૂના ઘોર તેલી
તાં પછી બાંધ્યો રૂંદ્યો
તાં પછી રૂંદી બાંધી તીના ચૉકમેં
મુટા રાજાને ચૉરે
આજ પાળ્યા તીને ઝેરને ઘોળ્યા
આજ તે વખતમેં
દૂધા રાવળ પછેન બોલ્યો
આ મને માર્યો કુદ્યો
તે વખતમેં હાવ પણ કે'છે બોલ્યો
આજ મોટાની કુંવરી તીનેં હોંપી દીધી
આજ ધણી ધણીઆરો બણ્યો
પછી ચાલો કે દૂધા રાવળ
બોલ્યો આપળે ધણી ધણીઆણ
ચાલો આપળે જઈએ
ઘરૂ બારૂ ઝાંપો ટોળો
ચાલ ઝાડને સાંયે રીંયે
પછી તે વખતમેં પણ કે'છે
યાવની કાંટી ચૂંટીન પછી ચાલ
આ ચાલ્યો વળ્યો વાણિયાના ઘરૂમ
આ તે વખતમેં પણ કે'છે
રાહોળ છોરો દારૂડિયો હોયલો
આગળ દારૂની દુકાન આયવી

દારૂની દુકાન આયવી પછી પીધો
પછી તે વખતમેં
રવાળ છોરો જાળ્યુલી વીળ્યુલી
એ કુંવરીને હોયલા
અમાહ પૂનમના દા'ડા
એ પછી કીધું ચાલો તે વખતમેં
પણ કે'છે એને રીયા મહિનાનાં લેખા
પછી તાં એ કુંવરીને ખોળે જલમાયો
વાળેન જલમાઇ
હેડાની જાતેરો
ફૂલ જાતેરો
એ જલમાયુ
પછી ઇની સીંદે પછી જલમાયો
કોણ જલમાયો
પિઠોરોકુંવર
આંબાવાડિયામેં જલમાયેલો
પિઠોરોકુંવર કે'વા માંડ્યો
તે વખતમેં
કાળીકોયલનો બાળો બન્યો
પછી ચાલો તે વખતમેં જલમુ થયો
કોન જી' નદી ખરા ન તે વખતમેં
પણ કે'છે
આ નદીના પોરામેં જલમુ થયેલો
આંઇ સર પારહી કીધી
મોટા દેવુનાં નામો કીધાં
ચાલ રાણીકાજલ
રાણીમોખરના પોરૂનાં જલમુ થે'લો
તાં પછી રાણીકાજલ પાહળ્યો પોહ્યો

પછી આયો કે પછી રાજાભોજના ઘરૂમ
રાજાભોજના ઘરૂમ આયો
કોટને કાંગરે આયો
ચાલ તે વખતમેં મન કે'છે
મેં તે વખતમેં ગાય ગવળીનું વળુન
હરી બોકડીનું વળુન
નાણાં રૂપાનું વળુન
ચાલ કે હાવે હમું વહવા આયા
તો રાજા ભોજ ચાંદી થાળી લીધી
ચાંદી થાળી લીધી
સિંદેળી ચોખા લીધા
જળપાન લીધું
નાણું રૂપું લીધું
હોળ રાણી બોલવા મંડી
ચાલ મારા ઘર વળહે
બારૂ વળહે
ઝાંપો વળહે
તે વખતમેં પાંચે વરહે
દહે વરહે કરેહ મેં પિઠોરો
કરેહ તે વખેતમેં પણ કે'છે
નવસો ઘોડાની પાયગા આલેહ
લખારી વાળેન ઓરેહ
એમ કરીન પેલો કબૂલ કર્યું
પછી ઝાંપો ટોળો વાળુન ધર્યું
ગાય ગવળી વળુન ધર્યું
અહી બોકડી વળુન ધર્યું
પછી પાંચે દહે વરહે
ચાલો તે કે'

આજે આપળું લખાન લેવાનું છે
ચાલ જી’એ તે આપળે લખાન જી’એ
કોરૂ આપળે કાગળ લી’એ
ક’કમ ગમેતે કરીન
આપળુ મોટી બાધા છૂટીએ
મોટી બાધા છૂટીએ એટલે કે’મકે
લખારી વળુનને પૂછવા મંડ્યો
કે લખારી વળુન કે’વા મંડી
કે જે આપળે કહારા ધરૂ
આજ આપળે રંગો રોળો
આપળે વોરવા આયા
એમ કરીન તે વખેતમેં
નવે વાણીનો રંગ લીધો
પછી એ પાયગા દોરવા માંડ્યા
એ દોરવા માંડ્યા પછી જોહીને બોલાયો
તે જોહી પછીન લીધુ
અને પૂંજો લીધો
ચાંદી થાળી લીધી
પછી ચાલો કે
હોવ મોટા દેવુનાં પૂંજા કરવા
એવી રીતે પછી
દેવદેરાંને બધાંને હુડોળ ગણેહ
હાંદરજાને બધાને ખબર આલી
ચાલો કે બાર માથાનો ધણી
કે ચાલો
આપળે દેવદેરાંને પૂજા કરવાનીં છે
બધા હગા હોય એ બધાને ખબર આલી
મોટા દેવુંને ખબર આલી

હોળી માતાને ખબર આલી
ચૂલ માતાને ખબર આલી
હઉ હઉને બધાને ખબર આલી
તે પછી આ મોટાં દેવુનો મેળો લેવા
એવી રીતે પછી ઇંદરાજનો મેળો લેવા
તે ઇંદરાજને કેવું કે ઇંદરાજ બોલ્યો
કે મને કે ઝાડ પાનનું પાનાં જોવે
તે ઝાડે જોવા માંડ્યા
કદી ઝાડોના ગમ્યું
તે પછી અગાળ આયો કળો આયો
અગાળ આયો કળમ આયો
કળમને છાંયે ઊભાર્યા
કે આ ઝાડ મને ગમે છે
આનો પાલો મારે લેવું છે
આનો પાલો મારે રમવું છે
એવી રીતે કીધું
પછી ચાલો કે તે પાનાને
તે નવ પાનાનાં ઝાડાં લીધાં
પછી અગાળ રોપવા માંડ્યા
ધરતી ખોળે રોપવા માંડ્યા
પછી કે દારૂ પાણીની ધારા આલી
પછી અન પૂંજેથી એને કાઠી લીધી
પછી બધું ભાટી લીધી
ભાટી લી' પછી ઇના પૂજા કર્યા
પછી કે'કે ઇંદરાજ કે રમવા આયો
હળે વાંહળે રમવા આયો
એવી રીતે દેવુના મેળા લીધા
એવી રીતે

આવી રીતે હૌ હૌ નું પૂજા કરી
પછી દેવ દિવાહો બધા હૌ હૌ નાં નામો
પછી એનાં
પરબ આવે તેવે ખતરી પૂરવજ પૂજાય છે.

ભાવાર્થ : ધરતીની ઉત્પત્તિ થઈ તેના ખોળે બાબા ગનેહ, બાબા હુંડોળદેવ, બાબા હાંદરચાદેવ, બાબો પિઠોરો, પિઠોરી, બાબા ઇંદરાજ, બાબા ધરાજો કુંવર, પાટીરાયો, ભોળો ઇંદરાજ , ડોકરિયો ઇંદ નાનો ઇંદ, મોટો ઇંદ, જુવારિયો ઇંદ, કરોળિયો ઇંદ, છાબલિયો ઇંદ, હમોણી ઇંદ, સાતભાઈ આ બધાનો ધરતીના ચારે ખૂણે જન્મ થયો. લોયના લોચા જેવા કુંમળા દૂધનાં ઈંડાંની જેવાં સફેદ રૂપાળા બાળકો જન્મવાથી ધરતી હરીભરી થવા લાગી. આમ કરતાં ધરતી સમજણી થઈ. તેનામાં અવનવા વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. તેને જુવાનીના દિવસો આવ્યા એટલે તે ભગવાનના ઘરોમાં ગઈ. સામે કાશીનો બામણ મળ્યો. જે કહેવા લાગ્યો ! કેવળોરાણી કેમ આવી ? ધરતી કહે મારે ધણી નથી, બાળક નથી, મારે કોઈ જ નથી. આ વાત સાંભળી ભગવાન વિચારમાં પડ્યા. બોલ્યા તારે ખોળે નાંખુ મા દેવનું ડેરૂ. આમ કરી ભગવાન નોંધ્યા (આખલા)ને જન્મ આપે છે. આખલો ધરતીને ખેડી તેનો પતિ બને છે. ત્યાર પછી ધરતીના ખોળે ચાંદો, સૂરજ ઉગવા માંડ્યા. ચારે છેડા હર્યાભર્યા થઈ ગયા. પછી ધરતી કહે મારે ખોળે ગાય નથી. ગવળી નથી. આમ કરી ચાલવા લાગી. ધરમી ડુંગર હોળી ડુંગર. ત્યાં ધરમીના દરવાજા આવ્યા. ઝલા, રતા, છલાં, હીયા, ધરમી ગાયોનાં નામો કિધાં. ઝાંપો ખોલ્યો તો ભૂરી ભેંસો જોવા મળી. તેમનો રખેવાળ રેવલો ગોવાળિયો લાખો વણઝારો મળ્યો. ગાયો ખૂબ રિબાવા લાગી. એટલે લાખો વણઝારો નરા વાંસની સાત ગાંઠવાળી લાકડી લાવી માળવાની ધરતીમાં ગાયો ચરાવા લઈ ગયો. તે સમયમાં દૂધો ભરવાડ, લાખો ભરવાડ, દૂધો હરમાન, દૂધોરાવળ નિપજ્યા. દૂધો ભરવાડ દૂધના માટલામાંથી નિપજ્યો અને ધરતીએ તેને ઝેલ્યો. ત્યાંથી આબુ ડુંગરે અને વાણિયાના ઘરોમાં થઈને

રાજાભોજની વાડીએ ગયો. દાતણ કરી મોંઢું ધોયું. એટલામાં કળુરાણી આવી. તેની સાથે તે મશ્કરી કરવા લાગ્યો. તેની સાથેના આ વ્યવહારથી કળુરાણી પિતા પાસે ગઈ અને બોલી પિતાજી મારી મશ્કરી કરે છે. આ વાત સાંભળી બારમાથાનો ધણી બોલ્યો મારી કુંવરીના બેડા કોણે ખેલ્યા મારી છોકરીની મશ્કરી કોણે કરી? આમ કરી તેને પકડવા માટે નોકર ચાકરને મોકલ્યા. તેને પકડીને ચોકમાં બાંધી ખૂબ માર મારી કળુરાણી તેને સોંપી દીધી. દૂધો રાવળ કળુરાણીને કહે હવે આપણે પતિ પત્ની થયાં એટલે દરબાર છોડી અલગ રહેવા જઈએ. ઘર છોડી ચાલતાં ચાલતાં આગળ વાણિયાનાં ઘરો, દારૂની દુકાન આવે છે. દૂધો રાવળ દારૂ પીવે છે. કુંવરીને અમાસ પૂનમના દિવસો આવે છે. એમાં ગર્ભ રહેવાથી તેને ખોળે વાળેન, હેડાની જાતરો, ફૂલ જાતરોનો જન્મ થાય છે. તેના પછી આંબાવાડીઓમાં કાળી કોયલના ખોળે પિઠોરાકુંવર જન્મે છે. રાણીકાજલ અને રાણીમાખલને નદીમાંથી આ બાળક મળે છે એટલે તેનું પાલન પોષણ કરી મોટો કરે છે. રાણીઓએ તેને ઉછેર્યો હોવાથી કુંવર તરીકે તે ઓળખાય છે. કુંવર રાજાભોજના ઘરમાં આવીને કહે છે ગાય, બકરી, નાણારૂપું બધું સારું રાખવું હોય તો મને અહિંયાં વસાવવું પડશે. રાજાભોજ અને સોળેરાણીઓ ચાંદીની થાળીમાં સિંદળી ચોખા, જળપાન, નાણુંરૂપું લઈ બોલવા લાગ્યા મારૂ ઘર વળશે, બાર વળશે, ઝાંપો વળશે, તો અમે પાંચ દશ વરસે પિઠોરો કરીશું. નવશો ઘોડાની પાયગા આપીશું. લખારી વાળેન આપીશું. આમ કરી માનતા કબૂલે છે. ત્યારે ઝાંપો, ટોળો, ગાય ગવળી, બકરી બધું સારું થાય છે તેથી પાંચ દશ વરસ પછી લખાન લખવાનું નક્કી કરે છે. કોરૂ કાગળ લઈ ગમે તેમ કરી લખાન લખાવી મોટી બાધા છૂટીએ એમ કરી લખારી વળુનને પૂછે છે. લખારી કહારાના ઘરોમાંથી નવ પ્રકારના રંગો લઈ તેનાથી પાયગા દોરી જોષીને બોલાવે છે. જોષી પૂજા વિધિની સામગ્રી ચાંદીની થાળીમાં લઈ મોટાદેવની પૂજા કરવા માટે બધા દેવદેવીઓને જણાવે છે. તેમાં હુડોળદેવ, ગણેહદેવ, હાંદરચાદેવ, બારમાથાનો ધણી સગા વ્હાલા મોટાદેવો, હોળીમાતાને, ચૂલમાતા દરેકને ખબર આપી તેના પછી

ઇંદીરાજનો મેળો કરવાનો હોવાથી ઇંદીરાજ કહે મારે ઝાડવાના પાન જોઈએ. આમ કરી ઝાડવાઓ બાજુ જોવા લાગ્યો પણ તેને કોઈ ઝાડ પસંદ ન આવ્યું એટલે આગળ જતાં કળાનું અને કરમનું ઝાડ આવ્યું. તેને છાંયે ઊભા રહ્યા ત્યારે કહ્યું મને આ ઝાડ ગમે છે. આનાં પાંદડાં મારે લેવાં છે. આ પાંદડાંમાં મારે રમવું છે. તેથી કળા કરમના ઝાડની નવ ડાળખીઓ લઈ ઘર આગળ જમીનમાં રોપે છે. તેને દારૂની ધાર આપી, માટીની ભાઠી લઈ એની પૂજાવિધિ કરી. પછી ઇંદીરાજ કહે હવે મેં રમવા આવ્યો. આમ કરી દેવનો મેળો કરે છે. તેમાં દરેક દેવદેવીની પૂજા સાથે ખત્રીજની (પૂર્વજની) પણ પૂજા કરે છે.

## – ગાયણાં –

**ગાયણું ૧ :** બાબા પિઠોરાચિત્ર લખવાની શરૂઆત કરે ત્યારે બડવો ધરતી માતાનું પૂજન કરી, ડાંગરની પૂંજ (ઢગલી) ઉપર દીવો મૂકીને ચિત્ર લખવાની શરૂઆત કરાવી બેત્રણ સાથીદારો સાથે બેસી આ ગાયણું શરૂ કરે છે.

હો અહાં...
રાણા પિઠુરો નીર્
તારાં નોતરાં કર્યાં
જેઠી નોતરાં કર્યાં
રાણા અર્ પિઠુરાણા
મારાં નોતરાં દીધાં
રાણા અર્ પિઠુરાણા
ગાજાં વાજાં તીયારે એ
રાણા તુર્ પિઠુરાણા
એર્ મામા ભાણેજની ગાદી એ

રાણો તુર્ પિઠુરાણા
રમે ખેલી રેલું એ અર્
તને પેણાવું પટાવું એ
રાણો ઉર્ પિઠુરાણા
ડાળને ડેરે વાળી
સીમને છેડા વાળ્યું રે
રાણો એર્ પિઠુરાણા આહા
ગામને હીમું વાળ્યાં એ
ગામને હીમું વાળ્યાં રે
રાણા તુર્ પિઠુરાણા
ભાજ્યા ન ટૂંટ્યાં દેવું એ
ભાજ્યા ટુંટ્યા દેવું વાળ્યો
રાણા તુર્ પિઠુરાણા
અર્ મારા છિનાળા બાળા
રાણો તુર્ પિઠુરાણા અહ્
તારે ઉકળા વહી એ
છાંડીએ ચીમાયું
રાણો તુર્ પિઠુરાણા
અર્ મામા ભાણેજની ગાદી
એ મામા ભાણેજની ગાદી રે
રાણા તુર્ પિઠુરાણા
અહં લીધે મારી ગાદ્યું એ
પિઠુરાણાની ગાદ્યું એ
અર્ બારે ફીટે ઊભો
બારે ફીટે ઊભો છે રે
રાણો તુર્ પિઠુરાણા
અર્ તને પેણાવું પટાવું એ
રાણા તુર્ પિઠુરાણા

અહ્ તારા ખોળા ઉડાડું એ
હુરું જોડે ગુમેં ખોળો જાય રે
રાણા તુર્ પિઠુરાણા
એકે ખોળે જાય રે તું
રાણા તુર્ પિઠુરાણા
અહં એકે ખોળો પાછો વાળું એ
અર્ માળવામેં ખોળો રે
રાણા તુર્ પિઠુરાણા
એકે ખોળો હોયલો ર્
રાણા તુર્ પિઠુરાણા
અર્ લાવી જોગી હોયલો
એ ભુરિયા જોગીના વેહે
રાણા તુર્ પિઠુરાણા
એર્ કૂકડીના ખડાં વાળ્યાં
રાણા તુર્ પિઠુરાણા
એર્ મારા બોકડાનાં કુંળ્યા રે
એ બોકડાનાં કુળ્યાં વાળ્યાં
રાણા તુર્ પિઠુરાણા
એર્ કાળી કાદવીન વાળેન
રાણા તુર્ પિઠુરાણા
અહં લેદી મારા વાળેન એ
અહં લેદી મારી વાળેન
રાણા તુર્ પિઠુરાણા
એર્ વખાર ઉપર ઊભો
વખાર ઉપર ઊભો હું
રાણા તુર્ પિઠુરાણા
અર્ ઉક નાંકળ નાંકળ ભાળે
રાણા તુર્ પિઠુરાણા

અર્ તારી પાટે ઢાળિયો રે
રાણા તુર્ પિઠુરાણા
હેર પાટે બલાહી
રાણા તુર્ પાટે રાણા
પિઠુરાણો હોયલો એ
પિઠુરાણો હોયલો રે
રાણા તુર્ પિઠુરાણા
તારાં વાનાં ઝીલે એ
જેઠી વાનાં ઝીલ્યાં રે
રાણા તુર્ પિઠુરાણા
ચાર જેઠી વાના હોયલાં એ
કોણે ને નોંતરે
રાણા એર્ પિઠુરાણા
બારે કુંડી દેવળાય એ
નવે કુંડી દેવળાય રે
રાણા તુર્ પિઠુરાણા
એ સુકાયલી દેવળાયી એ
અર્ કાળાં મનસ્યાં હોયલાં એ
કાળાં મનસ્યાં હોયલાં રે
રાણા તુર્ પિઠુરાણા
અર્ વેરી ભૂલી જેલો એ
સાકી સોડી જેલો રે
રાણો રે પિઠુરાણા
માલખા ગાયોણ હોયલો એ
માલખા ગાયોણ રે
રાણા તુર્ પિઠુરાણા
અર્ ગાજાં વાજાં વાળેન
ગાજાં ન વાજાં વાળી લો

રાણા તુર્ પિઠુરાણા
એર્ મારી વાળેન હોયલી એ
કાકા કટમની કચેરી
રાણા તુર્ પિઠુરાણા
અર્ મામા ભાણેજની કચેરી
રાણા તુર્ પિઠુરાણા
અર્ લાખારી પુંઠોરી એ
આજે તારો લખારો રે
લખારી જુખારી રે
રાણા તુર્ પિઠુરાણા

ભાવાર્થ : આજ બાબા પિઠોરા તારાં નોતરાં કર્યાં. જેઠ મહિના તમને ઢોલિયા આપ્યા, મામા-ભાણેજની ગાદીઓ આપી રમતા ખેલીને મોટા કર્યા. ઝાંપા, વાડી, સીમ-સીમાડા બધું સારું થયું. એટલે આજે તારી ગાદીઓ શણગારું છું. ભાગેલા-તૂટેલા, દેવોને સારા કરીને મારા છિંનાડા છોકરા, તને શું શું કરાવું. તું ઉકરડાની જેમ વસવાટ કરે છે. મામા-ભાણેજની ગાદીઓ બનાવું ત્યારે તું બાર ફૂટ જેટલો લાંબો દેખાય છે. તું ખોળાઓ ભરે, તેમાં એક ખોળો પાછો આપું અને બીજો ખોળો માળવામાં ભરજો. ત્યારે તમે એવું ના કહેશો કે આ એક જ ખોળો હોયલો. તું ભૂરિયા જોગીના વેશે આવી મારા કુકડીના ખળા વાળિયા, બકરા-બકરીવાળી. કાલી-કાદવી વાળેણ, લીલુબાઈ વાળેણ કરે તું વખારમાં ઉભો હોયલો. અને આંખો કાઢીને જોવા લાગ્યો ત્યારે તમારા પાઠ-પૂજા મુકીયાં. જેઠ મહિનામાં તને 'પાણગા' આપીયા. પાણગામાં બાર કુંડી, નવ કુંડી ભરી ત્યારે તેના ઉપર દીવા કરવા સુકાયલા રૂ લાવ્યા. ત્યારે જોઉં તો કયા કાળા માથાના માનવી હતા. માનવી દારૂ પીને વેરી ભૂલી ગયેલો. ત્યાં માલખા ગોંયણી આવ્યાં અને ગાંયણા કર્યાં. ઢોલી-વાજાં વાગી રહ્યાં હતાં ત્યારે પાછા કહેવા લાગ્યા.

મારે માતા-પિતા નથી. કાકા કુટુંબ નથી, કાકા કુટુંબની કચેરી જોઈએ. મામા-ભાણેજ કચેરી અને લખારી-પુઠોરી, લખારા જોઈએ ત્યાં આપીયા.

**ગાયણું ૨ :** બાબા પિઠોરાચિત્ર લખવાની શરૂઆત કરે ત્યારે બડવો અને તેના સાથીદારો આ ગાયણું ગાઈ છે. ગાયણામાં લખારી જોખારી કેવી રીતે રંગ તૈયાર કરે, પીછીઓ તૈયાર કરે, કોનાં કોનાં ચિત્રો દોરે છે તેનું બધું વર્ણન આ ગાયણાંમાં ગાવામાં આવે છે.

એ...ગનેહની હાવેળો લેનાર
ગનેહની તલાકો લખે લખારી જોખારી...(૨)
એ...કલમોની રોલો લેનાર
હાથળ ઝાલી ઝાલી લખે લખારી જોખારી...(૨)
એ...ગરીબોની લટિયા લેનાર,
ગરીબોની લખી રે' લો લખારી જોખારી...(૨)
એ...કાળી ગાયની ચૉંકો લેનાર,
કાળી ગાયની ચૉંકૉં લખે લખારી જોખારી...(૨)
એ...હરિ ભોગળીન કુંળિયા લેનાર,
હરિ ભોગળીન કુંળિયા લખે લખારી જોખારી...(૨)
એ...હુંરજની સવારી લેનાર,
હુંરજની સવારી લખે લખારી જોખારી...(૨)
એ...પિઠોરી સવારી લેનાર,
પિઠોરી જવાર લખે લખારી જોખારી...(૨)
એ...અગાહોમા અવારો લેનાર,
અગાહની અવારો લખે લખારી જોખારી...(૨)
એ...હુંડા કળમી ઘોડૂં લેનાર,
હુંડાળમીના ઘોડૂં લખે લખારી જોખારી...(૨)
એ...ધરતીની અખાડો લેનાર,
ધરતી માતા અખાડો લખે લખારી જોખારી...(૨)

એ...ઘોડા પર બેસી રહેનાર,
ઘોડાની લગામો પહેરાવે લખારી જોખારી...(૨)
એ...ઘોડાની સવારી લેનાર,
ઘોડાની સવારી જોડે લખારી જોખારી...(૨)
એ...ઘોડોનું ચારણિયું લેનાર,
ઘોડાનું ચારણિયું લખે લખારી જોખારી...(૨)
એ...હદરનીના ઝાડો લેનાર,
હદરનીનું જંગલ લખે લખારી જોખારી...(૨)
એ...હીરોંની લોંગેણો લેનાર,
લેરિયા લુંગડા ઓઢે લખારી જોખારી...(૨)
એ... ઝમકુંરિયો મેળો લેનાર
ઝમકુંરિયા ઘાઘરા પહેરાવે લખારી જોખારી...(૨)
એ...માથા ઓળિંયાં લેનાર,
માથાના ઓળિંયાં પહેરાવે લખારી જોખારી...(૨)
એ...ભૂવા ભૂવા દોરો લેનાર
ભૂવા- ભૂવા દોરા લાવે લખારી જોખારી...(૨)
એ...હાથુમેં ભોરિયો લેનાર
હાથુમે ભોરિયો પહેરાવે લખારી જોખારી...(૨)
એ...બાળો રે હુંડોળ લેનાર,
બાળો રે હુંડોળ ચયડા લખારી જોખારી...(૨)
એ...કોઈના રે ઘોરૂં લેનાર
હુંથારૂંના ઘોરૂંમ ચાયલા લખારી જોખારી...(૨)
એ... હુંથારું ભીળો લેનાર
હાથુમેં વોહન ચાયલા લખારી જોખારી...(૨)
એ...ઈંદરાજા મેળો લેનાર,
ઈંદીરાજા મેળે ચાયલા લખારી જોખારી...(૨)
એ...કોઈની બજારે લેનાર,
ઉદેપુરની ભાગોળે ઉભો લખારી જોખારી...(૨)

એ...કહારા દુકાનો લેનાર,
કહારા દુકાને ઊભો લખારી જોખારી...(૨)
એ...તાગડે રંગે લેનાર
તાગડે રંગેલા હોલડે લખારી જોખારી...(૨)
એ...તાગડે તોલાયો લેના
પડીકાં બંધાવા લાગી લખારી જોખારી...(૨)
એ...કોતડોમેં ડેરો લેનાર
કોતેડોં મેં ડેરા બાંધે લખારી જોખારી...(૨)
એ...રોમની નીમજેનો લેનાર
બારે માથાનો ધણી ઊભો લખારી જોખારી...(૨)
એ...વેણુ વલોણ લાવ્યા લેનાર
વલોણું વલોવતા વાર લગાડી લખારી જોખારી...(૨)
એ...અન ધન વાળેન લેનાર
અન ધન વાળીલાનો લખારી જોખારી...(૨)
એ...કાશીનો બરુડે લેનાર,
કાશીને બરુડે ઊભા લખારી જોખારી...(૨)
એ...બારે રાજુંમ ચાયતા લેનાર
દેહે દેહે હમળાવી દેજો લખારી જોખારી...(૨)
એ...જંગલના ભોયળુંનો રે'નાર
કોયનાની ગોદોને રોગો લખારી જોખારી...(૨)
એ...ઉદેપુરમેં મેળા લેનાર
ઉદેપુર મેં મેળા કરહું લખારી જોખારી...(૨)
એ...લખારીને ઝાયો લેનાર
લખારીનો ઝાયો છોડે લખારી જોખારી...(૨)
એ...ઘોડાને કાગોરું લખે લખારી જોખારી...(૨)
એ...હંદરજોની ભૂવેન રેનાર
હંદરજોની ભુવેન બોલે લખારી જોખારી...(૨)
એ...ઢોલી ન વાજે નેવો લેનાર

ઢોલીન વાજે વહી રોલા લખારી જોખારી...(૨)
એ...ચોરાસીનો મેળો લેનાર
ચોરાસીનો મેળો લાવે લખારી જોખારી...(૨)
એ...કલગી ફેંટા લેનાર
કલગીના ફેંટા બાંધે લખારી જોખારી...(૨)
એ...વાળેન માતા દારૂ લેનાર
વાળેન માતા ઘોડા વાળે લખારી જોખારી...(૨)
એ...અનધન વાળી લેનાર
વધામણે વેપારી કરે લખારી જોખારી...(૨)
એ...ઝાંપો બરુંડા લેનાર
ઝાંપે બરુંડાવાળી આલે લખારી જોખારી...(૨)
એ...વોંણીયા દુકાનો લેનાર
વોંણીયોંની દુકાનો એરે લખારી જોખારી...(૨)
એ...મામોરીના મોણહું લેનાર
મામોરીના મોણહું વાળે લખારી જોખારી...(૨)
એ...માતા માળી ઘોરૂં લેનાર
મહાકાળી ઘોરૂં લેએ લખારી જોખારી...(૨)
એ...કાલીકા ના ડેરા લેનાર
મામેરુંના ડેરા વાળે લખારી જોખારી...(૨)
એ...ચોરાહીનો ડુંગર લેનાર
રામાપીરનો ડુંગરવાળે લખારી જોખારી...(૨)
એ...હદરજોનો ડુંગર લેનાર
હદરજોનો ડુંગરવાળે લખારી જોખારી...(૨)
એ...હાલુની વાળેનો લેનાર
હાલુની વાળેનો વાળે લખારી જોખારી...(૨)
એ...નાવા ધોવા ચાયલા રે' નાર
નાવા ધોવા ચાલી રે'લા લખારી જોખારી...(૨)
એ...કુંભારુના ઘોરૂં લેનાર

કોરી કોરી ઘડી લાવે લખારી જોખારી...(૨)
એ...હોળીની બંધીઓ લેનાર
કુંરો કુંરો દારૂ પીવે લખારી જોખારી...(૨)
એ...બોકળા કાવેળો લેનાર,
બોકળા કાવેળો લાવે લખારી જોખારી...(૨)
એ...પાડાની વિહોમો લેનાર
બાર પાડા બોંધી લાવી લખારી જોખારી...(૨)
એ...ઢોલી વાજે મેળા લેનાર,
નૈવજુ મારું મેળો લેએ લખારી
એ...થોંભલીયે ઈંદી લેનાર,
ઉકેળો મેં ઈંદી પૈણે લખારી જોખારી...(૨)
એ...લોંગેણની વારે લેનાર
લોંગેણુંતે જોડે કીધું લખારી જોખારી...(૨)
એ...બાળાને હણગારો લેનાર
સોનીડા હાટે જાહે લખારી જોખારી...(૨)
એ...બાળાને હણગારો લેનાર
ઝમઝુરિયું બુંસટ લાવે લખારી જોખારી...(૨)
એ...હાથેની વીંટયિો લેનાર
પારાવાળી વીંટી લાવે લખારી જોખારી...(૨)
એ...સોનીડા દુકાને રહેનાર
સોનીડા ઘોરોમેં જાય લખારી જોખારી...(૨)
એ...બારિયાની ભીડો લેનાર
ભોરિયા ઑરી લાવે લખારી જોખારી...(૨)
એ...કેડુંના કંદુરા લેનાર
કેડુમેં કંદુરા નાખે લખારી જોખારી...(૨)
એ...પગુંનાં કડુંલાં લેનાર
પગુમેં કડુંલાં પહેરાવે લખારી જોખારી...(૨)
એ...ગળાની હાંસડીઓ લેનાર

ગળાની હાંસડીઓ લાવે લખારી જોખારી...(૨)
એ...લખારીના ઘોરૂં લેનાર
લખારીના ઘોરૂમ ચાયલા લખારી જોખારી...(૨)
એ...ખેડાએ લાગેણો લેનાર
ખેડાએ લાગેણો તાલે લખારી જોખારી...(૨)
એ...હાથો રે નિઘાનો લેનાર,
બાળાની નિઘોને ચડાવે લખારી જોખારી...(૨)
એ...ખેડુંની લોંગેણો લેનાર
લોંગેણ લુડા ઑરી લાવે લખારી જોખારી...(૨)
એ...લખારીનું ઘોર લેનાર
લખારીને ઘોરજેલી લખારી જોખારી...(૨)
એ...વૉરાની દુકાનો લેનાર
વૉરાની દુકાનો લીધી લખારી જોખારી...(૨)
એ...વૉરાની દુકાનો લેનાર,
લીલા રે રંગીલા ઑરે લખારી જોખારી...(૨)
એ સીંધુરિયાના રંગો લેનાર,
સિંધુરિયા તે રંગ ઑરે લખારી જોખારી...(૨)
એ...જાંબુડિયા તે રંગો લેનાર
જાંબુડિયાને રંગ ઑરે લખારી જોખારી...(૨)
એ...કાળીના બાગુમેં રે' નાર
બારમાથાના ધણી માલુંણ ચાલે લખારી જોખારી...(૨)
એ...ધરતીના બરુડે રહેનાર,
કૂણે ઘોડે હુરજપાણી લખારી જોખારી...(૨)
એ...કણભીના ઘોડુ લેનાર
વાસણિયાને ડુંગેરે જેલા લખારી જોખારી...(૨)
એ...કોઈના રે ઘોરૂમ લે' નાર
હુંથારીના ઘોરૂમ જાવા લખારી જોખારી...(૨)
એ...હાથુંમ વધામણાં લેનાર,

હાથુંમેં હાજરી ભારે લખારી જોખારી...(૨)
એ ભરથારીના ઘોરૂ લેનાર
વૈયમાં વાહનો વાળી રેલી લખારી જોખારી...(૨)
એ...નોનુંરૂપુ વાળી લેનાર
નોનુંરૂપુ વાળી આલે લખારી જોખારી...(૨)
એ...રાજા ભોજના ઘોરૂ લેનાર
રાજા ભોજું મેળા લાવે લખારી જોખારી...(૨)
એ...ભારે રે માલુણ મેં રેનાર,
ભારે રે માલુણ મેં રે' વારે લખારી જોખારી...(૨)
એ...કલમોની રે બોરી,
હળોની મુરત આવે લખારી જોખારી...(૨)
એ...એકી હાથે મુલાણ લેવાય
એકી હાથે પડ્યું ઝાલે લખારી જોખારી...(૨)
એ...કળજુગના નોમું લેનાર
કળજુગના નૉમું લખે લખારી જોખારી...(૨)
એ...ગણેહુંના નૉમું લેનાર
ગણેહના નૉમું લખે લખારી જોખારી...(૨)
એ...પૂર્વજોના નૉમું લેનાર
પૂર્વજોના નૉમુ લખે લખારી જોખારી...(૨)
એ...ઈંદીરાજાના નૉમુ લેનાર
ઈંદીરાજા નૉમુ લખનાર લખારી જોખારી...(૨)
એ...વાણિયા સવારી લેનાર,
વાણિયા સવારી લખે લખારી જોખારી...(૨)
એ...રાણી કાજલ ચૉરી લેનાર,
રાણી કાજલ ચૉરી લખે લખારી જોખારી...(૨)
એ...ચાંદો હૂરજ ચૉરી લેનાર,
ચાંદો હૂરજ ચૉરી લખે લખારી જોખારી...(૨)
એ...મેળાની લખારી લેનાર,

મેળાની કલમો લખે લખારી જોખારી...(૨)
એ...પિઠોરો જવારી લેનાર
પિઠોરો મેં ઊભો રે' લો લખારી જોખારી...(૨)
એ...રાજાભોજુન ઘોરૂ લેનાર,
રાજાભોજુ ઘોરૂ લખે લખારી જોખારી...(૨)
એ...કલમી ધોતિયાં લેનાર,
કહારા દુકાને જેલો લખારી જોખારી...(૨)
એ...બારધણી છેડો લેનાર
કલમી ધોતિયાં પહેરે લખારી જોખારી...(૨)
એ માથેણી ઊંડિણી લેનાર
હીરાની લોંગેણો લેશે લખારી જોખારી...(૨)
એ હીરોંના લોંગણિયા લેનાર
હીરોંના લોંગણિયા લેશે લખારી જોખારી...(૨)
એ...પોતાના ઘોરૂમેં રે' નાર
બાબા દેવની લોંગેણ બોલે લખારી જોખારી...(૨)
એ...વરઘોડિયાં લુંગડાં લેનાર
વરઘોડિયા લુંગડાં પહેરે લખારી જોખારી...(૨)
એ...બાળાનાં લગનો લેનાર
બાળાનાં લગનો મેં આવે લખારી જોખારી...(૨)
એ...બાબો ઈંદ વોરે લેનાર.
બાબા ઈંદનું લગન લીધું લખારી જોખારી...(૨)
એ...કળજુગને ટોળે લેનાર.
પીપળને તે ટોળે લેનાર લખારી જોખારી...(૨)
એ...રાજોભોજ ટોળે લેનાર.
રાજો ભોજ દોહન દોહે લખારી જોખારી...(૨)
એ...કલમોની રે' લોરી રે...
કલમોની રે' લો ઝાલે લખારી જોખારી...(૨)
એ રોંણીલા ઘોરૂ લેનાર.

રૉણીલા ઘોરૂ લખે લખારી જોખારી...(૨)
એ...ભારે રે રાજુમેં રે' નાર.
ભારે રે રાજુમેં લખે લખારી જોખારી...(૨)

ભાવાર્થ : લીલાવાંસની પીંછીથી પ્રથમ બાબા ગણેહને દોરે છે. ત્યાર બાદ ગાયની ચૉકો, વાઘની રખેવાળ, સૂર્યની સવારી, પિઠોરીની સવારી, આકાશના ઘોડા, હુંડા કલમીનાં ઘરો, ધરતીમાતાના અખાડા, ઘોડાની લગામો, તેમના ઉપર સવારીઓ, હદરનીનું જંગલ, હીરાનાં કપડાં પહેરાવે, સ્ત્રી હોય તો ઝમખુરિયા ઘાઘરા પહેરાવે, માથામાં ચોટલો, પિનો પહેરાવે, તેમાં બાબા હુંડોળની સવારી, સુથારોનાં ઘરો અને સુથાર વાંસલો દોરે. ઈંદરાજાના મેળા, તે મેળામાં જતા મનુષ્યો, કહારાની દુકાને રંગો ખરીદવા જાય, કહારો ત્રાજવે તોલીને રંગોની અલગ અલગ પડીકી બનાવી આપે તે લઈને ઘરે જાય.

કોતરને કિનારે ઝુંપડી બાંધે અને ત્યાં બારમાથાના ધણીને ઊભો દોરે છે. વલોણું વલોવતી સ્ત્રી-પુરુષ, અનાજના કોઠાર ખેતર, કાશીના ડુંગરો, બાર રાજ્યો, ખેતી કરતા બળદો, ઢોલી વાજા, ચોરાસી અને તેમને કલગીવાળી પાઘડી બાંધે, વાળેણમાતા દારૂ ગાળે, અનાજ, વધામણું, વાણિયાની દુકાનો, મહાકાળીનાં ઘરો, મંદિરો અને ચોરાહી ડુંગર લખે, હાંદરચો ડુંગર, કરચિંડો, હાલુણ, કુંભારના ઘર અને નાનીનાની માટલીઓ તેમાં ચોખ્ખો દારૂ ભરે, બકરાનાં-પાડાનાં કોડિયા, નૈવેદ્ય, થાંભલી, ઉકરડામાં ઈંદરાજ, લોંગણિયા (લુંડા), સોનીડાના ઘરોમાંથી ઝમઝરિયું શર્ટ લાવી પહેરાવે, હાથની વીંટીઓ, પારાવાળી વીંટીઓ, ભોરિયા, કેડના કંદોરા, પગનાં કડુલા, હાંસળી, લખારાનાં ઘરો, ખેડબાઈમાતા, વૉરાની દુકાનના સિંધરિયા, જાંબુડિયા રંગ, સૂર્ય, વાસણિયા ડુંગર, સુથાર, ભથારી, વૈદ્યનાં સાધનો, નાણું, રૂપું, રાજાભોજ, મેળા, મોટા માલણમાં રહેનાર, કળજુગ, પૂર્વજો, રાણીકાજલની ચૉરી, ચંદ્ર, પિઠોરો, બાબાઈંદ, પીપળ, દૂધ કાઢતા રાજાભોજ. આમ વિધાતા આવીને રાજ

મહેલે બાબા પિઠોરાના ઉપર મુજબનાં ચિત્રોનું લખાણ કરે છે. 'બડવો' આ 'રાહ' (કથા-ગાંયણા)માં ગાઈ ને વર્ણવ્યું છે.

**ગાયણું ૩ :** બાબા પિઠોરાદેવના ચિત્રો લખાઈ ગયા પછી રાત્રે દશેક વાગ્યાના સમયે પિઠોરાદેવનો પાઠ પૂરી બડવો પૂજાવિધિ શરૂ કરે છે. આ સમયે પૂજાવિધિ સાથે બડવો ગાયણાં ગાય છે. ગાયણામાં પિઠોરો તેમજ અન્ય દેવોનાં નામોનો ઉલ્લેખ કરતું નીચે મુજબનું ગાયણું ગાવામાં આવે છે.

એકે મારેની મેળુન ભઈ મારેની મેળહો,
મોટાં દેવતાનાં નામુલાં પાડો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
કળુ રાણાના નામુલાં પાડો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
દૂધળ દેવનાં નામુલાં પાડો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ગામો સીમોનાં નામુલાં પાડો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ગાયો સીમોનાં નામુલાં પાડો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
સીમ શેડે ઉભેલા રિ'યો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
સીમનો શેઢાનો બોનો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
હોયલો દૂધ ગાયનો ગોવાળ્યો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
હાથમેં લીધી ધનની લાકડી ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ગામો સીમોની માતાનાં નામો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
આઠમ માતાના નામલાં પાડ્યાં ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ઓરણ-તોરણ માતાનાં નામો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ઘેડું બાંયો ન માતાનાં નામો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ગામની ગવળી ઊભીલા રે'લી ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
વેરઇ માતાનાં નામુલાં પાડો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
માથે લીધાં રાતલાં માટલાં ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
માઝમ માડી ગરબેલાં રમે ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
હોઇલી માતા શીંબોળીરાણી ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની

માતા હોઈલી ઢોલીડાં વાજાં ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ઢોલી વાજાં બાયેણે હોયલી ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
સીંબોળી માતા કુંવારી બાળે ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ડાબા જમણે રમીલા જોવે ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
હોયલી માતા અગાહી માતા ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
સાતે કાનોન બાંયેણે હોયલી ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ઓલી માતાનાં નામોલાં પાડ્યાં ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
જોલ્યો માતા એકની લાંયે ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
ડોંગર હોળી માતાનાં નામો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
માતા લીધી પિઠોડી રંગો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
રંગ રંગ માતલા રમે ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
માતા મેળા જોવા લાગ્યો ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
લીધી સલી વાસીલી ન માડી ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની
હાથમેં લીધાં બાયોળાં લીધા ન, કુંવર કેવો રૂડો રે...એકે મારેની

ભાવાર્થ : બડવો ઢાંક લઈ બે ત્રણ ''રાહા'' ગાયણા ગાઈ દેવી-દેવતાને જગાડવા માટેનું ગાયણુ ગાય છે. તેમાં કહે છે કે આજે આપણે ખૂબ મોટો મેળો રાખેલો છે. કોને કોને આમંત્રણ આપ્યાં તેનાં નામો લેવાનું બડવો શરૂ કરે છે. સૌ પ્રથમ મોટાદેવોને કંદુરાણો, દૂંધાળોદેવ, ગામદેવ, ગાયોના સીમાડા, ગામના સીમ, સીમપર ઉભેલા દરેક દેવ, ગાયોના ગોવાળો, ગામ સીમની માતાઓ, આઠમમાતા, ઓરણ-તોરણમાતા, ખેડબાઈમાતા, વેરાઈમાતા, સિંભોડીમાતા, અગાહીમાતા, હોળીમાતા, પિઠોરીમાતા, આ બધાનાં નામો લીધા પછી ડાબા જમણી ફરી રમવા લાગે છે.

**ગાયણું ૪ :** પિઠોરાદેવની પૂંજાવિધિ સમયે આ ગાયણું ગાવામાં આવે છે. દરેક દેવ દેવદેવીનાં નામો લઈને બડવો ઢાક સાથે ગાયણું ગાય છે. સૃષ્ટિનું સર્જન કેવી રીતે થયું, દેવોને સૃષ્ટિની જવાબદારી ભગવાને

કેવી રીતે સોંપી, સૃષ્ટિનું સર્જન થયું ત્યારે કોઈ પ્રકારની ઓળખ જ ન હતી. આને આ કહેવાય, આને આ કામ કરવાનું, આનું આ કાર્ય છે એવું કશું હતું જ નહિ. સૃષ્ટિનો માત્ર જન્મ થયો હતો એને કાર્યશીલ કરવા માટે ભગવાન કાશીરામ બોમણ પાસે ગયા. બોમણને કહ્યું કે તારે આકાશ, પાતાળ અને ધરતી પર દરેક દેવોને પોતાનાં કામોની જવાબદારી સોંપવાની છે. તેમના ભવિષ્ય જોઈ નામ પાડવાના છે. તેનું વર્ણન આ ગાયણામાં જોવા મળે છે.

કોનાં કોનાં નામો રે પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા ધરતી માડીનાં નામો પાડો, કાશીરામ બોમણ
યાર્ આહા ભોળા ભગવાન નામો પાડો, કાશીરામ બોમણ
યાર્ આહા સૂર્ય નારાયણ નામો પાડો, કાશીરામ બોમણ
યાર્ આહા ઝાંઝાના કંઇ નામો પાડો, કાશીરામ બોમણ
યાર્ આહા સૂર્ય નારાયણ કળ લીધી, કાશીરામ બોમણ
યાર્ આહા ઝાંઝાંની કંઇ કળ જોઈ, કાશીરામ બોમણ
યાર્ આહા સૂર્યનારણ કળ તારી, કાશીરામ બોમણ
યાર્ આહા હીંઝારીને કળ લીધી, કાશીરામ બોમણ
યાર્ આહા ચાંદાની કંઇ કળ તારી, કાશીરામ બોમણ
યાર્ આહા અંધારીને કળ લીધી, કાશીરામ બોમણ
યાર્ આહા ગાયોનાં કંઈ દૂધ રે જુઓ, કાશીરામ બોમણ
યાર્ આહા સોનારે કૂંડે નાવા લાગ્યો, કાશીરામ બોમણ
યાર્ આહા અગજીરેને પાટલે નાયો, કાશીરામ બોમણ
યાર્ આહા હાથુમેં કંઇ ખાંડાં લીધાં, કાશીરામ બોમણ
યાર્ આહા વીજળિયાને ખાંડાં લીધાં, કાશીરામ બોમણ
યાર્ આહા એરું શેરુંને ધોતિયાં લીધાં, કાશીરામ બોમણ
યાર્ આહા ચાંદે તારે ડેરા બાંધો, કાશીરામ બોમણ
યાર્ આહા માંઝમના કંઇ ડેરા બાંધો, કાશીરામ બોમણ
યાર્ આહા ધરતી માતાનાં નામો પાડ્યાં, કાશીરામ બોમણ

યાર્ આહા જંદીઓની માતા હોયલી, કાશીરામ બોમણ
યાર્ આહા કોનાં રે કોનાં નામો પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા ઈશ્વર પરોતી માતા, કાશીરામ બોમણ
યાર્ આહા દેવતાનાં કંઇ નામે પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા રૂડી રતુમાળ નામો પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા બારે રે મેઘનો ભોંયો હોયલો, કાશીરામ બોમણ
યાર્ આહા બારે મેઘને જોવા લાગ્યો, કાશીરામ બોમણ
યાર્ આહા તેરે ને વીજળિયું હોયલી, કાશીરામ બોમણ
યાર્ આહા દરિયા કંઠે ચરવા લાગ્યો, કાશીરામ બોમણ
યાર્ આહા વાયોના કંઇ હોવા છોડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા હોવે હોવે અવલી જડી, કાશીરામ બોમણ
યાર્ આહા આકાશને પાતાળે જોવે, કાશીરામ બોમણ
યાર્ આહા ધોળી વાદળી છોડી લીધી, કાશીરામ બોમણ
યાર્ આહા જાંબુળી વાદળી છોડી જોઇ, કાશીરામ બોમણ
યાર્ આહા આકાશને પાતાળે બણાયું, કાશીરામ બોમણ
યાર્ આહા ધીમે રે ધીમે અવલી ચાલી, કાશીરામ બોમણ
યાર્ આહા હરગોનો કંઇ વૈદ હોયલો, કાશીરામ બોમણ
યાર્ આહા મેઘો રાજો થાવર ઢોરો, કાશીરામ બોમણ
યાર્ આહા આકાશ પાતાળ જોવા લાગ્યો, કાશીરામ બોમણ
યાર્ આહા ધોળી ધોળી અવલી આવી, કાશીરામ બોમણ
યાર્ આહા ધીમો ધીમો વારી ચાલી, કાશીરામ બોમણ
યાર્ આહા ધરતી માડી પગલે ચાલી, કાશીરામ બોમણ
યાર્ આહા ઝાડર બેંડે નીપટી લેજો, કાશીરામ બોમણ
યાર્ આહા વાઘસ્થળ દેવો સતિયો હોયલો, કાશીરામ બોમણ
યાર્ આહા મોગ્યો મેઘો મોગી રે લેજો, કાશીરામ બોમણ
યાર્ આહા કોનાં રે કોનાં નામ પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા જૂંહી તારાં નામ પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા કોના તારાનાં નામો પાડ્યાં, કાશીરામ બોમણ

યાર્ આહા મૂંછાળો ને તારો હોયલો, કાશીરામ બોમણ
યાર્ આહા મેડી તારો નામો પાડ્યો, કાશીરામ બોમણ
યાર્ આહા વેંછીના કંઇ આરાં તારાં, કાશીરામ બોમણ
યાર્ આહા હોલાની નિશાનો રે જુઓ, કાશીરામ બોમણ
યાર્ આહા હૈંણી ગોવાળ્યાં જોયાં, કાશીરામ બોમણ
યાર્ આહા કોનાં કોનાં નામો પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા મામા કોળિયાનાં નામો પાડ્યાં, કાશીરામ બોમણ
યાર્ આહા હરગુંમેં ઠાવો પડ્યો, કાશીરામ બોમણ
યાર્ આહા મામા ચાંદનો, ભોંયો હોયલો, કાશીરામ બોમણ
યાર્ આહા તૉતેં તૉતેં ઊતરે, કાશીરામ બોમણ

ભાવાર્થ : કાશીરામ બોમણ એક-એકનું ભવિષ્ય જોઈ નામ આપી તેની જવાબદારી શું છે તે જણાવે છે. પહેલાં ધરતી અને ભોળા ભગવાનનાં નામ પાડે છે. સૂર્યભગવાનનું નામ પાડી કહે છે ધરતી ઉપર ઘણી બધી વસ્તુઓ રહેશે એટલે દિવસે પ્રકાશ આપવાનું કામ સોંપે છે. ત્યાર પછી બીજું નામ ચંદ્રને આપે છે. તેને અમાસ પૂનમનું અને અજવાળુ આપવાનું કામ સોંપે છે. ત્રીજુ નામ મેંદા ગાયનું આપીયું. દૂધ આપવાનું કામ સોંપીયું અને કહ્યું કે માટલા ભરાય અને બાળકુંવર સ્નાન કરે એટલું દૂધ આપજો. ગાય દૂધ આપે છે એટલે અજગરનો પાટલો બનાવ્યો. સોનાની માટલીઓમાં ભરેલ દૂધથી બાળકુંવરને સ્નાન કરાવે છે. બાળ કુંવર તૈયાર થઈ હાથમાં વીજળિયા તલવારો લીધી. જીવજંતુ સામે આવે નઈ તે માટે માઝમ અસાળ બને છે. (આકાશમાં રચાયેલ વરસાદ) તે જંદીઓની માતા રૂડા સીમડામાં બારમેઘ, તેર વીજળિઓના માર્ગદર્શક તરીકે તૈયાર થયા. તે ધીમે ધીમે દરિયા કોંઠે પવનના ઝાંપટા છોડ્યા. આકાશ પાતાળને જોવા લાગ્યા. તેમાં સફેદ વાદળીઓ છોડી જોઈ. તે સ્વર્ગનો વૈદ્યરાજ બન્યો અને મેઘરાજે પશુઓને પાણી પીવડાવ્યું. આકાશ પાતાળ જવા તૈયાર થયો ત્યારે સફેદ આભલિયો ધીમે ધીમે પગલે આવી. તેમાં ઝાડ પાનને જોઈ વાઘસ્થળદેવ સતિયો બન્યો. માંગ્યો મેઘરાજાને આવી ગયો. તેવી જ

રીતે તારાઓના નામનું ભવિષ્ય જોવા લાગ્યા. પહેલાં જૂંહી તારાનું નામ આપ્યું. તે પૂછળિયારો તારો છે. મેડીતારોનાં નામ આપ્યાં. તેમાં વેંછીના આરા જેવા તારા લાગ્યા. ત્રીજો હયણી ગોવાળિયાનાં નામો આપ્યાં. મામા કરોળિયાના નામો આપ્યાં અને સ્વર્ગમાં તેમની જાણ થઈ તે પોતે મામા ચંદ્રના ભોમિયા (માર્ગદર્શક) બન્યા અને તે ધીમે ધીમે મામા કરોળિયાના તાંતણે તાંતણે ઉતરવા લાગ્યા.

**ગાયણું ૫ :** બાબા પિઠોરાદેવની પૂજાવિધિ સમયે આ ગાયણું ગાવવામાં આવે છે. દેવોનાં નામો કેવી રીતે પડ્યા કયા કયા દેવોનાં નામો પડ્યાં તેનું વર્ણન આ ગાયણામાં ગાય છે.

કોનાં કોનાં નામો એ...
આહા કોનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ
આહા હાંદરચાનાં નામો એ...
આહા હાંદરચાનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા હૂંકનબાવાનાં નામોએ...
આહા હૂંકનબાવાનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા કાઠ્યા હુંડોળ નામોએ...
આહા કાઠ્યા હુંડોળ નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા કૈડા કુંબી નામોએ...
આહા કૈડા કુંબી નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા જલુંડો નો બોમણ એ....
આહા જલુંડો ને બોમણ એ પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ભોળા ઇંદનાં નામો એ...
આહા ભોળા ઇંદનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ગામ ગુંદરાજ નામો એ...
આહા ગામ ગુંદરાજ નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા બાબા ભેંહાદેવનાં નામો એ...

આહા બાબા ભેંહાદેવનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા કોહાજ્યાનાં નામો એ...
આહા કોહાજ્યાનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા અખાડાનો બોમણ એ...
આહા અખાડાનો બોમણ એ લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા પાછળિયાને દેવતા એ...
આહા પાછળિયાને દેવતા હોયલા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ગામુના કંઇ ડાયા એ...
આહા ગામુના કંઇ ડાયા હોયલા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા પટેલિયા પૂંજારા એ...
આહા પટેલિયા પૂંજારા હોયલા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા રખેવાળિયા નામો એ...
આહ રખેવાળિયા નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા બડવા-ગાયણી નામો એ...
આહા બડવા ગાયણી નામો પાડ્યા પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં
આહા દેવોનાં કંઇ નામો એ...
આહા દેવોનાં કંઇ નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ઝેરી આંખો માર્યો એ...
આહા ઝેરી આંખો માર્યો એ લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા તારી માની વેખા એ...
આહા તારી માની વેખા મારૂ લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા રીયાં ખીયાં દેવતાં એ...
આહા રીયાં ખીયાં દેવતા મારા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ઢોલિયાને દેવતા એ...
આહા ઢોલિયાને દેવતા એ લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા પટેલિયાને દેવતાં એ...
આહ પટેલિયાને દેવતા એ લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં

આહા મોટાં દેવતાનાં નામો પાડ્યાં
આહા મોટાં દેવતાનાં નામો પાડો લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા જળહીંગી માતા એ...
આહા જળહીંગી માતા હોયલી લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા આભા કણબીનાં નામો એ...
આહા આભા કણબીનાં નામો પાડ્યાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા રાજા રજવાડ નામો એ...
આહા રાજા રજવાડ નામો હોયલાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ફતેસીંગનાં નામો એ...
આહા ફતેસીંગનાં નામો હોયલાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા નટવરસીંગનાં નામો એ...
આહા નટવરસીંગનાં નામો હોયલાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા મોતીસીંગનાં નામો એ...
આહા મોતીસીંગનાં નામો હોયલાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ખુમાનસીંગનાં કાયદા એ...
આહા ખુમાનસીંગ કાયદા હોયલાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં
આહા રાજા પરજાને કોરટ એ...
આહા રાજા પરજાને કોરટ બાંધી લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા નીચા દેશો પૂંજી એ...
આહા નીચા દેશો પૂંજે લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા કિલ્લાના દરવાજા એ...
આહા કિલ્લાના દરવાજા બાંધ્યા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ઘોડાના પાયગા એ...
આહા ઘોડાના કંઇ પાયગાં હોયલાં લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ઘોડાના કંઇ તબેલા એ...
આહા ઘોડાના કંઈ તબેલા જોયા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા ભરેલ બંદૂક ચૉકી પૅરા એ...

આહા ભરેલ બંદૂક ચૉકી પૅરા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા હવા હોની રાહ્યું એ...
આહા હવા હોની રાહ્યું હોયલી લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા સવલ ધરમી ઘોડા એ...
આહા સવલ ધરમી ઘોડા હોયલા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં
આહા અમલદારને ઘોડા એ...
આહા અમલદારને ઘોડા હોયલા લીલીબાઈ ઓવાળેણ...કોનાં કોનાં

ભાવાર્થ : લીલીબાઈ ઓવાળેણ ધરતીમાતાને કહે છે કે તમે કોનાં કોનાં નામો લીધા. ધરતીમાતા કહે હાંદરચાદેવ, હૂંકનબાવા, કાઠ્યા હુંડોળ, કૈડા કુણભી, જલુડો બોમણ, ભોળાઈંદ, ગામગુંદરાજ, ભેંહાટોદેવ, ભેંસોના દેવ, કોહાજ્યાદેવ, અખાડાનો બોમણ, પૂછડિયાદેવ, ગામનો વડો, ગામનો બડવો, ગામ રખેવાડદેવ જેવાં દેવોનાં નામ ગાયણામાં ગાવામાં આવે છે. બીમારીને લગતા દેવ હોય તો તેમના નામ લેવામાં આવે છે. જે દુઃખ કે બીમારી દૂર કરે છે.

દેવી શક્તિનાં ગાયણાં આવે ત્યારે કહે, આ તો ખરાબ દૃષ્ટિએ જુએ છે. આપણને મુશ્કેલીઓમાં મૂકી દીધા છે. એટલે રહી ગયેલાં દેવી-દેવતા ઢોલિયાદેવ વગેરે.

જળહીંગીમાતા હોય ત્યારે રાજા રજવાડાનાં નામો લેવામાં આવે છે. મોતીસિંગ, ખુમાનસિંગ રાજા લોકો માટે કાયદા કરે તેથી કોર્ટ બંધાવી અને કહે છે કે નીચા દેવોને ન પૂજવા કિલ્લાના દરવાજા બાંધો, ઘોડાનાં પગલાં ચોટાડો, ઘોડાની સવારી આપો તેમની સાથે ભરેલી બંદૂકે ચૉકી પૅરા મૂકો. તેમાં 'સવાસોની સહો' સવલ ધર્મી ઘોડાઓ ઉપર મોટા અમલદાર બેસે છે તેથી તેને ઘોડાની સવારી આપો.

**ગાયણું ૬ :** ઘરની બહાર આંગણામાં ઈંદની પૂજાવિધિ થાય તે સમયે આ

ગાયણું ગાવામાં આવે છે. ઈંદની પૂજાવિધિ પિઠોરાની પૂજા વિધિ પૂરી થયા પછી રાત્રે એક બે વાગ્યા પછી થતી હોય છે. તે સમયે દરેક દેવોનાં નામો લઈને પૂજાવિધિ સાથે બડવો આ ગાયણું ગાય છે.

યાર્ આહા કોનાં કોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા હીંગળચાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા એકળા બોમણ નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા અળશ્યા બોમણ નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા રાજા ભોજનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા સીતું માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા આંબા પાણાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા હીંદી પાણીનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ચાંટલ્યા પાણીનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા કોનાં કોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ટુંડવા દેવનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા એડયું બેડ્યું ધણી હોયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા બારે મણનાં તાળાં લીધા, કૈડો રાજકુંવર
યાર્ આહા તેરે રે મણની ખુરશી લીધી રે, કૈડો રાજકુંવર
યાર્ આહા ધણી ને ધણિયારોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા સૂરહઈ માતાના નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા સૂરહેડિયામેં દેવતા હોયલા, કૈડો રાજકુંવર
યાર્ આહા જૂની પૂંની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા બાપજીની કઈ માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા મોટી માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ગેયાણીને નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા નાની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા હરગુમેં અળશ્યું ચાલે, કૈડો રાજકુંવર
યાર્ આહા મોટી અળશીના માતા હોયલી, કૈડો રાજકુંવર

યાર્ આહા ઉદાપોર મેં કાળકા માતા, કૈડો રાજકુંવર
યાર્ આહા પોતે ભગવાન ડેરા બાંધ્યા, કૈડો રાજકુંવર
યાર્ આહા શંકર મા'દેવ ડેરા બાંધ્યા, કૈડો રાજકુંવર
યાર્ આહા નરમદાની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા હાંફેશ્વર માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા ડાબી માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા હાથીની માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા માતા મથવાળ માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા મોટી માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા જલહીંગી માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા સાતો પાતાળ ભોંયણ હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા નાંહળિયા ને મેળા હોયલા, કૈડો રાજકુંવર
યાર્ આહા માંડ્યાના ઘીમટ્યા મેળા હોયલા, કૈડો રાજકુંવર
યાર્ આહા ઘણ્યા દેવનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ગૂંગળિયા દેવનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા તેલાવ માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા જુગુની કઇ માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા કળજુગની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા ધરમીનો કંઈ કુંજ બાંધ્યો, કૈડો રાજકુંવર
યાર્ આહા ભૈરૂ મા'રાજ નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા રણછોડરાયો ભગવાન હોયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા કાળુના કંઈ ભગવાન હોયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા સતી માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા લખમી માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા કાજલ માતાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા કોના રે કોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા હજુલીની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા માતા ફેણાઈ નામો પાડો, કૈડો રાજકુંવર

યાર્ આહા ગંગા રે જમના માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા અંબા માતાના નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા તાંદળજાની માતો હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા ડભોઈમેં કંઈ ડબલી માતા, કૈડો રાજકુંવર
યાર્ આહા દુવારકાની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા સાબરકાંઠામાં માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા દિલ્લીમેં કંઈ માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા અમદાવાદની માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા પોતે ભગવાન નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા હિમાલયમેં શંકર ભગવાન નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા જૂનાગઢમાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા પાવાની કંઇ માતા હોયલી, કૈડો રાજકુંવર
યાર્ આહા કળ રાખી ઊભી રૈ'લી, કૈડો રાજકુંવર
યાર્ આહા ચોટલ્યા પીરનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા દૂધ્યા તળું નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા પેલ્યા તળનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા કોનાં રે કોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા મંમદ રાજાનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા આંગણનો કંઈ મા'રાજા હોયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા રાજા કોર્ટને કોર્ટ બાંધ્યા, કૈડો રાજકુંવર
યાર્ આહા લાખોને વણઝારો હોયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા જૂંની પૂંની લેખોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા લેખો લખીને મેખો મારે, કૈડો રાજકુંવર
યાર્ આહા ચારે જૂંગ મેં મેખ માર્યું, કૈડો રાજકુંવર
યાર્ આહા ધરતી માડી રે તાણી લીધી, કૈડો રાજકુંવર
યાર્ આહા કોનાં રે કોનાં નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા રણુંજામેં રામાપીર નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ફાગવેલ મેં કંઈ ભાથુ મા'રાજ, કૈડો રાજકુંવર

યાર્ આહા ભરીને ચોકે ઊભો રયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા ગાયોને વરેણો છૂંટી, કૈડો રાજકુંવર
યાર્ આહા ડાબા હાથમેં લગામ લીધી કૈડો રાજકુંવર
યાર્ આહા કંટાળીને લગામ ધરી, કૈડો રાજકુંવર
યાર્ આહા વીજળીનાં ખાંડાં લીધાં, કૈડો રાજકુંવર
યાર્ આહા લીડી પીડી આંબળી ડોળે, કૈડો રાજકુંવર
યાર્ આહા ડાબા પગની એડી નાંખી, કૈડો રાજકુંવર
યાર્ આહા ખાખરિયા વનમેં ચાલ્યો, કૈડો રાજકુંવર
યાર્ આહા ઓરૂંન જોરૂંન વાળેન પડી, કૈડો રાજકુંવર
યાર્ આહા લાખોને વટાંડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ભૂરી ગાયનો ગોવાળ્યો હોયલો, કૈડો રાજકુંવર
યાર્ આહા ડંગરબાંજી કરી જોવી, કૈડો રાજકુંવર
યાર્ આહા શાંયણાં રે શાંયણાં માથા તોડ્યાં, કૈડો રાજકુંવર
યાર્ આહા લોહીની ધારૂર રે પડ્યું, કૈડો રાજકુંવર
યાર્ આહા ખાખરિયા વનોમેં પડ્યો, કૈડો રાજકુંવર
યાર્ આહા તુલસી માડી માથાં પડ્યાં, કૈડો રાજકુંવર
યાર્ આહા વગર માથે લડવા લાગ્યો, કૈડો રાજકુંવર
યાર્ આહા ગાયોના કંઈ ટાંડ વળ્યા, કૈડો રાજકુંવર
યાર્ આહા શાણા શાણા માથાં આયા, કૈડો રાજકુંવર
યાર્ આહા બાર માથાનો ધણી બન્યો, કૈડો રાજકુંવર
યાર્ આહા ઊગમણાને રાહું જોયા, કૈડો રાજકુંવર
યાર્ આહા કાળા નાગના કોયડા લીધા, કૈડો રાજકુંવર
યાર્ આહા એરૂ ઝેરૂ કોયડા લીધાં, કૈડો રાજકુંવર
યાર્ આહા ઊભા લીમડાના ડોરા જોયા, કૈડો રાજકુંવર
યાર્ આહા એરૂં ઝેરૂ ગળવા લાગ્યો, કૈડો રાજકુંવર
યાર્ આહા ભીમા ભરવાડ નામો પડ્યાં, કૈડો રાજકુંવર
યાર્ આહા ભાથી ખત્રીનાં નામો પડ્યાં, કૈડો રાજકુંવર
યાર્ આહા ભોળ્યો ભરવાડ વેહુ લીધાં, કૈડો રાજકુંવર

યાર્ આહા હીકારીને મારી જુએ, કૈડો રાજકુંવર
યાર્ આહા ભૂરી ગાવળી રીબાઈ ચાલી, કૈડો રાજકુંવર
યાર્ આહા ડુંગરે ડુંગરે હરી ફરી નામો પાડો, કૈડો રાજકુંવર
યાર્ આહા ભૂખી તરસી ગાય ગવળી, કૈડો રાજકુંવર
યાર્ આહા ધરતી માતાને સાતે પડદા, કૈડો રાજકુંવર
યાર્ આહા સાતે પાતાળ તોડી નાંખી, કૈડો રાજકુંવર
યાર્ આહા ભૂરી ગાયને પાણી પાવે, કૈડો રાજકુંવર
યાર્ આહા ગાયોનો કંઈ ધરમ લીધો, કૈડો રાજકુંવર
ગામુન દેવોના નામુંલાં પાડો કુંવર, કૈડો રાજકુંવર

ભાવાર્થ : બડવો ઢાક વગાડી ગાયણું શરૂ કરે તેમાં દરેક દેવી દેવતાનાં નામો લેવામાં આવે છે. હીંગળચા દેવ, એકળા બોમણ, અળશ્યા બોમણ, વડિયાવાણિયા, સીતામાતા, આંબાપાણી, હીંકુપાણી, ચાટલ્યાપાણી, ટુંડવા-ટુંડવી, એડયુ-બેડયુ ધણી, બારમણના તાળાં, તેર મણની ખુરશીઓ. તેમાં ધણી ધણિયાણી બેઠાં. સૂરહઈમાતા, સૂરહેડિયા દેવતા, જૂની-પુરાણીમાતા, બાબજીની માતા, મોટીમાતા, ઘૈયાણીમાતા, નાનીમાતા, સ્વર્ગમાં અળશ્યુ અને મોટી અળશીની માતા, નર્મદામાતા, હાંફેશ્વરમાતા, હાથણીમાતા, મથવાડમાતા, જલહીંગીમાતા, સાત પાતાળ જાણકાર હતી. ત્યાં નાગબાવાના મેળા, ધન્યાદેવના નામે, ગુંગાડિયાદેવ, તેલાવમાતા, જૂગનીમાતા, ધર્માનો કૂંજ બાંધ્યો, ભરુરાજ, કાળુભગવાન, લક્ષ્મીમાતા, કાજલમાતા, હજુલીમાતા, ફેણાઈમાતા, ગંગા- જમના માતા, અંબામાતા, તાંદળચા માતા, ડભોઈમાં ડભીલીમાતા, દુવારકામાતા, સાબરકાંઠામાતા, દિલ્લીમાતા, અમદાવાદીમાતા, હિમાલયમાં શંકર ભગવાન, જૂનાગઢીમાતા, પાવાની કાળકામાતા, ચોટલ્યાપીર, દૂધિયુંતળાવ, મંમદબેગડારાજા, આંગણીનો રાજા, લાખો વણઝારો, જૂની પુરાણી લેખો લખે, ચારે જુગમાં મેં લેખ માર્યા, ધરતીમાતાએ એને સંગ્રહી લીધા.

રણુજાના રામાપીર, ફાગવેલના ભાથીખત્રી ભરી ચોકે ગાયોના રક્ષણ

માટે ઉભા રહ્યા. ભાથીખત્રી ગાયોની વારે ચડ્યા ત્યારે ઘોડા પર બેસી ડાબા હાથે લગામ પકડી ડાબા પગની એડી મારી ઘોડા દોડાવી ખાખરિયા વનમાં પહોંચ્યા. એરૂણ-ઝેરૂણ સાપ વાળેણ ભૂરી ગાયોના ગોવાળિયા હતા. ગાયો લઈને ભાગતા લુંટારુઓ સામે તલવારે તલવારે ખૂબ લડયા. લડતાં લડતાં ભાથીખત્રીનું શીર કપાયું. ખાખરિયા વનમાં લોહીની ધારો છૂટી. શીર કપાયુ પણ વગર માથાએ ધડ લડવા લાગ્યું અને લુટારુઓનાં શીર તોડ્યાં. તેથી તે બાર માથાનો ધણી બન્યો. એરૂન-ઝેરૂન નાગ પણ દુશ્મનો સામે લડ્યા. અંતે ભાથીખત્રીનું ધડ પડી જતાં એરૂન-ઝેરૂન નાગ લીંબડાના ઝાડ નીચે જઈ ખૂબ વલોપાત કરવા લાગ્યા. ત્યારે ભીમા ભરવાડ અને ભોળ્યા ભરવાડનાં નામો પડયાં. તે જોરથી હોંકારી મારી પણ ભૂરી ગાયો રિબાઈને ડુંગર પહાડ ફરી ભૂખી તરસી ધરતી માતને ખોળે ફરી. ધરતીમાતા સાત પાતાળ તોડી ભૂરી ગાયોને પાણી પાવે છે અને ગાયોનો ધર્મ નિભાવે છે.

**ગાયણું ૭ :** બાબા પિઠોરાની માનતા ફળે ત્યારે ઉજવણી સમયે દિવાલ કે ખપેડા પર પિઠોરો દોરવામાં આવે છે. લખારાઓને બોલવવામાં આવે છે. પિઠોરો લખાય તે દરમિયાન બડવો અને ગાયણીઓ ઢાક વગાડીને પિઠોરાનાં ગાયણા ગાય છે.

એ હરગુ મેં બાળો રે...
હે હરગુ મેં બાળો બોલે કાળી રેલ કોયલ...(૨)
એ ઉમ્બર ઉપર આવી રે...
ઉમ્બર ઉપર આવી ભાળે કાળી રેલ કોયલ...(૨)
એ મેળુની હંદાળો રે...
મેળુની હંદાળો બોંધે કાળી રેલ કોયલ...(૨)
એ ડુંગરની ઝાળુલી રે...
ડુંગરની ઝાડી મેં ઊભા કાળી રેલ કોયલ...(૨)
એ ઈનો રોમહું મેરે...

ઈનો રોમહું મેં બોલે કાળી રેલ કોયલ...(૨)
એ કાળી કોયલ બગડી રે...
મોંમા ભાણેજ જોડી લીધી કાળી રેલ કોયલ...(૨)
એ લીધો રૉમા કેરૉ વેહ રે...
પિઠોરીનું લગન લીધું કાળી રેલ કોયલ...(૨)
એ મોંમા ભાણેજ જોડી લેનાર...
મોંમા ભાણેજ જોડી લેય કાળી રેલ કોયલ...(૨)
એ ધરતીનો છેડો લેનાર...
ચાર છેડા જોવા જેલા કાળી રેલ કોયલ...(૨)
એ હાથેમેં ખાંડોનો લેનાર...
હુંડોળ ઘોડો લેવા જેલા કાળી રેલ કોયલ...(૨)
એ તું નવા-જૂના ઘોડા લેનાર...
બારે મનનું તોરણ બાંધે કાળી રેલ કોયલ...(૨)
એ રજવાડાનો બાળો લેનાર...
રજવાડીનો બાળો જાય, કાળી રેલ કોયલ...(૨)
એ કલમોની રે લોરી લેનાર,
ભૂવા ભોયલાને મોઢું કાળે કાળી રેલ કોયલ...(૨)
એ...એવા લીલાનો લેનાર...
એને નોમોર ગુલ્લા લાગે કાળી રેલ કોયલ...(૨)

ભાવાર્થ : કાળી કોયલ ભર જુવાનીમાં આવે છે. અમાસ પૂનમના દિવસો આવે એવા સમયે તે ડુંગરની ઝાડીઓમાં જાય છે. ત્યાં તેની સાથે છીનાળું થાય. તેને ગર્ભ રહે છે. તે સમયે બડવો કહે છે કે મામા-ભાણેજની જોડી બનશે. કાળીકોયલના ખોળે બાબાપિઠોરો જન્મ લેશે. પિઠોરાનું પિઠોરી સાથે લગ્ન થશે. પિઠોરો મામા પાસેથી અડધો ભાગ માંગશે. બાબા હુંડોળના નવ જૂના ઘોડાઓ લાવી હાથમાં તલવાર લઈ ચારે દિશાએ જોવા નિકળશે. તેને જે પણ જોશે તે કહેશે કે આ તો રજવાડી બાળક જેવો દેખાય છે. આગળ બડવો કહે છે કે એ ધરતીમાં ફરનારા તારું મોઢું

બહાર કાઢ. તું લીલી ધરતી બનાવજો.

**ગાયણુ ૮ :** પિઠોરા ચિત્ર લખાતું હોય તે સમયે લખારા ચિત્રો લખતા હોય અને બડવો વચ્ચે વચ્ચે ગાયણાં ગાતો હોય છે. તે સમયે આ કાળી કોયલનું ગાયણું ગાવામાં આવે છે.

એ...દેહે જોવું સે, કાળી રેલ કોયલ,
એ...આંબાવાડિયામાં બોલી રે,
યાર આહા આંબાવાડિયામાં બોલી રે કાળી રેલ કોયલ
એ...દેવોની દેવળો લે...
યાર આહા દેવોની દેવળો લે કાળી રેલ કોયલ
એ...દેહે ન દેહે ગોતું કે...
યાર આહા દેહે ન દેહે ગોતું રે કાળી રેલ કોયલ
એ...હાલું ન કાલું બોયલી રે...
યાર આહા હાલું ન કાલું બોયલી કે કાળી રેલ કોયલ
એ...ઝીણાં ઝીણાં મરવા લે...
યાર આહા ઝીણાં ઝીણાં મરવા લે કાળી રેલ કોયલ
એ...લોયારી લુંગડી રે...
યાર આહા લોયારી લુંગડી હોયલી કાળી રેલ કોયલ
એ...વિખાણી મારેલી રે...
યાર આહા વિખોણી મારેલી રુંવે કાળી રેલ કોયલ
એ...ભાભી મેંણો મારે રે...
યાર આહા ભાભી મેંણો માયરા રે કાળી રેલ કોયલ
એ...ભાભીના મેંણા રે...
યાર આહા ભાભીના મેંણા ઉતરે રે કાળી રેલ કોયલ
એ...દહાડે દહાડે પેટ વધારે...
યાર આહા દહાડે દહાડે પેટ વધેરે રે કાળી રેલ કોયલ
એ...બીજો ત્રીજો મહિનો રે...

યાર આહા બીજો ત્રીજો મહિનો જાય રે કાળી રેલ કોયલ
એ...આઠમો નવમો મહિનો રે...
યાર આહા આઠમો-નવમો મહિનો જાય રે કાળી રેલ કોયલ
એ...કુંહકે કુંહકે રુંવે રે...
યાર આહા કુંહકે કુંહકે રુંવે રે કાળી રેલ કોયલ
એ...આંબાની અવારો લે...
યાર આહા આંબાની અવારો લે રે કાળી રેલ કોયલ
એ...હજલી હોયેણ રે...
યાર આહા હજલી હોયણ ઘોરૂમ ચાયલી રે કાળી રેલ કોયલ
એ...કોનો ઘોડો લે...
યાર આહા કજુ રાણીનો ઘોડો લે રે કાળી રેલ કોયલ
એ...લોયારી લુંગડી રે...
યાર આહા લોયારા લુંગડે જેલી રે કાળી રેલ કોયલ
એ...કોનાં કોનાં ઘોરૂમે જેલી...
યાર આહા કોનાં કોનાં ઘોરૂમે જેલી રે કાળી રેલ કોયલ
એ...વિહોણી મારેલી રે...
યાર આહા વિહોણી મારેલી જાય રે કાળી રેલ કોયલ
એ...લોયાર કાછડા વાયરા...
યાર આહા લોયારા કાછડા વાયરા રે કાળી રેલ કોયલ
એ...કાઠ્યામેં ગાડું રે...
યાર આહા કાઠ્યામેં ગાડું મયલું રે કાળી રેલ કોયલ
એ...મોટા સુવારા રે...
યાર આહા મોટાના સુવારા જુએ રે કાળી રેલ કોયલ
એ...જલમણી વાંઝયણ રે...
યાર આહા જલમણી વાંઝયણ હોયલી રે રાણીબાઈ કાજલ
એ...જલમ વાંઝ્યો ખોળો લે...
યાર આહા જલમ વાંઝ્યો ખોળો લે રાણીબાઈ કાજલ
એ...દેવોની લોંગેણ રેલી રે...

યાર આહા દેવોની લોંગેણ રેલી રાણીબાઈ કાજલ
એ...દેવોના પડઘા મેં જેલી
યાર આહા દેવોના પડઘા મેં જેલી રાણીબાઈ કાજલ
એ...હિરાના લુંગડા રે...
યાર આહા હિરાના લુંગડાં પહેરે રાણીબાઈ કાજલ
એ...પગો મેં ઝાંઝરિયો રે...
યાર આહા પગોમેં ઝાંઝરિયા પહેરે રાણીબાઈ કાજલ
એ...દેવોની જાતરો રે...
યાર આહા દેવોની જાતરે જાય રાણીબાઈ કાજલ
એ...દેવોની જાતરો રે...
યાર આહા દેવોના પોંણગામેં જાય રાણીબાઈ કાજલ
એ...દેવોની કાવેળો લે...
યાર આહા દેવોની કાવેળો લે રાણીબાઈ કાજલ

ભાવાર્થ : કાળી કોયલ ફરતી ફરતી આંબાવાડીમાં જાય છે. દરેક આંબે ફરી ફરી જુએ તો ફૂલ દેખાય છે. કાળીકોયલ ફૂલ ચાખે છે અને મીઠુંમીઠું બોલે છે. અમાસ પૂનમના દિવસો હોય છે. કાળી કોયલ અને કંદુરાણાનો ભેટો થાય છે. બન્ને એકબીજાના પ્રેમમાં પડે છે અને શરીર સંબંધ બાંધે છે. ઘરે ગયા બાદ થોડા દિવસો વિતતાં કાળી કોયલને ભાભી મ્હેંણાં મારે છે કે તું કુંવારી છે ? તું ક્યાં જઈને આવી? દિવસે દિવસે તારૂ પેટ વધતું જાય છે. મ્હેંણાં સાંભળી કાળી કોયલ ઘર છોડી દે છે. સમય જતાં બે ત્રણ, આઠ નવ મહિના થઈ જાય છે. પેટમાં દુઃખાવો ઉપડે છે એટલે આંબાના થડમાં બેઠી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગે છે. આ અવાજ સાંભળી હરજાબાઈ હોયાણી (દાયણ) આવે છે. ત્યારે બાબા પિઠોરાનો જન્મ થાય છે. કુંવારી અવસ્થામાં બાળક જન્મવાથી ઘાઘરાનો કાંછળોવાળી કાઠ્યાંના ઘરોમાં જઈ ગાડું લાવી બાળકને ગાડામાં ભરી નદીમાં તણાતો કરી દે છે.

જન્મથી વાંઝિયણ રાણીકાજલ નદીએ પાણી ભરવા આવે ત્યાં તેને બાળક મળે છે. એટલે કહેવાય છે કે રાણી કાજલનો ખોળો ભરાયો. રાણીકાજલ દેવોની ''લોંગણ'' પણ રહી ચૂકી હતી. દેવોના પડદા લે છે અને બાળકને હીરાનાં લૂંગડાં (કપડાં), પગે ઝાંઝરિયું પહેરાવી તૈયાર કરી દેવોની જાતરો લે છે. જાતરોમાં દેવોના પાણગાંમાં જાય છે. છેલ્લે દેવોની કાવળો લે છે. આમ ગાયણું પૂરું થાય છે.

**ગાયણું ૯ :** પિઠોરાદેવની પૂજાવિધિ પૂરી થયા પછી ઈંદદેવની પૂજાવિધિ કરવામાં આવે છે. આ સમયે ઈંદદેવને સંબોધી ગાયણું ગવાય છે. મુખ્ય બડવો ગાયણું ગાય છે અને આજુબાજુ બેસેલી બેત્રણ વ્યક્તિઓ તેમાં રાગ પુરાવે છે. સાથે ઘુઘરા બાંધેલી ઢાકથી સંગીતનો સૂર ગાયણામાં પુરાવે છે.

એ...દેવોની જાતરો...
યાર્ આહા...દેવોની જોતરો લે, કૈડો રાજકુંવરે
એ...દેહે દેહે ઘોડા લે...
યાર્ આહા...દેહે દેહે ઘોડા લે, કૈડો રાજકુંવરે
એ...વાયોના વંટોળા રે...
યાર્ આહા...વાયોના વંટોળા લાવે, કૈડા રાજકુંવરે
એ...ઢેહારીના ઘોરૂ મેં...
યાર્ આહા...ઢેંહારીના ઘોરૂ જાય, કૈડો રાજકુંવરે
એ...કુંરા કુંરા ઢેહાર મેલે...
યાર્ આહા...કુંરા કુંરા ઢેંહાર મેલે, કૈડો રાજકુંવરે
એ...વીજળીના ઘોરૂ મે રે...
યાર્...આહા...વીજળીના ઘોરૂ જાય, કૈડો રાજકુંવર
એ...ડુંગરે ભાગો પયડાં...એ...
યાર્..આહા...ડુંગરો મેં ભાગો પયડાં, કૈડો રાજકુંવરે
એ...દરિયાના મેઘો ઑર...

યાર્...આહા...દરિયોના મેઘો ઑરે, કૈડો રાજકુંવરે
એ...તારીત મોની વેંગરી...
યાર્...આહા...તારીત મોની વેંગરી પયડી, કૈડો રાજકુંવરે
એ...માલુંળાના દેહે...
યાર્...આહા...માલુળાના દેહે, કૈડો રાજકુંવરે
એ...વિહોણો મારેલો રે...
યાર્...આહા...વિહોણો મારેલો જાય, કૈડો રાજકુંવરે
એ...દેવુના ઘોરૂ મેં રે...
યાર્...આહા... દેવુંના ઘોરૂ મેં જાય, કૈડો રાજકુંવરે
એ...પાવાની માતાએ...
યાર્...આહા...પાવાની માતાએ જાય, કૈડો રાજકુંવરે
એ...લૂલો લંગડો ઘોડો લે...
યાર્...આહા...લૂલો-લંગડો ઘોડો હોયલો કૈડો રાજકુંવરે
એ...વીજે ગાજે મેઘ રે...
યાર્...આહા...વીજે ગાજે મેઘ જાય, કૈડો રાજકુંવરે
એ...ધરતી માડી નાવણ ઝીલે...
યાર્...આહા ધરતી માડી નાવણ ઝીલે, કૈડો રાજકુંવરે

ભાવાર્થ : ઈંદદેવ આજે તારી અમે પાઠપૂજા કરી રહ્યાં છે. દરેક દેવી-દેવતા શું શું કર્યું. કોને કોને લાવ્યા તેની વાત થાય છે. દેવ-દેવીઓ તમારી પાઠપૂજામાં પવનદેવ જેવા ઘોડાઓ આપ્યા. મેઘરાણીના ઘરોમાં ગયા, ત્યાં નાની વાદળીઓ મળી તેને લાવ્યા. વિજળીઓના ઘરોમાં ગયા, વીજળીઓ લાવ્યા. મોટા મોટા ડુંગરોમાં ગયા ત્યાં ડુંગરો અલગ થયા. દરિયામાં ગયા, દરિયા મેઘાને તેડાવ્યા. માલુણ (પાદર)ના દેવોમાં ગયા ત્યાં દેવો એકએકલા બેસી રહ્યા છે. ત્યાર બાદ પાવાની માતાએ ગયા ત્યાં લૂલા લંગડા ઘોડા મળ્યા. આટલી બધી જગ્યાએ ગયા ત્યારે વીજળી મેઘ આવ્યા. ધરતીમાતા તે પાણીથી નાંવણ કરવા લાગી તેમ દર્શાવવામાં આવ્યું છે.

**ગાયણુ ૧૦:** ઈંદપૂજામાં જવારા વાવેલા હોય ત્યારે આ જવારાને એક અલગ ઝૂંપડામાં (અખાડા)માં રાખવામાં આવે છે. આ જગ્યા ઉપર બડવો આ ગાયણું ગાય છે. ગાયણામાં જવારાનું વર્ણન કરે છે. કુંવારિયોની માનતા જવારા વાવીને ઉજવણી કરવાની હોય ત્યારે ઘરની બહાર એક નાનું છાપરું અલગથી બનાવવામાં આવે છે. જવારા વાવેલી છાબલિયો આ છાપરા (અખાડા)માં રાખવામાં આવે છે. આ જગ્યા ઉપર બડવો જે ગાયણું ગાઈ તેનું વર્ણન અહીંયાં કરવામાં આવ્યુ છે.

નાયખો ઓલા કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
નાયખો ઓલો છાબલિયે મહિના બાળા કેવો રૂડો એ...
જુવો ઓલો કુંવારિયો ઈંદેન દેવ કેવો રૂડા એ...
નાખો બાબા બાળ નવ છાબલિયા વયરાન દેવ કેવો રૂડો એ...
દોયડા દેવ નોકરને ચાકર દેવ કેવા રૂડા એ...
જડ્યો નવ છાબલિયે વયળા ન દેવ હુંદરવાળાં એ...
હોયલા બાબા કરોળિયા ઈંદેન દેવ કેવા રૂડા એ...
બોલ્યા ઓલા બાળ એમા દેવ કેવો રૂડા એ...
જડ્યો ઓલા બાળ એમા દેવ કેવો રૂડા એ...
દેવું આયવા જુવારી માનતા દેવ કેવો રૂડો એ
લીધાં ઓલી કુંવાર કુંવારણ બાળદેવ કેવો રૂડો એ...
ઉતર ઓલી કુંવાળખો રાણી ન દેવ કેવો રૂડો એ...
હોયલા ઓલા જવારિયા ઈંદને દેવ કેવો રૂડો એ...
નાંખો ઓલા ડાબા જમણી મેળા દેવ કેવો રૂડો એ...
દેવુંના આયવા ઘરેણી મહિના દેવ કેવા રૂડો એ...
નાયખા ઓલા નવ છાબલિયે મહિના દેવ કેવો રૂડો એ...
નાનલા હોયલા કુંવારિયા ઈંદેન બાળ કેવો રૂડો એ...
નાનલા બાળ નવ છાબલિયે મોનો દેવ કેવો રૂડો એ...
ડોહરા હોયલા કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
દોરા અરમાન કુંવારી કંજુમ દેવુનાં કેવાં વાલાં એ...

નોનલાં બાળા કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
નોનલાં ઈંદ કુંવારી કરજો બાળા કેવા ઓલાં એ...
નોનલાં બાળાં કુંવારી ધરતીમ દેવ કેવા વાલાં એ...
ડાબા જમણે મેળા કયરા દેવ કેવા વાલાં એ...
ડાબા જમણે કુંવારા ઈંદેન દેવ કેવો રૂડો એ...
બાળા ઓલા કુંવારિયા ઈંદેન દેવ કેવાં વાલાં એ...
નોનલાં બાળાં કુંવારિયા ઈંદેન દેવ કેવાં વાલાં એ...
ઝોંપે દરવા ધૂળાને માનોન દેવ કેવાં વાલાં એ...
નાયલા ઓલા નવ ગોરાંટી માડી દેવ કેવો રૂડો એ...
નોનાં બાળા નવ ભાટીએ ઉત્તરાન દેવ કેવો રૂડો એ...
ઊતર્યા બાળા નવ ભાટી ભીંડા દેવ કેવો રૂડો એ...
ઓલા ઈંદે કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
નોનલાં બાળ કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
બાળા અરમાન ધરતીરે કંજુ દેવ કેવો રૂડો એ...
નોનલાં ઓલા નવ કળજુગના દીવા ન દેવ કેવો રૂડો એ...
નોનલાં ઈંદ પડ પોણગોં કયરાં ન દેવ કેવો રૂડો એ...
બોલ્યા ઓલા કુંવારિયા ઈંદેન દેવન કેવો રૂડો એ...
નાનલાં બાળ કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
ડાબા જમણે મેળોને કયરો દેવ કેવો રૂડો એ...
આયવા ઓલા રાતી રાણીનો ટેમેણ દેવ કેવો રૂડો એ...
બોયલા ઓલા હાથુમેં ઘડિયાર દેવ કેવો રૂડો એ...
વાયગા ઓલા હાત ટકોરા વાયગા ન દેવ કેવો રૂડો એ...
આયવા ઓલા ઈંઢોની કટન દેવ કેવો રૂડો એ...
નાયખા ઓલા કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
બોયલા મારા કુંવારિયા ઈંદેન દેવ કેવો રૂડો એ...
ઓલા ઈંડા જોણ કે ઊતર દેવ કેવો રૂડો એ...
ઊતર ઓલા પોતાની માનો નીં દેવ કેવો રૂડો એ...

ભાવાર્થ : બાળકની કુંવારિયોની માનતા લીધી હતી. ઈંદદેવ, કરોળિયાઈંદ, જુવારિયાઈંદ, નવ છાબલિયોમાં કુંવારી ધરતીની માટીભરી જવારા ઉગાડીશું. નાના બાળકની કુંવારિયો કરીશું. ડાબા જમણી મેળા કરીશું, ઝાંપે-દરવાજે ધૂળાને માનીયા, નવી ગોરાળુ માટી, નાના બાળક માટે નવ ભાટીઓ (નાની માટલીઓ) મંગાવી, નવ ખાખરાનાં જમણાં પાંદડા મૂકી, તેમાં બાળાદેવ ઉતારી, નવ દીવા કળજૂગના કરી ઈંદરાજાનું પાણગું કરીશું. મધ્યરાત્રીના સમયે 'બડવો' બાબા ઈંદનું આગમન કરે છે.

**ગાયણુ ૧૧ :** લખારા ચિત્ર લખતા હોય તે સમયે બડવો આ ગાયણું ગાય છે. આ ગાયણામાં ઉત્સવના નોંતરાં તૈયાર કરે ત્યારથી લઈ આખા ઉત્સવનું વર્ણન બડવો ગાય છે.

હે..પિઠુ રાણા,તારાં નોતરા ર્ક્યાં
મારા નોતરા આલિયા, પિઠુ રાણા.
ગાજા-વાજો તીયાર કીધા, પિઠુ રાણા
રાણા તુર પિઠુ રાણા.
હે..મામાભાણેજ ગાદીઓ કીધી
એ..મામાભાણેજની ગાદી
રાણા તુર પિઠુ રાણા
ડાળને ડેરે વાળી ન
સીમને છેડે વાળી ન
રાણા તુર પિઠુ રાણા
તું ગામુ ને વાળીન
એ..છિનાળા ના બાળ ન
રાણા તુર પિઠુ રાણા,
તુ ઉકડા મેં વસ્યો
તું રાણા પિઠુ રાણા
એ..ભાણેજની ગાદીઓ

એ..મામાભાણેજની ગાદીઓ
રાણા તુર પિઠુ રાણા
અહ લીધે તારી ગાધ્યું ન
પિઠુ રાણાની ગાધ્યું ન
ફીટે ઊભો છે.
રાણા તુર પિઠુ રાણા.
અર તને પેણાવું પટાવું એ,
એ....પેણાવું પટાવું
રાણા તુર પિઠુ રાણા
મારા પેણાવે પટાવે આવે રે
તારા ખોળા ઉડાડું એ
હુરૂ જોડે ગુમે ઓળો જાય રે,
રાણા તુર પિઠુ રાણા
એંકે ખોળા પાછો વાળું
એ...માળવાને ખોળો છે,
રાણા તુર પિઠુ રાણા
એંકે ખોળો હોયલો..એ,
રાણા તુર પિઠુ રાણા
લાવી જોગી હોયલો
એને ભુરિયા જોગીનો વેહ..એ
રાણા તુર પિઠુ રાણા
એ...કુકડીનાં ખડાં વાળિયાં
રાણા તુર પિઠુ રાણા
એ..મારા બોકડાનાં કુળિયાં
બોકડાનાં કુળિયા વાળિયાં,
રાણા તુર પિઠુ રાણા
એ..કાળી કાદવીન વાળેન
એ..લેદી મારા વાળેન રે,

રાણા તુર પિઠુ રાણા
એ..વખાર ઊભો-ઊભો હું
વખાર ઉપર ઊભો રે,
રાણા તુર પિઠુરાણા,
એ...તારી પાઢે ઢાળિયો
તારી માટે ઢાળિયો રે
રાણા તુર પિઠુરાણા.
એ..પિઠુરાણો હોયલો
પિઠુરાણો હોયલો રે
એ..તાર વાના મીલે
જેઠી વાના મીલ્યા રે.
એ..જેઠી વાનનાં હોયલા
એ..કોને નોતરાં દીધાં રે
રાણા તુર પિઠુ રાણા
એ....બારે કુંડી દેવળાય રે
રાણા તુર પિઠુ રાણા
એ..સુકાયલી દેવળાય
સુકાયલી દેવળાય રે
રાણા તુર પિઠુ રાણા
એ..વેરી ભૂલી જેલો
સાઠી-સોડી જેલો રે
રાણા તુર પિઠુ રાણા
એ...માલખા ગાયોન હોયલા
રાણા તુર પિઠુ રાણા
એ..મારી વાળેન હોયલી
એ..કાકા કટમની કચેરી રે
રાણા તુર પિઠુ રાણા
એ..લખારી પુઠોરી રે

લખારી એ પુઠોરી રે
રાણા તુર પિઠુ રાણા
એ..આજ તારો લખારો
લખારી-જુખારી હોયલી રે.
રાણા તુર પિઠુ રાણા.

ભાવાર્થ : બડવો પિઠોરાદેવને કહે છે, તારા નામનાં નોંતરાં ઢોલીવાજાં તૈયાર કર્યાં છે. મામા ભાણેજની ગાદીઓ તૈયાર કરી છે. ડાળની ડીરીએ, ગામ સીમને છેડે ફરી તું ઉકરડામાં વસ્યો. તારી ગાદી સ્થાપી લગ્ન કરાવી, ખોળો ભરાવી, ભૂરિયા જોગીનો વેશ આપું. કારણ કે તું મરઘાં, બકરાંનાં ખરાં વાળ્યાં, અનાજની વખારો વાળિયો. જેઠ મહિનાનો સમય છે. કોને કોને નોંતરાં આપીએ. બારે ખૂણે દેવો છે. માલખા ગાયો, વાળેન, કાકા કુટુંબની કચેરીમાં લખારી પૂઠોરી હતી. આજે તારો લખારો લખારી જુખારી છે પિઠોરારાણા.

**ગાયણુ ૧૨ :** પિઠોરાદેવની પૂજામાં બડવો અલગ અલગ વેશ ધારણ કરે છે. જે વેશ ભજવવાનું પૂરું થાય પછી બડવો ફરી ગાયણુ ગાવાનું શરૂ કરે છે. તે સમયે આ ગાયણું ગાઈ છે.

એ કણજીની ઝોઈ જગન્ન ડેરા કેવો રૂડો એ
એ ઘોડો રાણી જવાણયો જીવડોને
એ મારેની મેળુ ભઈ મારે ની મેળ હો
ઘોડો રાણી ઘોડોની વાળેન લીધા, કેવો રૂડોં એ
ઢીંચણ મારા બોલીને જગન્ન ડેરા, કેવાં રૂડાં એ
નેંદરમાળી બોલીને જાગુન
એ મારેની મેળુ ભઈ મારે ની મેળહો
યૌવન બાળો ઘોડાજી દોડ્યાને, ડેરા કેવાં રૂડાં એ
દરજી માડી ઘોડે ઘરજોને

એ મારેની મેળુ ભઈ મારેની મેળહો
ધના ધારણ ધરૂને ધારણ ડેરા, કેવાં રૂડાં એ
યૌવનમાં બાવા રે ઘોડીને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
એ ઘોડો રાણી ઘોડોનો વરજોને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
ઘોડો રાણી ઝોટુના ધરન ડેરા, કેવાં રૂડાં એ
દેવરજી ભોચુરા ભરજોને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
દેવરજી ગાડા રે બારુન ડેરા, કેવાં રૂડાએ
યૌવનમાં ઝીલા રે વાળુન
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
યૌવનમાં ઝીલાવાળો મામો
મામેર લેવા ઝીહોહી જજોને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
ઘોડો રાણી ન ઝોટુંલા દરજો લીધા, કેવાં રૂડાં એ
એ ઘોડો વાળિયા લખજોને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
વાઘો વાઘો ઉભા થીજો રૂડા ડેરા, કેવો રૂડો રે
યૌવન મારો આબળિયા બરમુને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
યૌવન માળી હુંડાને ઝોરુ લીધા, કેવાં રૂડાં એ
નેંદર મારા બોલીને જોને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
યૌવન મારા ઝોટુ ને ઝરાન ડેરા, કેવાં રૂડાં એ
દેવરજી ઝાંલુકા મારજોને
એ મારે ની મેળુ ન ભઈ મારેની મેળહો એ
ઇંદીરાજ બોલી રે જગની લીધાં, કેવાં રૂડાં એ

નેળાઈમાં મોટેસી બોલુને
એ મારે ની મેળુ ભઈ મારેની મેળહો એ
સીમન છેડા બાંધીને ઝઝુન ડેરા, કેવાં રૂડાં એ
હીમરાણી ઘેરીને રોળોને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
ઘોડો ઝામની હાકી રે જહોન ડેરા, કેવાં રૂડાં એ
એ ઘોડો વાળીહો જોહુને
એ મારે ની મેળુ ન ભઇ મારેની મેળહો એ
યૌવન બાળો ભાથીજી દાદા ન લીધા ડેરા, કેવાં રૂડાં એ
નેંદરમાં સોનાની ઝુવડીને
એ મારે ની મેળુ ન ભઇ મારેની મેળહો એ
નેદરમાળી ઇંદુજી મેળુ ન ડેરા, કેવાં રૂડાં એ
નળઇ જાજી ભુલીગું જગુને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
ઇયર જોગડી આવી રે બાળુ ન ડેરા, કેવાં રૂડાં એ
મોદન મારો ઢોડું હાકું હારેને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
યૌવનબોળો કોણબાજી ગૌવારન કેવાં, રૂડાં ડેરા એ
નદેરમાં ઢોરાની ગોરાને
એ મારે ની મેળુ ન ભઇ મારેની મેળહો એ
જોહુળજાજી ઘેરીને ઝોઝુંન લીધા કેવાં, રૂડાં એ
નેવર માહા ભોળુલા ભરજોને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
એ ઘોડો રાણી ઘોડોની ગોરાન ડેરા કેવા, રૂડાં એ
ઘોડોરાણી ઝોટુલા ધરજોને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
માતા માળી ઘેરીને રોળેને ડેરાં કેવાં, રૂડાં એ
ઇયરમાં ગાયત્રી માતાને

એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
યૌવન બાળો અંબાજીમાતાને ડેરા, કેવાં રૂડાં એ
નેંદરમા ગંગાજી માતાને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
ઘોડો રાણી ન ઘોડોની વાળેન ડેરા, કેવાં રૂડાં એ
નેદરમાં ગણેહ ઘોડોને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
દેવરમાં ઝાલુકાં મારુન ડેરા, કેવાં રૂડાં એ
નેંદરમાં ઝોટુલા દરજોને
એ મારે ની મેળુ ન ભઇ મારેની મેળહો એ
યૌવન બાળા મોડારી માતા ન ડેરા કેવાં રૂડાં એ
નેંદરમાં ઝામોડી ઝમડીને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
યૌવન બાળો વાવા રે ઘોડી ન ડેરા રૂડાં કેવાં એ
મોદરમાં માહી રે ધાલીને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
વાવાનમાં જુનારે ઘોડી ન ડેરા રૂડાં કેવાં એ
નેંદરમાંહી ઉદાને વાજુમને
એ મારે ની મેળુ ન ભઇ મારેની મેળહો એ

ભાવાર્થ : બાબા પિઠોરા દેવનાં ચિત્રો દિવાલ ઉપર લખાઈ ગયા પછી બડવો તેની વિધિ પ્રમાણે એક એક 'રાહ'(ગાયણાનો ભાગ) તેના સાથીદારોને લઈ ઢાક વગાડતા જઈને ગાતા હોય છે. તેમાં બડવો જેતે દેવો, પૂર્વજનાં નામ, જન્મ, બાળપણ, યુવાન, લગ્ન અને તેઓએ કરેલાં કાર્યોના ગુણગાન ગાય છે. તેની સાથે માતાના લાડકોડનાં કાર્યોને ગાયણામાં ગાય છે.

આ ગાયણામાં બડવો ભાથી ખત્રીનું આહ્‌વાન કરે છે. તેમાં કહે છે કે

કણજી વૃક્ષોની ગીચમાં ઘોડો રાણી (કાળી કોયલ) આખું જગત બનાવ્યું. અપરિણીત અવસ્થામાં તેને છીનાડું થાય છે. સગર્ભા બની તે બાળકને જન્મ આપે છે. બાળક ધીમે-ધીમે મોટો થાય છે. ઢીંચણ પગે ચાલતો ફરતો થાય છે. નિશાળે જતો થાય છે. ઇંદરાજા તેનો મામો બને છે. તેને ઘોડાની સવારીઓ કરવા કહે છે. સવારી કરી ઘોડો પવનરૂપે હંકારવા લાગે છે. ધરતીમાતા કહે તેનો ઘોડો ખૂબ જ ઝડપે જાય છે. તે યુવાન હોવાથી ઘોડો પવનરૂપે ફેરવે છે. એટલે તેને પકડજો. એમ ધરતી જણાવે છે. તેઓ ગાયને માતા અને નાગદાદાને ભગવાન માને છે. તેમના લગ્ન કરાવવામાં આવે છે. લગ્નમાં મંગળ ફેરા સમયે ગાયોને કોઈ હાંકી જાય છે. જેથી ગાયના ગોવાળો કણભીઓ તેમના નામનો પોકાર કરે છે. પોકાર સાંભળી અધૂરા મંગળ ફેરા મૂકી પવન વેગે ઘોડો દોડાવી ગાયોની મદદે દોડી જાય છે. ત્યાં ભાથીખત્રીનો મોગલો ઘેરો કરે છે અને ખૂબ મોટું યુદ્ધ થાય છે. ફેરામાં ઊભેલી કન્યા તેના દેવરજીને કહે છે. તમે ઘોડાની સવારી કરો ? શું જોઈ રહ્યા છો. એટલામાં મોટી-મોટી ચિસો પડે છે. નાસી-ભાગી છૂટેલા ગોવાળિયા દોડીને આવે છે અને ભાથીખત્રીનું માથું મોંગલોએ ધડથી અલગ કર્યું એ વાત જણાવે છે. આ સમયે નાગદાદા તેની વારે ચઢી માથાને ફેણનો છાંયો આપીને રક્ષણ કરે છે. નાસી છૂટેલી ગાયોને કણભી ગોવાળો પાછી વાળી લાવે છે. ઘણા દિવસોથી ભૂખી તરસી હોય છે. ત્યાં જ કૂવા ખોદાય છે, ગંગા અને નર્મદામાતા તેમાં પાણી ભરી ગાયોની તરસ ભાંગે છે. સીમતાતા અને ધરતીમાતા તેમને ખાવાનું આપે છે. ત્યાર બાદ બડવો કહે છે, ગામે ગામ, સીમે સીમ તારા મંદિરો (ડેરા) બંધાશે. કણભીઓનાં પશુઓની વારે તું જરૂર આવીશ. તારા સાથી નાગદેવતા એરૂ-ઝેરૂ (સાપ-સાપણ)કોઈને ડંખ મારશે તો તારા નામનો પોકાર થશે. તેનાં ઝેર તું ઉતારીશ. ગામે ગામ તારા નામના મેળાઓ ભરાશે. તારા ગુણગાન ગવાશે. ખોડલમાતા, અંબામાતા, કાળકામાતા તારી સાથે રહશે. તું સર્વે લોકોમાં પૂજનીય બનીશ. એવા તેને વચનો મળે છે.

**ગાયણુ ૧૩ :** આંગણામાં ઇંદપૂંજા વહેલી સવારે ચાર પાંચ વાગ્યાના સમયે થતી હોય છે. આ સમયે બડવો આ ગાયણું ગાતો હોય છે.

હળવે હળવે ઉગતા હુરજને હે
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
હવે ચાયલા દેવના નામુ ન બાળા કેવા રૂડાં એ
દેવે દેવે કાનુડા મોંડોને રે
એ મારે ની મેળુ ન ભઇ મારેની મેળહો એ
હવે માગે દહીને દારૂ બાળા કેવા રૂડાં એ
હીરા લોંગેણ સેડુલા ગુંજોને રે
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
હવે લીધા રેશમી ગુંજોન બાળા કેવા રૂડાં એ
લીઘા એશે ગંગુના લોઢાને રે
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
ઘડી લીધા હાગેણના પાલ્લાને ડેરા કેવા રૂડાં એ
હીરા લોંગેણ હાગેણના પાલ્લા તે
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
હવે લીલા નાવેલા જોવા બાળા કેવા રૂડાં એ
લીઘા હવે રેશમી ગુંજોને
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
દેહે દેડું લોંગેણું જુવે બાળા કેવા રૂડાં એ
વૈડા રળિયા દેવુના મોમાને રે
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ
રંગે વયડાં દેવુના મોંમોને બાળા કેવા રૂડાં એ
દેવુ દેવુ ગુંજારી હુવોને રે
એ મારે ની મેળુ ભઇ મારેની મેળહો એ

ભાવાર્થ : વહેલી સવારે ઉગતા સૂર્યની સાથે બાબા ઈંદને વિનંતી કરે છે કે તમને દહીં, દારૂ, તેમજ અન્ય વાનગીઓ અર્પણ કરે. ત્યાર બાદ માનતા

લીધેલ બાળકને નવડાવીને નવા કપડા પહેરાવી તૈયાર કરી સાગના પાટલે બેસાડી વિધિ કરી માનતા છુટે તેનું વર્ણન આ ગાયણાંમાં કર્યું છે.

## – ગીતો –

પિઠોરા ઉત્સવના દિવસે ગામ ફળિયા કુટુંબનાં દરેક ભાઈ બહેનો જરૂરી કામ કાજમાં જોડાતાં હોય છે. લખારા ચિત્રો દોરવાનું કામ કરે, ગામ ફળિયાના પુરુષો આંગણામાં ઇંદની પૂજા વિધિ કરવાની હોય ત્યાં સાફસફાઈ કરવાનું કામ કરે, સ્ત્રીઓ રસોઈના કામકાજમાં જોડાય. સગાંવ્હાલાં અને ગામની વ્યક્તિઓ જમી રહે તેટલાં દોઢ બે મણનાં અડદનાં વડાં બનાવે છે. વડાં બનાવવાના માટે ભેગી થયેલી સ્ત્રીઓ એક જગ્યાએ દાળ પીસવાનું અને વડાં તૈયાર કરવાનું કામ કરે છે. કામની સાથે વિધિને અનુરૂપ બહેનો ગીતો ગાતી હોય છે. ડાળો લેવા જાય ત્યારે લખારા ચિત્રો લખતા હોય ત્યારે પિઠોરાની પૂજાવિધિ સમયે ઇંદની પૂજાવિધિ સમયે ગીતો ગાય છે.

લીલી વાસેણ તારી વાંસળી રે
હરગું મેં નાયખો તીર મેંદી જુરે
એવો સકલોભાઈ વામતો રે
હરગું મે નાયખો તીર મેંદી જુરે
એવા ચીંગરાભાઈ ઉસીલા રે
હરગું મે નાયખો તીર મેંદી જુરે
એવા રમતીમાળી ઉસીલા રે
હરગું મે નાયખો તીર મેંદી જુરે

ભાવાર્થ : દાળ પીસતી વખતે આ ગીત ગાવામાં આવે છે. ગીતમાં ઘરધણી અને તેની પત્નિને કહે છે કે તમે માનતા ખૂબ કઠિન લીધી હતી

જે છૂટવાનું (માનતા પૂર્ણ કરવાનું) પણ ખૂબ કઠિન હોય છે. જેમ વાંસનો છોડ રોપવો, તેને મોટો કરવો, ઉછેર કરવો, મોટો વાંસ થાય ત્યારે તેમાંથી વાંસળી અને તીર કમાન બને છે. તે વાંસળીના સૂર સ્વર્ગમાં સંભળાવવા, તીર સ્વર્ગમાં પહોંચાડવાનું જેટલું કઠિન છે તેટલું જ કઠિન આ બાધા માનતા પૂરી કરવાનું પણ હોય છે. જેની આજે ખૂબ જ આનંદ ઉલ્લાસથી ઉજવણી કરીએ છીએ.

એ બડવો ઝઝલો ઓજગીલો
બીજો બડવો તેડો રે....
એ ગોયણી ઝઝલો ઓજગીલો
બીજો ગોયણી તેડો રે...
એ લોંગણિયા ઝઝલા ઓજગીલા
બીજા લોંગણિયા તેડાવો રે...
એ લખારા ઝઝલા ઓજગીલા
બીજા લખારા તેડો રે ...

ભાવાર્થ : આ ગીત પિઠોરાની પૂજા વિધિ સમયે બડવો અને લોંગણિયા (લૂંડા)ને અનુસરીને ગાવામાં આવ્યું છે. એટલે કે બડવા અને લોંગણિયાની ઠઠ્ઠા મશ્કરી કરતું ગીત છે. બડવાને કહે છે તું કંઈ વિધિ બરાબર કરતો નથી. હરામી છે એટલે બીજા બડવાને અમે તેડાવીએ આમ કહે છે. સાથે ચાર લોંગણિયા બે કુંવારા છોકરા અને બે કુંવારી છોકરીઓ કામ કરવા આપ્યાં તે પણ હરામી છે. એવી ઠઠ્ઠા મશ્કરી આ ગીતમાં કરવામાં આવી છે.

ઈંદીરાજ પૉરનો નમલાય તેલોં
ઈંદીરાજ ચોથો મંડાયો રે...(૨)
કુંવરી રૉણી પૉરનોં નમલાય તેલોં...
કુંવરી રૉણી ચૉથે મંડાયો ર...(૨)

ભાવાર્થ : આંગણામાં ઇંદ પૂજા સમયે બાબા ઇંદરાજને બહેનો ગીત દ્વારા કહે છે તમે ગયા વર્ષના રિસાતા હતા. કેમ કુંવરીરાણી પર રિસાયેલા હતા. આજે તમારો પાઠ પૂર્યો છે. તમને પાઠ ઉપર બેસાડ્યા છે હવે તમે રિસાસો નહિ.

કોળીયાની તાંતે ઊતર્યો ભોળો ઇંદીરાજો (૨)
ઘોર ઘણી ઉતાર્યો ને ઉતર્યો ભોળો ઇંદીરાજો (૨)
બડવો ઉતાર્યોને ઉતર્યો ભોળો ઇંદીરાજો (૨)
ગોયણી ઉતાર્યોને ઉતર્યો ભોળો ઇંદીરાજો (૨)

ભાવાર્થ : પિઠોરાદેવની પૂજાવિધિ સમયે બહેનો બાબા પિઠોરાદેવને સંબોધીને આ ગીત ગવાયું છે. કહે છે, હે દેવ તમે કેવી રીતે આવ્યા છો. દેવ કહે સ્વર્ગમાંથી કરોળિયાના તાંતણે ઉતર્યો છું. ઘર માલિક, બડવો અને તેના સાથીઓએ ગાયણું ગાઈને મને અહીંયાં બોલાવ્યો છે.

હરગું મેંથી ઉતયરો ઇંદીરાજ શું ઑરી લાયવો (૨)
કુકળલાની બોકળલાની કાવેળો રે લાયવો (૨)
કુંવરીરૉણી પૂછે રે ઇંદીરાજ શું ઑરી લાયવો (૨)
ઢેબરલાની ખિચળલાની સાયબો રે લાયવો (૨)

ભાવાર્થ : ઇંદપૂંજા સમયે ગવાતા આ ગીતમાં ઇંદરાજને બહેનો કહે છે આજના ઉત્સવમાં તમે સ્વર્ગમાંથી આવો છો. તો તમે શું સાથે લાવ્યાં. મરઘાં બકરાંનાં ટોળાં લઈ આવ્યા ! રાણીને પૂછે છે તમે શું લાવ્યાં ? અડદનાં વડાં, મકાઈનું ભેડકું લઈને આવ્યાં એવું વર્ણન આ ગીતમાં કરવામાં આવ્યું છે.

લેંબોય નોતરે બડવો અખાડો નોતરે (૨)
ગોયણી નોતરે બડવો અખાડો નોતરે (૨)

ગોયણી નોતરે બડવો લોંગણિયા નોતરે (૨)
બળવો નોતરે બડવા લખારા નોતરે (૨)
ઘોરો મેં નોતરે બડવા અખાડા નોતરે (૨)

ભાવાર્થ : આ ગીત પ્રસંગમાં મુખ્ય કાર્ય કરતી વ્યક્તિઓ અને પૂજા વિધિમાં ઉપયોગી વસ્તુઓને અનુસરીને ગાવામાં આવ્યું છે. વિધિમાં બળવો શું શું કરે છે, લીંબું જેવી વસ્તુઓનો ઉપયોગ કરે છે. બડવાને ગાયણાં ગાવામાં સહાયક થતી વ્યક્તિઓ, કુંવારાં છોકરા છોકરીઓ, ચિત્ર દોરનાર લખારા આ દરેકનાં નામ લઈને ગીત ગાવામાં આવ્યું છે.

ઝેણી ઝેણી ટાટિયો વણાવો છીતિયા
મેળો મંડાયો ભરપૂર
ઝેણી ઝેણી ટાટિયો વણાવો છીતિયા
મેળો મંડાયો ભરપૂર...

ભાવાર્થ : અડદનાં વડા બનાવતી વખતે બહેનો ઘરધણીને સંબોધીને આ ગીત ગાય છે. ગીતમાં ઘર ધણીને કહે છે કે લીલાવાંસના ખપેડા બનાવો. તેના ઉપર અડદનાં વડા સૂકવવાના છે. ખૂબ મોટો મેળો ભરાવાનો હોવાથી આવનાર દરેકને વડા જમાડવાના છે.

એવી એવી માનતા સીયો બડવો લીધી (૨)
જોડ જોડ બોકડાને જોડ જોડ કૂકડાં
એવી માનતા સીયો બડવો લીધી (૨)
જોડ જોડ નાળિયર ને જોડ-જોડ લીંબું
એવી માનતા સીયો બડવો લીધી (૨)
જોડ-જોડ કટવોંને જોડ-જોડ દીવેલિયા
એવી માનતા સીયો બડવો લીધી (૨)

ભાવાર્થ : ગીતમાં બહેનો બડવાને કહે છે તું કેવો બડવો છે ? મરઘાં, બકરાં, નાળિયેર, લીંબુ, માટીના કટવા બધુ જ બબ્બે મંગાવે છે. કેવું કામ તું કરે છે ?

ઈલુડી માલ્યાં મેં પીલુડી માલ્યામેં,
આવી ઉતર્યો ઇંદીરાજ,
બડવાને નોતરતે ગોયણીને નોતરતે
આવી ઉતર્યો ઇંદીરાજ
નારિયોળ ને લાવતે લીંબુંને લાવતે
આવી ઉતર્યો ઇંદીરાજ

ભાવાર્થ : ઇંદીરાજનો પાઠ પૂજતી વેળાએ આ ગીત ગાવામાં આવે છે. દેવ ઇંદીરાજને કહે છે રંગ બેરંગી નવાં માટલાં ગોઠવતાં જ, કઠવા, લીંબું મૂકી અને દીવા પ્રગટાવતાં જ બડવો અને ગાયણી તમારા નોંતરામાં ગીતો ગાતાં જ તમે આવી ગયા છો એવું વર્ણન આ ગીતમાં કરવામાં આવ્યું છે.

ચોખાની ચૂરીયે બેસો મારા ઇંદી ભીંતે દિવેલિયા
ઝગમગે...(૨)
ચોખાની ચૂરીયે બેસો મારા ઇંદી ભીંતે દિવેલિયા
ઝગમગે...(૨)

ભાવાર્થ : ઇંદીરાજનો પાઠ પૂરવામાં આવે ત્યારે બહેનો આ ગીત ગાય છે. ડાંગર/ચોખાની ઢગલીઓ કરી માટીના કઠવા ગોઠવી તેના ઉપર દીવા સળગાવવામાં આવે છે. ખૂબ જ સરસ રીતે પાઠ પુરવામાં આવે છે. જાણે ચોખાની ચોરી તૈયાર કરી હોય તેના ઉપર ઇંદીરાજ બેઠા છે એવું વર્ણન આ ગીતમાં કરવામાં આવ્યું છે.

ઇંદીરાજ ઇંદીરાજ કેયસે ઇંદીરાજ નોંનેડા રે...(૨)
ઇંદીરાજ ઉકેળા મેં નીમયજો ઇંદીરાજ નોંનેડા રે...(૨)
કુંવરીરાણી કુંવરીરાણી કેયસે કુંવરીરાણી નોંનેડા રે...(૨)

ભાવાર્થ : આ ગીતમાં બહેનો ઇંદરાજને કહે છે, નાના બાળકની જેમ તમે ઉકરડામાં સંતાયેલા એટલે તમે નાના કહેવાય. કાળીકોયલ ઈંદરાજની સૌથી નાની બહેન એટલે તેને બધાની નાની કહે છે.

રાતી રે રાતી ચણોખડી રે.
રાતા રે રાતા કઇ માડીના લુગડાં ઝબુકે
વાયડે ઉડી જેલા રે...(૨)
રાતા રે રાતા રમતી માડીના લુગડાં ઝબુકે
વાયરે ઉડી જેલાં રે...(૨)
ધોરા રે ધોરાં કયા બાપુનાં લુગડાં ઝબુકે
વાયરે ઉડી જેલાં રે...(૨)
ધોરા રે ધોરાં ચીંગરાં બાપુનાં ધોતિયાં ઝબુકે
વાયરે ઉડી જેલાં...(૨)

ભાવાર્થ : આ ગીત ઘરધણી અને તેની પત્નીને સંબોધીને ગાવામાં આવે છે. ઉજવણીમાં પૂજાવિધિ સમયે લાલ ચણોઠી જેવા ચળકતા કપડાં માતાએ અને સફેદ ચળકતા કપડાં બાપુએ પહેર્યા છે.

હાસુ પાસુ કોઈ કરેલા ઇંદીરાજ,
ઇંદીના બડવા ઘણાં હોંસીલા (૨)
ઇંદીના ગોયણી ઘણાં હોંસીલા ઇંદીરાજ...
ઇંદીનો ઘરધણી ઘણો હોંસીલો ઇંદીરાજ...

ભાવાર્થ : બાબા ઇંદરાજને બહેનો ગીતમાં જણાવે છે, બડવો, ગોયણી

અને ઘરધણી ખૂબ જ આનંદ ઉલ્લાસથી કાળજીપૂર્વક સાચી રીતે તમારો પાઠ પૂરી માનતા પૂર્ણ કરે છે.

ઊભા રીજો રે ઈંદી ઉભા રીજો (૨)
વાવડીને ટોડીલે ઊભા રીજો...
ઊભા રીજો રે ઈંદી ઊભા રીજો (૨)
વીરાને આંગણે ઉભા રીજો...

ભાવાર્થ : કણભા કરમનાં વૃક્ષોની ડાળો, શેરડી લાવી ઘરના ઝાંપા આગળ આંગણામાં રોપી ઈંદપૂજા થાય છે તેનું વર્ણન આ ગીતમાં કરવામાં આવ્યું છે.

એવો બડવો ઠેકીદાર અડધી રાતે ડાળો કપાવે રે (૨)
એવો બડવો ઠેકીદાર હમણે ડાળો વધાવે રે (૨)
એવો બડવો ઠેકીદાર અડધી રાતે ડાળો કપાવે રે...

ભાવાર્થ : ડાળો લેવા જાય તે સમયે આ ગીત ગાવામાં આવે છે. ગીતમાં બહેનો બડવાનો કહે છે તું કેમ આટલો બધો રૉપ બતાવે છે. ડાળો સાંજના સમયે કાપવાની જગ્યાએ અડધી રાત્રે કાપી વધાવે છે. સમય મુજબ વિધિ નથી કરતા એવી મજાક આ ગીતમાં કરે છે.

કઈ કરમની ડાળ કઈ કળુલાની ડાળ
કઈ બારિયુ રાજ રજે ઉળે...(૨)
ઈંદીરાજ થાળીમેં ચોખલિયો દેવ
ઈંદીરાજ પઈણેલા કે કુંવારા
કુંવરી રાણી પૂછે નોનેડોં કે કુંવારા
કઇ કરમની ડાળ કઇ કળુલાની
કંઇ બારિયુ રાજ રજે ઉળે.

ભાવાર્થ : આ ગીત ઈંદરાજને સંબોધીને ગાવામાં આવ્યું છે. ઈંદરાજને કહે છે થાળીમાં ચોખા શુકન રૂપે મૂક્યા છે, તમે પરણેલા છે કે કુંવારા. કુંવરીરાણી પૂછે છે, તમે નાનાં અને કુંવારા છો. આવી વાત આ ગીતમાં કરી છે.

માટલિયે રે પાટલીયે રે ઝગદીવા બળે...(૨)
માટલિયોની લાગી રે ઝમકાઝોર
આજે મારે ઇંદીરાજ પરણે...(૨)
માટલિયોની લાગી રે ઝમકાઝોર...(૨)
આજે મારે ઇંદીરાજ પરણે.

ભાવાર્થ : બાબા ઇંદરાજનો પાટ પુરાયો હોય ત્યાં માટલાં પણ ગોઠવે છે. તેના પર દીવા સળગાવવામાં આવે છે. દીવાને અંજવાળે રોશનીથી માટલીઓ ઝગમગ થાય છે. તેથી એ સમયનું વાતાવરણ ખૂબ રળિયામણું લાગે છે. તેનું વર્ણન આ ગીતમાં કરવામાં આવ્યું છે.

પગમાં ડહુકડી બડવો ગુજારા મારે
ઘડિયે-ઘડિયે
કળાની દૂંદી બડવો ગુજારા મારે
ઘડિયે-ઘડિયે
ડોયલીમેં તાળી બળવો ગુજારા મારે
ઘડિયે-ઘડિયે.

ભાવાર્થ : પગમાં ઢાક છે. પાસે ડોયલીમાં તાડી (નીરો ) છે છતાંય બડવો વારા ઘડીયે ઊભો થઈને જાય છે અને ખાખરના પાનનો દૂંદો વાળી દારૂ પીવે છે. પિઠોરાદેવની પૂજાવિધિ સમયે આ ગીત ગાઈ છે.

ડાળો મેં રમી લીજો ડાળો ને વધાવી લીજો (૨)

માળી મેં રમી લીજો બાહમેં રમી લીજો (૨)
વીરા મેં રમી લીજો, કાકા મેં રમી લીજો (૨)

ભાવાર્થ : ઈંદપૂજા સમયે બાધા રાખેલ બાળકને સંબોધીને આ ગીત ગાવામાં આવે છે. ગીતમાં બહેનો કહે છે કુંવર/કુંવરી તારી બાધા/માનતા પૂરી કરવાનો આ પ્રસંગ છે. માતા-પિતા, ભાઈ, કાકા બધા સાથે રમી લેજો. ખૂબ આનંદથી તું કળા કરમની ડાળો સાથે રમી તેને વધાવજો. તેમની કૃપા સદાય તારા ઉપર રહે એટલા ભાવથી વધાવી લેજો.

તનસિંગ ભાયા બોકડલાની સારવાર રાખો
આવે સે ઈંદીરાજો, આવે લેરા...લેર...
તનસિંગ ભાયા કુકડલાની સારવાર રાખો
આવે સે ઈંદીરાજો, આવે લેરા...લેર...

ભાવાર્થ : બાધા રાખનાર વ્યક્તિને સંબોધીને આ ગીત ગાવામાં આવે છે. બાધા લેનાર વ્યક્તિને કહે છે તમે માનતાનાં બકરાં, મરઘાં તૈયાર રાખજો, ઈંદરાજ ખૂબ આનંદ પ્રમોદમાં આવે છે.

ચીંગરાભાઇ દારૂડાની સગવેળા રાખજો...(૨)
સરલાભાઇ દારૂડાની સગવેળો રાખજો...(૨)
ઈંદીરાજ લેરા લેતા આવે...(૨)
રમતી માળી તાળીની સગવેળા રાખજો...(૨)
ઝીંગલી કાકી તાળીની સગવેળા રાખજો...(૨)
કુંવરી રાણી લેરા લેતાં આવે...(૨)

ભાવાર્થ : ગીતમાં બહેનો ઘરધણીને કહે છે. આ પ્રસંગમાં આપણે ઘણાં બધા સગા સંબંધી અને દેવી-દેવતાઓને આમંત્રિત કર્યાં છે એટલે તમે દારૂની સગવડ રાખજો. ઈંદરાજ લેરા લેતા આવે છે. ઘરની સ્ત્રીને કહે છે

તમે તાડી (નીરો) ની સગવડ રાખજો. રાણી કોયલ આવશે ત્યારે તેને તાડી (નીરો) આપવું પડશે.

દનડો તે ઉગસે ને ચડસે
ઇંદીરાજાની ડાળો કરમાસે...
દનડો તે ઉગસે ને ચડસે
ઇંદીરાજાનો બડવો કરમાસે...
દનડો તે ઉગસે ને ચડસે
ઇંદીરાજાના નોંગણિયા કરમાસે...

ભાવાર્થ : બહેનો કહે છે ચંદ્ર બુડશે અને સૂર્ય ઉગશે, ધીમે ધીમે સૂર્ય ઉપર ચઢશે ત્યારે ડાળો કરમાવા લાગશે. બડવો કરમાશે, લોંગણિયા (લૂંડા) કરમાશે એટલે તમે સૂર્ય ઉગતાં પહેલાં ડાળોને નદી, કોતર કે તળાવના પાણીમાં વળાવી (પધરાવી) આવો.

સોનાની ડોયલી રુપા જેવી ભાટી રે (૨)
એવી એવી મૉનતા કીયે બળવે લીધી રે (૨)
બોકળે મોયના કુકેળે છુયટા રે (૨)
એવી એવી મૉનતા રોમસિંગ બળવે લીધી રે (૨)
ઢેબરલે મૉયના ખિચડલે છુયટા રે (૨)

ભાવાર્થ : બડવાને સંબોધીને આ ગીત ગાવામાં આવે છે. બહેનો કહે છે કયા બડવાએ આવી બાધા લીધી હતી કે સોનાની ડોયલી અને રૂપાની ભાટી મંગાવી માનતામાં બકરું માન્યો હતો અને મરઘાથી કામ પતાવે છે. બડવાનું નામ લઈને પછી કહે છે રામસિંગ બડવો આવું કેમ કરે છે. અડદનાં ઢેબરાં (વડાં) બનાવવાનાં હતાં અને ચોખાનો ખિચડો બનાવીને ચલાવી લેવાની વાત કરે છે. બડવા આવું નહિ ચાલે એવું વર્ણન ગીતમાં કરે છે.

કુંવરીરૉણી રે તમે પેઈણવા સુધઈરાં,
ભલી રીતે પેઈણજો...(૨)
ઈંદીરાજ રે તમે પેઈણવા સુધઈરાં,
ભલી રીતે પેઈણજો...(૨)

-

જંગલ મેનો કણબો જંગલમેં વસારી (૨)
જંગલ મેનો કુડો જંગલ મેં વસારી (૨)
વાડીમેંની શેલડી વાડી મેં વસારી(૨)

-

ઈંદીરાજાની ડાળો રોપાવજો રે,
ભોળો ઈંદીરાજો,
ઈંદીરાજાની ડાળો વધાવજો રે,
ભોળો ઈંદીરાજો,

-

થાળી મેં લીંબીઓ હાથમેં વધામણાં,
દેવોને પૂજવા સાયલાં રે...
થાળી મેં નારિયેલ હાથ મેં વધામણાં,
દેવોને પૂંજવા સાયલાં રે...

-

પીતેળ લોટો હીલે ચડ્યો,
અમો ડાળોનાં પાણી લેવાં ચાયલાં રે...(૨)

-

ઈયો બડવો શિયાળલો શિયાળલો,

બીજો બડવો લાવો (૨)
ઈયો લોંગેણ શિયાળલો શિયાળલો,
બીજો લોંગેણ લાવો...(૨)

-

કાચબાં મેં હળું બાંધ્યા (૨)
દરિયા મેં હળું જોડ્યા ઈંદીરાજા...

-

સાલી સાલી થાકી ગીયા કેટલે હોયલી
બાબા ઈંદની સાસરી
સાલી સાલી થાકી ગીયા
કોતડી મેં હોયલી બાબા ઈંદની સાસરી...

-

તમારી સાસરિયે ના જાશો, મોટાની ડાળે...
તમારો બડવો મેણલાં મારશે, મોટાની ડાળે....
તમારા કુંવારિયો મેણલાં મારશે, મોટાની ડાળે...
તમારા કુંવારિયો મેણલાં મારશે, મોટાની ડાળે...
ઓટીલે ચઢતે મેણલાં મારશે, મોટાની ડાળે...

-

ઉગમણે તો સાગેડો નેળસ્યો
તીનુ જાતેરો ઘડાવો રે...(૨)
ઉગમણે તો વાંસેળો નેળસ્યો
તીના ટોપીલા રે વણાવો રે...(૨)

-

ઈંદીરાણી પૂસે મનસા મેં જેલો ઈંદીરાજા
સૂરે લાયો ?
લાયેલો રે લાયો કૂકડી બોકડી...

**- પિઠોરા સંબંધિત નૃત્ય -**

રાઠવા આદિવાસી સમાજમાં દેવી-દેવતાઓનાં વિધિ વિધાન વિશિષ્ટ રીતે થતાં જોવા મળે છે. ધાર્મિક વિધિઓ બાધા-માનતા પૂર્ણ કરવા માટે વધારે થાય છે. જે ઘણી ખર્ચાળ પણ હોય છે. જેના માટે પૂર્વ આયોજન કરવું પડે છે. કુટુંબ તથા ગામલોકોનો સહકાર જરૂરી બને છે. સમાજના ધાર્મિક વિધિ વિધાનનાં જાણકાર એવાં 'બડવા', ભૂવા, ભગત પૂજા વિધિ કરે છે, 'બડવો'(ભૂવો) એ જ સારાં નરસાં પ્રસંગે વિધિ-વિધાન કરાવતો હોય છે. આદિવાસી રાઠવા જાતિમાં તેનું ખૂબ જ મહત્ત્વ અને માનમોભો હોય છે.

રાઠવા આદિવાસી સમાજમાં પિઠોરો, પેઢી બદલવી, ઈંદ, કુંવારિયો જેવી ધાર્મિક વિધિ ઉત્સવની જેમ ઉજવાય છે. કુટુંબ, ગામના અને સગાસંબંધીઓ ભેગાં મળી આવા ઉત્સવો ખૂબ ધામધૂમથી ઉજવે છે. સમાજમાં ઉજવણી કે ઉત્સવનો પ્રસંગ હોય એટલે ગાવાનું અને નાચવાનું તો હોય છે. એના વિના કોઈપણ ઉત્સવ અધૂરો લાગે છે. ઢોલ, માંદળ, શરણાઈ, વાંસળી, પીહી, પીહો અને થાળી વાગતી હોય. એવા સંગીતમય માહોલમાં પગ જમીન પર સ્થિર કેવી રીતે રહી શકે. બાળકો, યુવાનો, વૃદ્ધો, સ્ત્રી-પુરુષો સર્વે નૃત્ય કરવા લાગી જાય. થોડા એમાંયે નશો, પછી તો પૂછવું જ શું? આખી રાતને રાત....મરઘા બોલે ત્યારે જ સવારની ખબર પડે.

ઈંદની માનતા વિધિમાં કણબાના વૃક્ષની ડાળોને રોપવામાં આવે છે.

ગામની સીમમાં વૃક્ષ હોય. ડાળો લેવા જાય તે વખતે બડવો, યુવાનો, યુવતીઓ બાળકો નૃત્ય કરતાં કરતાં જાય છે. બડવો વધામણું અને તલવાર તથા વડીલો હાથમાં ધારિયું, પાળિયું લઈ નાચતા જાય છે.

પુરુષો ડાબા-જમણી બે-બે ડગલાં આગળ લઈને નાચે છે. જમણી બાજુ એક ડગલું ત્રાસું લઈ બીજા ડગલે ઢીંચણથી વળી કૂદે છે. તેવી જ રીતે ડાબી બાજુ એક ડગલું ચાલી બીજા ડગલે ઢીંચણથી વળી કૂદે છે. ક્યારેક બન્ને પગે વારાફરતી ઢીંચણ ઊંચો કરીને નાચે છે.

વાજિંત્રો સાથે એક બે યુવાન બળદના ઘૂઘરા લઈને નાચતાં ચાલે છે. મોટા ઢોલ સાથે થાળી તો અચૂક વગાડે છે. કહેવાય છે કે ''થાળી વિના ચાળોની'' થાળી ઢોલના અવાજમાં તાલ મિલાવે છે.

ડાળો લાવતી વખતે પણ આ જ રીતે ડાળો હાથમાં રાખી નાચતા નાચતા આવે છે. બહેનો જોડાઈને રમે છે. પાંચ-પાંચ, છ-છ ની હરોળમાં એકબીજાના ખભે હાથ મૂકી નાચે છે. બે-બે ડગલાં આગળ પાછળ ડાબા-જમણા ભાઈઓની જેમ જ નાચે છે. ખૂબ જ ઝડપથી નાચતા-કૂદતા ચાલે છે.

ડાળો લાવ્યા પછી ડાળો વધાવવામાં આવે છે. ત્યારે પણ ગોળાકારે આજ રીતે નાચવામાં આવે છે. ઈંદની પૂંજાવિધિ વખતે યુવક યુવતીઓ અતિ ઉત્સાહથી નાચતાં હોય છે.

યુવાનો યુવતીઓ પરંપરાગત પોશાક જ પહેરે છે. બહેનો બને ત્યાં સુધી ત્રણ-ત્રણ ચાર-ચારની જોડીમાં એક સરખી ઓઢણી કબ્જો તથા ઘાઘરો પહેરતી હોય છે. ભાઈઓ માથે લાલ, સફેદ, પીળી પાઘડી બાંધી ખમીસને ધોતિયું કે ફૂમાલ પહેરેલા હોય છે. કેટલાક યુવાનો પૅન્ટ શર્ટ પહેરી નાચતા હોય છે.

પેઢી બદલતી વખતે કે પિઠોરાની વિધિ વખતે પણ આ જ પ્રકારે નૃત્ય થાય છે. ઢોલ-ઢોલી, શરણાઈ, થાળી, બળદના ઘૂઘરા વગેરે વાજિંત્રો વાગતાં હોય અને યુવક-યુવતીઓ ગોળ વર્તુળકારે રમતાં જાય, જેમ જેમ સંખ્યા વધે તેમ આ વર્તુળ મોટું થતું જાય છે. જગ્યા હોય તે પ્રમાણે બે-બે ડગલાં ડાબા-જમણી લઈ હલકથી કૂદતાં જાય, બહેનો તે-વખતે છૂટ્ટી રમે છે. એક હાથમાં કરતાલ અને બીજો હાથ છૂટ્ટો રાખીને રમતાં જાય છે. ઉજવણીની આખી રાત ડાળોની ગોળ ફરતે નૃત્ય થતું હોય છે.

પાલનું ઈંદનૃત્ય : પાલ પ્રદેશમાં ઈંદ અને બાબા પિઠોરાની માનતા કરવામાં આવે છે. કુંવારાં છોકરા-છોકરીની ઈંદની માનતાને 'કુંવારિયો' કહે છે. પિઠોરાની માનતા પ્રસંગે આખો દિવસ પિઠોરાનું ચિત્ર લખાય છે અને રાત્રે પિઠોરા અને ઈંદની પૂજા સમયે ઈંદનૃત્ય થાય છે. આ નૃત્ય પાલના મેળાનૃત્ય જેવું હોય છે. નૃત્યની શરૂઆત સાંજે કણભાની ડાળો લાવવાની વિધિથી લઈ છેક સવારે ડાળોને નદી કે તળાવમાં વળાવી દેતાં સુધી ચાલુ રહે છે. નૃત્યમાં ઢોલ, પીહવા, વોંહરી, કરતાલ વગાડતાં જઈ નાચે છે. ઢોલીઓ પણ પોતાના ઢોલ-શરણાઈ વગાડતાં વગાડતાં નાચે છે. સ્ત્રી, પુરુષો અને બાળકો બધાં ગોળ કુંડાળામાં ડાળોની ફરતે નાચતાં નાચતાં ચાલે છે. નાચનારાં વધે તેમ વર્તુળ મોટું બનતું જાય છે. જાણે કોઈ શિસ્તબદ્ધ લશ્કર ગોળાકારે કૂચ કરતું હોય એવો ભાસ થાય છે.

આદિવાસીઓ ગીત, સંગીત, નૃત્યને કે ચિત્રને કલા તરીકે ઓળખતા નથી. ગીત, સંગીત, ચિત્ર કે નૃત્યને તેઓ એક જીવનવ્યવહાર તરીકે જ મૂલવે છે. આમ નૃત્ય એ આદિવાસી જીવનની એક પ્રણાલી છે.





## બાબા પિઠોરાનાં ચિત્રોની સમજૂતી

આકાશ, દેવ, પૃથ્વી, માનવ, વનસ્પતિ, પશુ, પ્રાણી, પક્ષી, જીવજંતુ, માનવસર્જિત વસ્તુ જગતનું આલેખન સમસ્ત સૃષ્ટિ વિશેનો રાઠવા સમાજના પિઠોરા ચિત્રમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જગત વિશેની વિશાળ સમજપૂર્વકની કલા આ આલેખનમાં જોવા મળે છે. આ આલેખનની વચ્ચે અનેક બોલ, ગાયણાં, ગીતો, વિધિઓ, નૃત્યો થાય છે. તે જોતાં પિઠોરાના આલેખન વિધિના સાક્ષી ભાગીદાર બનતા સમાજનાં સામૂહિક ચિત્ર મળે છે. રંગ, દૃશ્ય, ધ્વનિ, ગીત, નૃત્યની સંમિલિત અસરથી સમાજનું માનસિક બંધારણ બને છે. બોલ ગાયણાંમાં આવતું બાબાપિઠોરાનુ ચરિત્ર રાઠવાની કલ્પનાના લોક નાયક રૂપે સમાજ માનતો, આગળ ધપાવતો જાય છે.

મૂળ આદિવાસી સમાજના મનુષ્યો પ્રાચીન સમયથી જ પશુપ્રાણીઓને આદરથી જોતા આવ્યા છે. શક્તિશાળી પશુઓને પૂજનીય ગણ્યા, તેથી લોકજીવનમાં તેમની પૂજા આવી, તેમને એક ધર્મ મળી ગયો. ધર્મની સાથે તે પૂજનીય બન્યાં, પશુઓ દેવ-દેવીઓનાં વાહનરૂપે ઓળખાયાં, એટલે લોકજીવન પર પશુપ્રાણીઓનો પ્રભાવ પ્રાચીન સમયથી જ રહેલો જોવા મળે છે.

આપણે જોઈએ તો છોટાઉદેપુર જિલ્લાના રાઠવા, નાયક, ધાણક, ભીલ અને મધ્યપ્રદેશના ભીલાલા આદિવાસીઓમાં ઘરની દીવાલો ઉપર બાબા પિઠોરાનાં ચિત્રો મોટા પાયે દોરાવવામાં આવે છે. માન્યતા પ્રમાણે દેવી-દેવતાને હાથમાં તેની પ્રિય વસ્તુ પ્રતીકરૂપે આપીને દોરવામાં આવે છે. વિધાતાના લેખ પ્રમાણે લખેલાં ચિત્રો જેવાં જ ઘોડાઓની સવારી સાથે શણગારી સજ્જ કરીને દોરવામાં આવે છે. જેથી તેની ઓળખ થાય છે. આપણે આગળ જોઈએ બાબા પિઠોરાની માનતામાં કયાં કયાં ચિત્રો દોરવામાં આવે છે અને તેનું મહત્ત્વ અર્થ શું છે.

બાબા પિઠોરાની ગાદી જે તે સમયે દોરાઈ ત્યારે વિધાતા (લખારી) એ તેમના સ્થાનકમાં કયાં કયાં ચિત્રો આપેલાં છે. તેમાં ત્રણ સૃષ્ટિનું વર્ણન કરેલું છે. આખા બ્રહ્માંડની રચના તેઓ સમાવી લીધી છે. વિવિધ રંગના ઘોડા દેવોનું વાહન અને પ્રતીકરૂપે આલેખન થાય છે. નીચે બાબા પિઠોરાદેવના સ્થાનકમાં દોરાતાં ચિત્રો અને તેના વિશે શક્ય બને તેટલી માહિતી આપવાનો પ્રયાશ કર્યો છે.

**- આકાશ સૃષ્ટિ -**



સૂર્ય

સૃષ્ટિ પરના જીવમાત્ર માટે સૂર્ય જીવંત દેવ બની રહ્યો છે. સૂર્યને રાઠવા સમાજમાં ''હુરિયાદેવ''ના નામથી અને સર્વના ''પાલક'' તરીકે

ઓળખાવે છે. તેના વિના જગતમાં અંધારું છવાઈ જાય અને આપણે બધાં હતાં ન હતાં જેવાં થઈ જઈએ એમ કહેવાય. સૃષ્ટિના સંચાલન માટે મહત્તવનું કાર્ય કરતો હોવાથી આદિવાસીઓ દાતણ-પાણી કરીને નાહી ધોઈને ઉગતા સૂર્યદેવ સામે હાથ જોડી ઊભા રહી રૉમ-રૉમ બોલી દરરોજ નમસ્કાર કરે છે. આદિવાસીઓ સૂર્ય ગ્રહણને પણ માને છે. જ્યારે ગ્રહણ થવાનું હોય ત્યારે ખાસ સગર્ભા બહેનો અને બાળકોને ઘરની અંદર રાખવા કારણ કે સગર્ભા બહેન જો સૂર્યગ્રહણ જોવે તો આવનાર બાળકને કોઈપણ પ્રકારની ખોડખાંપણ આવે એવી માન્યતા છે અને કેટલાક સૂર્યગ્રહણમાં રાત જેવું જ વાતાવરણ સર્જાઈ જાય છે.



ચંદ્ર

સૃષ્ટિ સંચાલનના દેવોમાં ચંદ્ર એક દેવ છે. ચંદ્રને રાઠવાઓ 'હાંદરચો દેવ' કે સાંદો તરીકે ઓળખે છે. તેઓ ચંદ્રગ્રહણને પણ ઓળખે છે. ચંદ્રગ્રહણ થયું હોય અને અડધેથી છૂટી જાય તો રાઠવાઓ માને છે કે ભગવાને કોઈ દેવું (લેણું) ખંડી આપ્યું. એટલે કે અડધેથી છૂટી જવાનું કારણ ચંદ્રે કંઈક વચન કબૂલ કર્યું હશે એમ કહેવાય અને એવું થાય તો માણસ કે ઢોરઢાંખર, ખેતી પર કંઈક બીમારી ઉતરે એવું તે એવું માનવામાં આવે છે. ચંદ્રગ્રહણ સમયે દરેક ગામોમાં લોકો ડબ્બા વગાડીને કે કિકિયારીઓ પાડી બધાને જાગતા રાખે છે. તેઓ કોઈ રોગમાં પકડાઈ ન જાય.



તારા

આ તારાને દેવ તરીકે પૂજે છે. મેડીયાતારા વિશે તેઓ કહે છે કે તે આખા જગતનો ખૂંટ (પ્રમુખ) છે. તેથી તે આકાશમાં બધાની મધ્યમાં રહે છે. તે ઉપરાંત જુહી તારા, કમળતારો, પોપટ તારો, હેણીતારો, ફેણી તારો, હૈણી ગોવાળિયા, ડોહી અને ચોર, વીંછી (પુસળીયો તારો) આ બધા મોટા-મોટા દેવલોક છે. તારાઓની નિશાનીઓથી સમય જાણી શકાય છે. આ બધા તારાઓને તેઓ તેમના જીવન સાથે જોડીને આદર ભાવથી જુએ છે.



બાર મેઘ તેર વિજળીઓ

આકાશમાં એકદમ કાળાં વાદળો રચાય, વાદળોથી આકાશ ઢંકાય, ખૂબ ગર્જના થાય તેજ પવન ફૂંકાય, વીજળી ખૂબ કડાકા -ભડાકા મારે અને ધોધમાર વરસાદ વરસે ત્યારે બાર મેઘ અને તેર વીજળી ધરતી પર ઉતરી એમ માનવામાં આવે છે. આનો ઉલ્લેખ ઈંદદેવ અને રાજાભોજનાં ગાયણામાં જોવા મળે છે.



માંઝમના ડેરા

ચોમાસાની ઋતુમાં સ્વચ્છ આકાશમાં ચંદ્રની ફરતે પ્રકાશનું ગોળ કુંડાળું રચાય ત્યારે ધરતી પરના આદિવાસી લોકો આકાશમાં જોઈને કહે કે દેવોની સભા બેઠી છે. બે ત્રણ દિવસમાં વરસાદ આવી જશે એવી માન્યતા છે. ચંદ્ર ફરતે રચાતા આ કુંડાળાને 'માંઝમ' બેઠું એમ કહેવામાં આવે છે.



લખારી-જોખારી (વિધાતા)

રાઠવાઓમાં કહેવત છે, 'લખારીના લેખ ઉપર કોઈ મેખ નહિ મારે.'

બાળકના જન્મ પછી પાંચમા કે છઠ્ઠા દિવસે વિધાતા (લખારી-જોખારી) લેખ લખવા માટે આવે છે. તે જે લેખ લખે તે જ બાળકનું ભવિષ્ય બને એવી માન્યતા છે. ભગવાન જન્મ આપે, પાળે-પાષે પણ તેના લેખ તો વિધાતા જ લખે. બાબા પિઠોરાનું ભવિષ્ય વિધાતાએ આ પ્રમાણે જ લખેલું એમ કહેવાય છે. તેના લખાણના આ રેખાંકિત લખાણ થયેલું તેમાં આ પ્રમાણેના ચિત્રો દોરેલા બાબા પિઠોરાના જીવનના લેખ લખાયેલા. આમ ગાયણામાં તેમનો ઉલ્લેખ મળે છે. ત્યારથી દિવાલ ઉપર બાબા પિઠોરાના ચિત્રો દોરાયેલાં છે. તેથી ચિત્રમાં લખારી-જોખારીનું સ્થાન આપવામાં આવેલું છે.



લીલુબાઈ વાળણ

લીલુબાઈ વાળણ નામનો લીલા રંગનો ઘોડો દોરે છે. ખોળામાં અનાજ લઈને છૂટે હાથે ખેતરમાં અનાજ વેરીને વાવતી હારણ દેવોની હારમાં રહી જાણે માનવીને ફળદાયી બીજ વેરી રહી હોય તેવું કાર્ય કરનારી દેવીરૂપ છે.



બાબા ગનેહ

આ ચિત્રનો આરંભ ભૌમિતિક આકારોની ચારે બાજુ લખારાઓ સીમા-રેખા તૈયાર કરી મુખ્ય નકશીની વચલી હારમાં જમણી બાજુથી શુભ શુકનરૂપે પ્રથમ બાબા ગનેહનો સવારીવાળો ઘોડો દોરવામાં આવે છે. ખાસ તેનું સ્થાન દેવ સૃષ્ટિમાં ગણાય છે. તેને હાથમાં હુક્કો ગગડાવતો અને વાદળી રંગના ઘોડા ઉપર સવારી કરેલો દોરે છે. તેના કાર્યો આ પ્રમાણે છે.

આદિવાસીમાં નવું અનાજ પાકે ત્યારે બળદની 'પોયંત' (ચાર છ કે આઠ બળદને વચમાં એક લાકડું (મેડ) રોપીને એક જ દોરડાથી એક સાથે લાઇનમાં બાંધીને ડાંગર કે જુવારને છૂટું પાડવાની રીતને પોયંત તરીકે ઓળખવામાં આવે છે.) દ્વારા ખળામાં પાકને મસળીને સાફસફાઈ કરી અનાજનો ઢગલો કરવામાં આવે છે. જે ઢગલા ઉપર ગાયના છાણનો નાનો ગનેહ બનાવવામાં આવે છે. ઢગલામાંથી અનાજ ભરે ત્યારે ગનેહવાળું અનાજ પહેલુ ભરી લેવામાં આવે છે. જે અનાજ ધર્મના નામનું કાઢવામાં આવે છે. જે અનાજ ભૂવાને કે ગામમાં કોઈ પૂજા કરતો હોય તેને આપવામાં આવે છે.

આદિવાસીઓ ગાય, ભેંસ, બકરી જેવાં પશુઓ પાળે છે. ભેંસ વેતર

(અમાસ-પૂનમના દિવસો) આવે તો તેને 'પાડા' ને શોધવા જવાની જરૂર પડતી નથી. ભેંસ બૂમો પાડવા લાગે એટલે 'બાબો ગનેહ' (પાડો) આપમેળે ભેંસ હોય ત્યાં આવી ભેંસ સાથે સંબંધ બાંધે છે. તેથી તે આદિવાસી સમાજમાં બાબા ગનેહ તરીકે તેનું કાર્ય દેવરૂપ ગણાય છે.

અત્યારના સમયમાં લગ્ન પ્રસંગે દિવાલ ઉપર ગણપતિદાદાનું ચિત્ર દોરવામાં આવે છે. આદિવાસીઓમાં કેટલાક શુભ પ્રસંગોમાં સૌ પ્રથમ બાબા ગનેહની પૂજા-અર્ચના કરે છે. ગણપતિદાદા અને બાબાપિઠોરાના બાબા ગનેહ જુદી રીતે તરી આવે છે. ગણપતિદાદા સૂંઢવાળો હોય છે. જ્યારે આદિવાસી ધર્મના બાબા ગનેહ ઘોડાની સવારી સાથે હાથમાં હૂકો પીતા એક સમાજમાં મોભાનું સ્થાન લઈને રહે છે અને બાબાપિઠોરાનાં ચિત્રોની સાથે તેમનું સ્થાન હોય છે. જ્યારે ગણપતિદાદાની મૂર્તિ સ્વરૂપે મંદિરમાં તેનું સ્થાન હોય છે. ઊંડાણમાં તપાસ કરીએ તો બન્ને સર્વ પ્રથમ પૂજાય છે.

આદિવાસી સમાજોમાં ગોત્રનું રક્ષણ કરનાર 'ગોત્રીજ' નામથી ઓળખે છે. ગોત્રદેવ એટલે કુળના પૂર્વજ. લગ્ન કે મૂરત(પ્રથમ પૂજા) પ્રસંગે એમની પૂજા કુળદેવતા તરીકે કરવામાં આવે છે. કેટલાક વિદ્વવાનો ગણપતિદાદા અને ગોત્રીજને એક જ માને છે. તે બન્ને અલગ છે. ગુજરાતની લગભગ તમામ જાતિઓમાં લગ્નપ્રસંગે કે કોઈ પણ પ્રસંગે પહેલી પૂજા-અર્ચના ગનેહ દેવની કરે છે.

ગાયણામાં ગાવામાં આવ્યું છે કે ઇંદરાજાની રાજસભામાં કેટલાક દેવોને તેડાવ્યા હતા. રાજસભામાં જતા દેવોનો રસ્તામાં એક જગ્યાએ રથ ફસાયો. ખૂબ મહેનત કરી પરંતુ રથ નીકળતો જ ન હતો એટલે કોઈ દેવ બોલ્યા, આ તો 'ગનેહયા'નો ચમત્કાર છે. ત્યારે તેનું નામ બધા દેવો પોકાર્યુ, તેને પણ રાજ સભામાં તેડાવવાનું આહ્વાન આપ્યું અને કહેવામાં આવ્યું કે કોઈપણ પ્રસંગે, કોઈપણ જગ્યાએ તારુ પહેલું સ્થાન હશે.



બાબા ઈંદનો સવારીવાળો ઘોડો

ચિત્રમાં બાબા ગનેહ પછી બીજા ક્રમે બાબા ઇંદનું દેવ સૃષ્ટિમાં ચિત્ર દોરવામાં આવે છે. વાદળી રંગના ઘોડામાં સફેદ ટપકાં ભરીને બાબા ઈંદને શકિતવાન, યુવાન, ઉત્સાહી અને કોઈપણ કાર્યમાં આગળ હોય તેથી તેને પોપટ જેવા ચોખ્ખા અને રૂપવાન, ચાલકબળ પુરુષ હોવાથી તેના હાથમાં પોપટ દોરવામાં આવેલ છે.

આદિવાસી રાઠવાઓમાં કોઈને બાળક ન થતું હોય કે બાળક થયા પછી મરી જતું હોય કે તે વારંવાર બીમાર પડતું હોય, ઘરનું કોઈ સભ્ય વારે ઘડીએ બીમાર પડતું હોય, ખેતીવાડી સારી પાકતી ન હોય, આર્થિક પરિસ્થિતિ નબળી પડતી હોય, ગાય, ભેંસ ગર્ભ ન ધારણ કરતી હોય, પાડુ કે વાછરડું વારંવાર મૃત્યુ પામતાં હોય, ગાય-ભેંસ દૂધ સારી રીતે કાઢવા ન દે. ઘરમાં અનાજ જલ્દી ખૂટી જતું હોય વગેરે કારણોસર બાબા ઈંદની માનતા રાખવામાં આવે છે.

બાબાઇંદ વરસાદના 'પિતા' અને પશુપાલનના દેવતા ગણાય છે. રાણી કાજલનો ભાઈ અને બાબા પિઠોરાના મામા તરીકે ઓળખાય છે.

છોટાઉદેપુર, પંચમહાલ જિલ્લામાં ઇંદદેવની માનતા ખૂબ જ પ્રચલિત છે. પાંચ વર્ષે આખું ગામ મળીને બાબા ઈંદની પૂજા વિધિ, ઉત્સવ કરે છે.

ડુંગરાળ પ્રદેશના રહેવાસીઓ 'ઇંદબાબા' નામે ઓળખે છે. ઇંન્દ્રરાણી પુત્ર આપનાર દેવી 'રન્નાદે' કહેવાય છે. તે સૂર્યની રાણી હોવાનું મનાય છે. ઇંદદેવ સૂર્યોદય પછી અને વહેલી સવારે સૂર્ય ઉગે તે પહેલા પોતાનો ભોગ સ્વીકારે છે.

ઈદ પૂંજવાના સ્થળે રાત્રે ગામે ગામથી મોટા ઢોલ, પેહા લઈને લોકો આવે છે. આખી રાત ભૂવો પૂજાવિધિ કરે, બહેનો ગીતો ગાય, નાચવાવાળા નાચે. આમ આખું વાતવરણ ઉત્સવ જેવું રૂપ લે છે. કોલાહલ મચાવી મૂકે છે. દિવસ ઉગતાં ઇંદની માનતા પૂરી કરે છે. ઇંદીરાજા, ઇંદદેવ કે બાબાઇંદ નામે પણ ઓળખાય છે.



બાબા પિઠોરો

ચિત્રમાં બાબા ગનેહ પછીનો ઘોડો બાબા પિઠોરાનો દોરે છે. પિઠોરો રાણીકાજલનો પાલક પુત્ર તેની પાછળ પિઠોરાનો ઘોડો દોરાય છે. બાળપણમાં તે દિવાલમાં સંતાયલો અને ગાદી પણ તેણે દિવાલમાં જ માંગેલી. ત્યારથી તેની સ્થાપના દિવાલમાં જ કરવામાં આવે છે. દેવો, પશુ-પ્રાણીઓ, જીવસૃષ્ટિ, દેવસૃષ્ટિ બધાં ચિત્રોના સમૂહને બાબા પિઠોરા તરીકે ઓળખવામાં આવે છે. યુવાન, શકિતવાન, મર્દાનગીવાન અને રૂપવાન પુરુષ હોવાના કારણે ઘોડા ઉપર સવારી આપી તેના એક હાથમાં ફૂલ અને બીજા હાથમાં પોપટ પક્ષીને દોરવામાં આવે છે.



પિઠોરીરાણી

ચિત્રમાં જોઈએ તો જમણી અને ડાબીબાજુની બરાબર વચ્ચે પિઠોરીરાણીનો સવારીવાળો ઘોડો દોરવામાં આવે છે. આભા કણભીની પુત્રી અને બાબા પિઠોરાની ધર્મ પત્ની હોવાથી તેને બાબા પિઠોરાની રાજગાદીમાં સ્થાન મળેલું છે. પિઠોરાની પત્ની હોવાને નાતે પિઠોરાની પાછળનો ઘોડો તેનો દોરવામાં આવે છે. વરસાદની મુશ્કેલી હોય તો આ દેવીને વિનંતી કરવામાં આવે છે. ચિત્રમાં સવારીવાળો ઘોડો દોરી તેને હાથમાં વીંઝણો (પંખો) આપેલો છે. તે પણ કોઈ દેવની પત્ની પોતાના પતિ દેવને ઠંડકિયા પવનો વીંઝણા દ્વારા આપવા અને તેના કાર્યમાં સહાયક થવા માટે નીકળી હોય તેવું ચિત્ર દોરવામાં આવે છે, જે તેની ઓળખ છે.



રાણીકાજલ

બાબા પિઠોરો ચિત્રમાં મુખ્ય સ્થાનક રાણી કાજલનો ઘોડો ડાબીબાજુથી પહેલો દોરાય છે. તેને કુળદેવી તરીકે પૂંજવામાં આવે છે. આ ચિત્રનું ખાસ મહત્ત્વ બાબા પિઠોરાને દરિયામાંથી લાવી તેને ઝાડ-પાન-મૂળિયાના દૂધ પીવડાવીને મોટો કર્યો છે. બાળરૂપ પિઠોરાને રાણી કાજલે ખૂબ જ મુશ્કેલીઓ વેઠીને ઉછેર્યો હતો. એટલે કહેવાય છે કે ''પોદલ પાલો, પોહર્યો પાલો'' તેને ગુજરાતીમાં પોદલ એટલે નાનું કુંમળું બાળક, પાલો-માસી, પોહર્યો-ઉછેર્યો. નાનું કુંમળું બાળક માસીએ મોટું કર્યું એટલે તેનું નામ આ શબ્દ-વાક્ય ઉપરથી ''બાબો પિઠોરો'' એવું પાડવામાં આવ્યું. તેથી તે દેવરૂપ રાણી કાજલનો પાલક પુત્ર તરીકે ઓળખાય છે.

વારે-તહેવારે સારા પ્રસંગોમાં રાણી કાજલને યાદ કરી પૂજા વિધિ થાય છે. પાલક માતા હોવાના નાતે તેને મુખ્ય ચિત્રની રાજગાદીમાં ''માતા'' તરીકેનું સ્થાન મળ્યું છે. વિધિમાં તેમના નામની કટવી તથા ઘોડાનું સ્થાપન કરવામાં આવે છે. ખેતીવાડી, અન-ધન, ગાય-ભેંસ, ઘરબાર, વરસાદ જેવા ખાસ કામ માટે રાણીકાજલની માનતા રાખવામાં આવે છે.

ગુજરાત અને મધ્યપ્રદેશની સરહદે નર્મદા નદીની ડુંગરીઓ અને ખીણોમાં મથવાડ ગામે ડુંગર ઉપર 'રાણી કાજલ'નું સ્થાનક આવેલું છે. કહેવાય છે કે પાવાગઢવાળી મહાકાળી માતાની બીજી બહેન રાણી કાજલ છે, તેથી મધ્યપ્રદેશના આદિવાસીઓ ખૂબ મોટાપાયે પાવાગઢ દર્શને આવે છે. આદિવાસી લોકો આજે પણ તેની માનતા રાખી પૂજા વિધિ કરે છે. તેમના હાથમાં લાકડાની કાંસકીનું પ્રતીક આપવામાં આવ્યું છે. તેનો હેતુ કાંસકી દ્વારા ગંદી ચીજોને સાફ કરવાનું કાર્ય કરવું. રાણીકાજલ મેઘની પુત્રી અને બાબા ઇંદની બહેન હોવાથી તેની કોઈપણ માનતા લેવાથી સફળતા મળે છે. તેને વરસાદની રાણી તરીકે ઓળખવામાં આવે છે.



બારમાથાનો ધણી

બારે દિશાએથી આદિવાસીઓનું રક્ષણ કરનારો, આખા બ્રહ્માંડની માહિતી રાખનારો, દરેક જીવોની રખેવાળી કરનાર, મર્દાનગીવાન અને પ્રકૃતિ સાથે રહેનારો, બળવાન અને શકિતવાન પુરુષ છે. બાર માથાવાળો પુરુષ દોરી તેના બન્ને હાથમાં નાગદેવતાવાળું ચિત્ર દોરે છે. તેને બાબાપિઠોરામાં બારમાથાના ધણી તરીકે ઓળખાય છે. જ્યારે રામાયણમાં દશમાથાવાળો રાવણ છે. આ બંને જુદા છે પણ કેટલાક વિદ્વાનો બારમાથાનો ધણી અને રાવણની એક જ ઓળખ કરે છે. વિચારનાર ઊંડાણથી વિચારશે તો તે બંને જુદા જ છે. કારણ કે કાળી કોયલને હરજાબાઈ હોયણી સુવાવડ કરાવતી હતી ત્યારે બારમાથાનો ધણી તેની રખેવાળી કરતો હતો. તેથી તેના પ્રતીકરૂપે ચિત્ર દોરવામાં આવે છે.



કાઠિયારાણો હુંડોળદેવ

જેમ દરેક રાજ્ય, જિલ્લા, તાલુકાની ચોક્કસ સીમા હોય છે. જે સીમાથી તે વિસ્તારની હદ શરૂ થતી હોય, તે હદ પ્રમાણે એ વિસ્તારનું નામ હોય છે. એવી જ રીતે દરેક ગામની કોઈ ચોક્કસ હદ હોય છે. ગામની ફરતે ગામના દરેક વિસ્તાર તેમાં ખેતી અને ગૌચર જમીન, ઘરો, વસ્તી વગેરે સમાઈ જતું હોય છે. જેને સીમ (સીંભોડા) તરીકે ઓળખવામાં આવે છે. ગામ અથવા ગામની બહારના દેવોને પિઠોરા ઉજવણી પ્રસંગે આમંત્રણ આપવામાં આવે છે. પિઠોરાદેવની પૂજા વિધિ કરનાર બડવો પ્રથમ કાઠિયારાણા હુંડોળ દેવને નોંતરી તેની પાસેથી બીજા દેવોને આમંત્રિત કરવાની મજૂરી મેળવે છે. પછી બીજા દેવોના નામના નોંતરાં કરે છે. પિઠોરાચિત્રમાં ડાબી બાજુએ સૌથી ઉપર આ દેવનો ઘોડો દોરવામાં આવે છે. ગામનાં દેવસ્થળોમાં આ દેવનું એક સ્થાનક હોય છે. આ દેવ સર્વ જીવોના રક્ષણહાર અને શકિતશાળી પુરુષ છે. તે બીજી શકિતઓને વશ કરી લે છે અને જો કોઈપણમાં ખરાબ થતું હોય ત્યારે તેને ખબર પડે છે. તે સમયે તે તુરંત પહોંચી જઈને ખરાબ કાર્યોને દૂર ભગાડે છે. તેને કાળિયાભૂત તરીકે પણ ઓળખે છે.



રાજાભોજ

રાજાભોજ એક મહાન અને ધનવાન રાજા હતો. પ્રજાની જરૂરિયાતો રાજાભોજ પૂરી કરતા. ત્યારથી માનવો તેને 'રાજા બાવજી' તરીકે ઓળખતા અને તેની પૂજાવિધિ કરતાં.

રાજાના સમયમાં 'દશેરો' પૂજાતો હતો. તેમાં રાજા-રાણી ખૂબ જ શૃંગાર કરી તૈયાર થાય. હાથી-ઘોડાઓના રથો તૈયાર કરે. આમ 'દશેરો' પૂજવા માટે હાથી ઘોડા, ઢોલ-નગારા સાથે રાજા-રાણી રથમાં બેસીને જતા. આજુ-બાજુના આદિવાસીઓ 'દશેરા'નો ઉત્સવ ઉજવતા. પોતાના પૂર્વજોની પૂજા કરવા અડદના વડા, મરઘી, દારૂ જેવી વસ્તુઓ 'દશેરા'ના દિવસે બનાવતા. ખાઈપીને 'દશેરો' રમવા ઢોલ-પેહા સાથે એક જગ્યાએ ભેગા થતા. રાજા-રાણીના રથ સાથે આગળ-પાછળ ઢોલ નગારાં લઈને નૃત્ય કરતા. વચમાં રાજા-રાણીનો રથ ચાલતો. તે સમયે રાજા બન્ને હાથે છૂટા પૈસા વેરતાં. લોકો પૈસા વીણતા જાય અને નાચતા જાય. આમ કરતા કરતા રાજાનો પૂર્વજ હોય ત્યાં જઈ પૂજાવિધિ કરતા. આજુબાજુથી આવેલા લોકો આખી રાત તેની ગોળ ફરતે નાંચતા. બાબા પિઠોરા ચિત્રમાં અંબાડીવાળા હાથી ઉપર રાજાભોજની સવારી આપવામાં આવે છે. બાબા પિઠોરાની કથામાં રાજાભોજની ખૂબ મોટી આંબાવાડિયો હતી એવો ઉલ્લેખ જોવા મળે છે. બાબાઈંદની પાઠપૂજામાં રાજાભોજની વિધિ કરવામાં આવે છે.

રાજા ભોજ ખાસ ખેતીવાડી અને પૃથ્વી પરના જીવો તથા વરસાદની દેખરેખ રાખે છે. ખેતીવાડી કે વરસાદ સારો ન થાય તો જીવો કેવી રીતે જીવી શકે? તેથી પૃથ્વી લોકમાં રાજાબાવજી નામે પૂજા છે.



ખેતી કરતો આભો કણભી, ભથારી

ધરતી ઉપર બી, બિયારણ ઉગાડનાર, જમીનની તૈયારી કેવી કરવી, ખેડ કેવી રીતે કરવી, અનાજની ઓરણી કેવી રીતે કરવી. આ બધાનું સર્જન કરનાર અને મનુષ્યને ખેતી શિખવાડનાર આભોકણભી અને તેની પત્ની ભથારીનું ચિત્ર પિઠોરામાં ચિત્રણ કરવામાં આવ્યું છે. ચિત્રમાં આવતા બળદો, ખેડૂત, ભથારી અને તેમનો સેવક કૂતરાની પૂજાવિધિ કરે છે. તે ધરતીમાંથી એક કણમાંથી અનેક કણો તૈયાર કરનાર કર્મી (ખેડૂત) પણ છે. તેથી તેનું સ્થાન બાબાપિઠોરામાં રેખાંકિત કરી પૂજન કરે છે.



## મામો કરોળિયો

મામા કરોળિયો નાનાં જીવજંતુને પોતાની જાળમાં ફસાવી આહાર લે છે. તે ખૂબ લાંબા તાંતણા બહાર કાઢે છે. પિઠોરાની કથા વાર્તામાં કહેવામાં આવ્યું છે કે બાબા પિઠોરો તેના મામા સાથે ભાગ માગતો હતો ત્યારે મામો ઇંદ કયાંક સંતાઈ ગયો હતો. ત્યારે તેને શોધવા માટે મામા કરોળિયાને તાંતણે તાંતણે પિઠોરો સ્વર્ગમાં જાય છે અને નીચે ઉતરે છે. તે મદદને અનુરૂપ બાબા પિઠોરા ચિત્રમાં તેને સ્થાન આપવામાં આવેલું છે.



પૂર્વજના પાંચ ઘોડા

પૂર્વજોની યાદમાં મૂકેલા સાગના કોતરણીવાળા ખૂંટાને રાઠવાઓ ખત્રિજદેવ તરીકે પૂજે છે. આ દેવ પોતાના ઘરના વાડા કે ખેતરના છેડા પર બેસાડેલા હોય છે. વર્ષમાં જેટલા તહેવારો આવે તેટલા તહેવારોમાં પૂર્વજોને યાદ કરી ભોજન અર્પણ કરે છે. તેથી પિઠોરા ચિત્રમાં પૂર્વજોના પાંચ ઘોડાઓને સ્થાન આપેલું છે.

પૂર્વજો પોતાનાં કુળ, કુટુંબની તથા સર્વ જીવોની ખૂબ મોટી જવાબદારીપૂર્વક કાર્ય નિભાવે છે. જો આ પૂર્વજને યાદ ન કરે તો તેઓ રિસાઈ જાય છે અને દેખરેખ રાખવાનું ઓછું કરી દે છે ત્યારે ઘરમાં કંઈક ને કંઈક મુશ્કેલીઓ આવી પડે છે.



વળિયો વાણિયો

વળિયા વાણિયાનું ચિત્ર પિઠોરાના મુખ્ય ચિત્રમાં ડાબી બાજુએ સૌથી ઉપર એટલે કે કાઠિયારાણો હુંડોળદેવના ઘોડાની પાસે હોય છે. આ

ચિત્રમાં ઘરમાં અનાજના કોઠાર સાથે હાથમાં કાંટી ત્રાજવું લઈ ખુરશી પર બેઠેલ વ્યક્તિના ચિત્રને વળિયા વાણિયા તરીકે ઓળખવામાં આવે છે. ઘર-સંસાર ચલાવવા માટે આદિવાસીઓ જરૂરી ચીજ-વસ્તુઓ વળિયા વાણિયાના ઘરેથી લાવતા હોય છે. અનાજ વધારે પાક્યુ હોય તો અનાજ આપી તેના બદલામાં જીવન જરૂરિયાતની વસ્તુઓ અને અનાજ ખૂટે તો વળિયા વાણિયાના ઘરેથી લાવે છે. એટલે કે વળિયા વાણિયા સાથે લેવડ-દેવડનો સંબંધ ધરાવે છે. ઘરમાં પ્રસંગ, ઉત્સવો માટેની ખરીદી વળીયા વાણિયા પાસેથી કરે છે. હાથમાં પૈસા ના હોય તો ઉધાર લાવે છે. સગવડ થયે તે પરત કરે છે. કોઠારનું રક્ષણ, અન્નધનની દેખરેખ રાખનાર તરીકે લખારા તેમને બાબાપિઠોરામાં રેખાંકિત કરેલ દેવ તરીકે ઓળખે છે.

## ટીટીયો જોષી - ભરમા જોષી

બાબા પિઠોરો દીવાલમાં સંતાઈ ગયો હતો ત્યારે તેને શોધવા ટીટિયાજોષી અને ભરમાજોષીને તેડાવે છે. બાબા પિઠોરો કોણ ? કેમ આવ્યો ? તે ક્યાં સંતાયો ? સર્વ શકિતઓનો જાણકાર તેમની સાથે વાત કરનાર કોઈપણ મુશ્કેલીઓનો સામનો કરવાની માહિતી બતાવનાર જોષી. આદિવાસીઓમાં તેને જોહન તરીકે ઓળખે છે.



ગોત્રદેવ

કુળ કે ગોત્રના દેવ ગણાય છે. વારે-તહેવારે ગોત્રદેવને ભોજનનું નૈવેદ્ય ધરે કે હોમ કરે છે. લગ્ન વખતે ગોતરીજો-ગોતરડો ભરવાની વિધિ કરે છે. ઘરલીદેવીની સાથે જ તેનું સ્થાપન કરવામાં આવે છે. નવી વહુ ગોત્રદેવને નમસ્કાર કરી હાથના મીંડળ ત્યાં જ છોડે છે. લગ્ન પછી ઘરમાં કોનું ચલન રહેશે તેની ખાતરી માટેની એક રમત ગોત્રદેવની સમક્ષ રમાડે છે. તે ઘરમાં વડીલ પુરુષ હોય છે. તેના દ્વારા જ ઘરની સમસ્યાઓ દૂર થતી હોય છે.



વાઘણદેવ

ગામેગામ વાઘણદેવ કે વાઘણદેવીના સ્થાનકે દિવાસાને આગલે દિવસે (દેવના દિવસે) નૈવેદ્ય ધરવામાં આવે છે. તેને દેવ પૂજવો કહેવાય છે. દૂધ, ચોખાની ખીચડી રાંધી, અડદનાં વડા બનાવી બે વ્યક્તિઓ વાઘ બની હાથમાં વાઘની માટીની આકૃતિઓ રાખી સ્થાનક ફરતે પાંચ ફેરા ફરી દૂધ પીને નાચે છે. ત્યારે લોકો તેને ભગાડે છે. તેમના ગયા પછી એક વ્યક્તિ વાઘણદેવી બનીને બન્ને વાઘનું ખાવાનું લઈને જતી રહે છે. આદિવાસીઓ ખાસ ડુંગર, જંગલોમાં જ પશુ ચરાવવા માટે લઈ જતા હોય છે. તે સમયે પશુને નુકસાન ન કરે તે માટે તેની પૂજાવિધિ કરવામાં આવે છે.



રન્નાદેવી (રાણીમોખલ) :

રન્નાદેવીને સૂરજદેવની ધર્મપત્ની તરીકે ઓળખવામાં આવે છે. તે ‘રાંદલ’ તરીકે ઓળખાય છે. ગમે તે માતાના નામના જવારા વાવવામાં આવ્યા હોય ત્યારે રન્નાદે નામ પણ જોડાય જાય છે. રન્નાદે પુત્ર આપનારી દેવી ગણાય છે. પુત્ર પ્રાપ્તિ માટે રાણી મોખલની માનતા બાધા લેતા હોય છે. તેથી તેને બાબા પિઠોરા ચિત્રમાં સ્થાન આપેલું છે.

હોંઢળ બાવો



હોંઢળદેવ, કે હોંઢળબાવો નામોથી ઓળખાતો આ ગામદેવ છે. જે ગામનાં પશુઓનું રક્ષણ કરે છે. ગાય કે ભેંસ વેતરમાં આવી હોય ત્યારે સાંઢ કે પાડાના રૂપમાં રહેલ દેવ આવી ગાય-ભેંસને ગર્ભ રાખે છે એવી લોકમાન્યતા છે. વાઘણદેવની જેમ હોંઢળદેવને બકરાની બલિ ચઢાવવામાં આવે છે.

કાશીરામ બોમણ : (બરમા દેવ)

બોમણદેવ ગામનો દેવ કહેવાય છે. રાઠવિસ્તારમાં ધમોડી ગામના ડુંગર

પર નાનો બોમણ તથા અંબાલા ગામના ડુંગર પર મોટા બોમણના સ્થાનકો આવેલા છે. દેવના સ્થાનક રૂપે ઢાબુ તથા ખૂંટડા રાખે છે. દિવાસો, દિવાળી તથા અખાત્રીજ જેવા તહેવારે ત્યાં પૂજા કરી નૈવેદ્ય ધરાવે છે. આ દેવ ગામની રક્ષા કરે છે. તેથી તેને બાબા પિઠોરો દેવ ચિત્રમાં સ્થાન આપેલ છે.

નકટીભૂતેન



બાબા પિઠોરાનું ચિત્ર ઘરમાં મોટાભાગે ડાબી-જમણી અને વચ્ચેની આમ ત્રણે દીવાલમાં હોય છે. તેમાં વચ્ચે બાબા પિઠોરાની ગાદી બેસાડવામાં આવે છે. તેની ડાબી બાજુએ ચોરસમાં સફેદ રંગથી નકટી ભૂતેણની સવારીવાળો ઘોડો દોરવામાં આવે છે. નકટીભૂતેણ ઘરની દેખ-રેખ રાખતી હોય છે. મેલી વિદ્યા ઘરમાં પ્રવેશતી હોય તો તેને રોકે છે. તે બધા દેવ-દેવીઓ કરતાં અલગ હોય છે. તેનું રૂપ ભંયકર અને ખૂબ શકિતશાળી દેવી હોય છે.

હાંદરચા દેવ



ઊંટ ઉપર સવાર થયેલા ચિતરવામાં આવે છે. તે બળદ અને ખેતીવાડીના દેવ તરીકે ઓળખાય છે.



ડામરદેવ

તીરકામઠા વડે સાબરને શિકાર કરતા ચિત્રને ડામરદેવ તરીકે ઓળખવામાં આવે છે.

## ગામખેડા માતા

ગામના દેવસ્થાનકોમાં ગામખેડામાતાનું સ્થાનક આવેલું હોય છે. તેના સ્થળની નિશાની રૂપે લાકડાનાં ખૂંટડા કે માટીના ઘોડાઓ જોવા મળે છે. દર વર્ષે ગામમાં દિવાસાની ઉજવણી વખતે આ માતાની પૂજા અર્ચના કરવામાં આવે છે. બાબા પિઠોરાચિત્રમાં લાલ રંગનો ઘોડો તેના પ્રતીકરૂપે દોરવામાં આવે છે.

## નારસિંગ ભીલ

નાનો નારસિંગ અને મોટા નારસિંગ આ બન્ને ભાઈઓ છે. તેનો ઉલ્લેખ પિઠોરાની કથામાં જોવા મળે છે. તેમના નામની કોઈ માનતા લેતા તોપણ તેમનું કામ થતું હતું. એટલે આદિવાસીઓમાં તે પણ એક દેવરૂપ હતા. રાણી કાજલે લીધેલી બાબા પિઠોરાની માનતા કેવી રીતે પૂર્ણ કરવું તે માહિતી આ ભીલે આપી હતી. તેથી વિધાતા એ બાબા પિઠોરા ચિત્રમાં તેમના પ્રતીકરૂપે લાલ રંગના બે ઘોડાનું સ્થાન આપેલું છે.

## જળહિંગી માતા

પાણીના વેણ, વાવ, કૂવો, તળાવ, નદી કે કોતર જેવી જગ્યાએ જળદેવીનો વાસ હોય છે. નવો કૂવો બનાવ્યો હોય અને તેમાં પાણી આવે ત્યારે જળદેવીની પૂજા કર્યા પછી પાણી ઉપયોગમાં લે છે. પૂજા માટે માટીની નાની કુલડીનું બેડુ, બંગડી, ચુંદડી જળદેવીને ચઢાવી ઘીનો દીવો કરી નાળિયેર વધેરવામાં આવે છે. હાલમાં પણ નવા કૂવા ખોદાતા હોય એમાં પાણી આવે ત્યારે જળદેવીને નાળિયેર અને બેડિયું ચઢાવે છે.

લગ્ન પ્રસંગે ગોતરડો ભરવાની વિધિમાં નવા માટલામાં પાણી ભરી લાવી તેના ઉપર નાળિયર મૂકી તેને કપડાથી ઢાંકી કુટુંબનો વડો આ માટલું લઈ ઊભો રહે છે. તેને ચૂલાની રાખના ચાર લાડવા તથા ખાટી ભીંડીના છોડના ‘શણિયા’નાં ઈંડિયા-પીંડિયાથી વધાવવામાં આવે છે.

સુવાવડી સ્ત્રી સવા મહિના પછી કૂવે પાણી લેવા જાય ત્યારે જળદેવીને પગે પડીને નાળિયેર વધેરી દીવો કરીને પાણી લાવે છે. સગર્ભા સ્ત્રી પિયર જતી વખતે રસ્તામાં નદી કે કોતર આવતું હોય ત્યારે વહેતા પાણીમાં પૈસા અને સોપારી નાંખે છે. વારે-તહેવારે કે પ્રસંગમાં ભાથું લઈને જતા આવતા નદી કે કોતરનું વહેતું પાણી ઓળંગવાનું હોય તો ભાથુ ખોલી થોડું જમવાનું પાણીમાં મૂકી પછી પાણી ઓળંગે છે.

## શીંભોડીમાતા

શીંભોડીમાતાનું સ્થાનક મોટાભાગે ગામના સીમાડે આવેલું હોય છે. લગ્ન પ્રસંગે શીંભોડીમાતાની પૂજાવિધિ કરવામાં આવે છે. લગ્ન પ્રસંગે વર કે કન્યા સાથે ગામના સ્ત્રી-પુરુષો નાચતા કૂંદતા સિંભોડીમાતાના સ્થાનકે જઈને પૂજા અર્ચના કરે છે. સિંભોડીમાતાના પ્રતીકરૂપે પિઠોરામાં ઘોડાનું ચિત્ર દોરવામાં આવે છે.

## લાખો વણઝારો

ગાય, ભેંસ કે ગોવાળોના દેવ તરીકે ઓળખાય છે. રાઠ વિસ્તારમાં કેટલીક જગ્યાએ પુરાણી વાવો જોવા મળે છે. જે વાવો લાખાવણઝારાએ પાણી પીવા માટે ખોદાવી હતી એવું માનવામાં આવે છે.

## ગોદીબાવો

દિવાળીમાં કેટલુંક ધાન્ય પાકીને ઘરમાં આવી જાય છે. બળદ ખેતીમાં ઉપયોગી થતો હોવાથી દિવાળીમાં બળદની તથા છાણમાંથી બનાવેલા ગોંદીની પૂજા થાય છે. ગામના રસ્તાની બાજુમાં ગામની બહેનો એક જગ્યા ઉપર દરરોજ છાણનો મોટો ઢગલો કરે છે. તેને ગોંદી તરીકે ઓળખવામાં આવે છે. તેને દિવાળીની અગિયારસના દિવસે ગામના બધા ભેગા મળીને ઉઠાળે છે અને ગોંદીના તહેવારની ઉજવણી કરવામાં આવે છે. જે બાબા પિઠોરાના ચિત્રમાં ‘‘આખલા’’ (ગાયનો વાછરડો જેને હળ લાકડું કે ગાડાના કામમાં લેવામાં નથી આવતા) તરીકે દોરાય અને પૂજાય છે.

## હોપારિયોદેવ

આદિવાસીઓમાં સોપારીને ‘હોપારિયાદેવ’ તરીકે ઓળખવામાં આવે છે. સોપારીને શુભ માનવામાં આવે છે. લગ્ન પ્રસંગે વર કે કન્યાને હાથે પૂજારો નાળાસડીથી સોપારી બાંધે છે. બાબા પિઠોરા અને ઇંદપૂજામાં હોપારિયાદેવ અને હોપારીદેવી બન્નેની પૂજા કરે છે.

## ઘરલીદેવી

રાઠવાઓના ઘરમાં રસોડું બનાવવાના ચૂલાની નજીક ભીંત, ખપેડા કે

થાંભલી પર સિંધુરનાં પાંચ ટીંપણાં પાડેલાં હોય છે. તેને ઘરલી દેવી તરીકે ઓળખવામાં આવે છે. વારે-તહેવારે બનાવેલી રસોઈ ઘરલીદેવીને અવશ્ય ધરાવે છે. આમ ન કરે તો આંગણાનાં જીવજંતુ કે પૂર્વજો, ઘરમાં રહેતા માણસોને પરેશાન કરે એવી માન્યતાથી વાર તહેવારે સૌ પ્રથમ ઘરલીદેવીની પૂજા કરવામાં આવે છે.

બાબા પિઠોરાનું પાણગુ હોય કે વાર-તહેવારે અડદની દાળ બોળવાની હોય તો આ જગ્યા પર જ બોળવામાં આવે છે. લગ્ન પ્રસંગે વર કે કન્યા ઘરલીદેવીના સ્થાનક આગળ ખાખરના પાંચ પાનમાં ગોળ મૂકીને પૂજા-અર્ચના કરે છે અને ત્યાર બાદ બધાને ગોળ વહેંચવામાં આવે છે. જાન જવાની હોય ત્યારે ઘરલીદેવીને નમસ્કાર કરીને વર ઘરની બહાર નિકળે છે. કન્યાને લઈને જાન પાછી ઘરે આવે ત્યારે ઘરલીદેવી આગળ વર-કન્યાને બેસાડવામાં આવે છે. ઘરલીદેવીને ભોજન અર્પણ કરી પછી તેઓ બન્ને સામસામે ભોજન કરાવે છે. ઘરે જાન આવી હોય ત્યારે લગ્નવિધિ પૂરી થયે વર-કન્યાને ઘરમાં લાવી બન્નેને ઘરલીદેવીના સ્થાનકે નમન કરાવે છે.

## ઝાંપલિયાદેવ

ઘરની આગળ ઝાંપે લાકડાની ખૂંટી ઘડીને ઝાંપલિયાદેવના નામની ખૂંટી રોપે એ જ તેનું સ્થાનક છે. આ દેવ ઘરની રક્ષા કરે છે. દિવાળીના દિવસે ઘરનો વડીલ વહેલી સવારે ઝાંપા આગળ બે દીવા સળગાવી મરઘાનો બલી આપી તેનું કાળજું અને કોપરું અગ્નિમાં નાંખી દારૂની ધાર પાડી પૂજાવિધિ કરે છે. બાબા પિઠોરા ચિત્રમાં તેના એક પ્રતીકરૂપ લાલ રંગનો ઘોડો દોરે છે.

## દૂધિયાદેવ

ગામમાં ગામદેવના સ્થાનક પાસે દૂધિયાદેવનું સ્થાનક હોય છે. દિવાસાના તહેવારમાં ઉજાણીના દિવસે આ દેવની પૂજાવિધિ કરવામાં આવે છે. દૂધિયાદેવ વરસાદ અને અનાજની ખાતરી આપતો દેવ છે. તેની પૂજા વિધિ સમયે ચાલુ વર્ષે વરસાદ કેવો રહેશે, અનાજ કેટલું પાકશે તેની ખાતરી કરવામાં આવે છે. બાબા પિઠોરો ચિત્રમાં તેના પ્રતીકરૂપે એક ઘોડો દોરવામાં આવે છે.

## ભાગોળદેવ

આ દેવ ગામ સીમની રક્ષા કરે છે. ગામનાં પશુઓ અને માણસોમાં સીમ બહારથી કોઈ રોગચાળો ન આવે તે માટે તેની પૂજા કરવામાં આવે છે. જેઠ મહિનામાં વરસાદ વરશે ત્યારે તેની પૂજા કરે છે.

## બાબા વાક્ટોળદેવ

છોટાઉદેપુરની પૂર્વ દિશામાં બાબાવાઘટોળ ડુંગર આવેલો છે. બાબા વાકટોળદેવને વાઘટોર કે વાઘદેવ તરીકે ઓળખે છે. દેવના સ્થાનક ઉપરથી ડુંગરનું નામ પડેલું છે. ચોમાસામાં ગામ-સીમમાં ફરતા ઢોર-ઢાંખરને જંગલી પ્રાણી નુકસાન ન કરે તે માટે આ દેવની પૂજા કરવામાં આવે છે. બાબા પિઠોરો ચિત્રમાં તેનો એક ઘોડો પ્રતીકરૂપે દોરવામાં આવે છે. એક લોક માન્યતા છે કે જ્યારે છોટાઉદેપુરના રાજાનો બંગલો વાઘટોર દેવના ડુંગરથી થોડો ઊંચો બની ગયો હતો ત્યારે આ બંગલો એવો ને એવો કોઈ દેવી શક્તિથી જમીનમાં થોડો નીચે ઉતરી ગયો હતો. ત્યારથી તે બંગલો આજે પણ નીચો છે.

## વાઘેશ્વરીદેવી

વાઘસ્થળ ડુંગરની પૂર્વ દિશામાં સુરખેડા ગામે વાઘેશ્વરી દેવીનું સ્થાનક આવેલું છે. આ સ્થળને ત્યાંના સ્થાનિક આદિવાસીઓ વાઘેશ્વરીદેવી તરીકે પૂજે છે. કહેવાય છે કે વાઘેશ્વરી અને વાઘદેવ બન્ને પતિ-પત્ની છે. તેથી વાઘની સાથે વાઘણની પૂજા કરવામાં આવે છે. પિઠોરામાં તેમના નામના ઘોડાઓ તથા વાઘ-વાઘણ દોરવામાં આવે છે.

## ઝેરિયાદેવ

ગામ, સીમ જંગલ કે ખેતરને છેડે ચરતાં ફરતાં પશુઓને ઝેરી જીવજંતુ, સાપ, વીંછી વગેરે કરડે તેનું ઝેર ઉતારવા બડવો ઝેરિયા દેવની બાધા રાખે છે. ઝેરિયાદેવ ઝેર ઉતારતો હોવાથી તે ઝેર ઉતારનાર દેવ તરીકે ઓળખાય છે. પશુને ચઢેલું ઝેર ઉતરી જાય તો બળવો ઝેરિયાદેવની પૂજા કરીને તેની માનતા પૂરી કરે છે. બાબા પિઠોરા ચિત્રમાં તેના નામનો લાલ રંગનો ઘોડો દોરવામાં આવે છે.

## બોકળિયો દેવ

રાઠવા, નાયક જાતિમાં બકરાં પાળતા હોય છે. બકરાંઓમાં થતી બીમારી દૂર કરવા માટે તેઓ બોકળિયાદેવની માનતા રાખે છે. બકરાં સારાં થઈ જાય તો દેવના નામનો દીવો કરી તેની પૂજા કરે છે. બાબા પિઠોરામાં તેનું પ્રતીક ચિત્ર દોરવામાં આવે છે.

## ગોવાળદેવ

આ દેવનો વાસ સીમમાં હોય છે. ગોવાળે ગયેલાં પશુ સાંજે આવે ત્યારે જંગલમાં ક્યાંક એકાદ પશુ રહી અથવા ખોવાઈ જાય ત્યારે આ દેવની

બાધા માનતા રાખે છે. પશુ ઘરે પાછું આવી જાય ત્યારે દેવની પૂજા કરી માનતા છૂટે છે. બાબા પિઠોરા ચિત્રમાં તેના પ્રતીકરૂપે એક લાલ રંગના ઘોડાનું ચિત્ર દોરાય છે.

## ખતિયોદેવ

પશુઓના પગમાં થતો મોવાળા નામનો રોગ કોઈ પશુને લાગે ત્યારે ખતિયાદેવની માનતા રાખવામાં આવે છે. પશુના પગની બીમારી સારી થઈ જાય ત્યારે આ દેવની પૂજા કરવામાં આવે છે. પિઠોરા ચિત્રમાં તેના પ્રતીકરૂપે ઘોડાનું ચિત્ર દોરવામાં આવે છે.

## ગામ ગુંદરાજદેવ

ગોવાળે ગયેલા આખા ગામનાં પશુઓ દરરોજ બપોરે જે જગ્યાએ બેસાડતાં હોય તેવી જગ્યા કે સ્થળને ગામ ગુંદરાજદેવ તરીકે ઓળખવામાં આવે છે. દિવાસા, દિવાળી જેવા તહેવારોના દિવસે ગોવાળિયા જમવાનું ત્યાં મૂકીને પૂજા કરે છે.

## વેરાઈમાતા

આદિવાસી વસતિ ધરાવતાં કેટલાંક ગામોમાં વેરાઈ માતાનાં સ્થાનકો જોવા મળે છે. બાળકોમાં કોઈ બીમારી થઈ હોય તો વેરાઈમાતાની બાધા રાખવામાં આવે છે. બાળક સારું થઈ જાય ત્યારે તેના નામની પૂજા કરવામાં આવે છે. તેની માનતા લીધા પછી બાળકના વાળ કાપવામાં આવે છે પણ ચોટલી જેટલા રાખવામાં આવે છે. માનતા પૂરી કરે ત્યારે ચોટલી કાપી નાંખે છે. માનતા પૂર્ણ કરવા દેવીને ચુંદડી, બંગડી, કાંસકી અને માતાનો ગરબો (માટીનો ઘડો) ચઢાવવામાં આવે છે. કેટલાંક વિસ્તારોમાં વરસાદ લાવવા માટે વેરાઈમાતાની પૂંજા કરે છે. ગામની

સ્ત્રીઓ ભેગી થઈને વેરાઈમાતાના ગરબા ગાઈને રમતી હોય છે. રાઠવા, નાયક, તડવી, ધાણક સમાજ તેની પૂજા કરે છે. બાબા પિઠોરા ચિત્રમાં તેનાં પ્રતીકરૂપે લાલ રંગનો ઘોડો દોરે છે.

### આઠેમમાતા

ગર્ભવતી સ્ત્રીને સુવાવડમાં મુશ્કેલી આવે ત્યારે ''દાયણ'' આઠેમમાતાની માનતા રાખે છે. બાળકનો જન્મ સરળતાથી થઈ જાય ત્યારે તેની માનતા પૂરી કરવામાં આવે છે. બાબા પિઠોરા ચિત્રમાં તેના પ્રતીકરૂપે ઘોડાનું ચિત્ર દોરવામાં આવે છે.

### દૂધલીમાતા

સ્ત્રીને સુવાવડ પછી સ્તનમાં દૂધ ન ભરાતું હોય ત્યારે બળવો કે પૂજારો દૂધલીમાતાની માનતા રાખી આપે છે. સ્તનમાં દૂધ આવતું થઈ જાય ત્યારે આ માતાની માનતા પૂરી કરવામાં આવે છે. બાબા પિઠોરામાં તેના પ્રતીકરૂપે લાલ રંગના ઘોડાનું ચિત્ર દોરે છે.

### તોરણિયોદેવ

કોઈ સ્ત્રીને બાળક ન થતું હોય તેવી સ્ત્રીઓ બડવા પાસે જાય ત્યારે બડવો તોરણિયા દેવની માનતા રાખી આપે છે. માનતા ફળે બાળક જન્મે ત્યારે તોરણિયાદેવના સ્થાનકે જઈ માનતા પૂર્ણ કરે છે. બાબા પિઠોરા ચિત્રમાં તેના પ્રતીકરૂપે એક લાલ રંગનો ઘોડો દોરવામાં આવે છે.

### બળિયાદેવ

ભગવાને ઘડેલા ઘાટને બગાડનાર મોટો દેવ ગણાય. મોટાભાગે

વેરાઈમાતાના સ્થાનક પાસે બળિયાદેવનું સ્થાનક હોય છે. વ્યક્તિના શરીરે શીતળા, ઓરી કે બળિયા નીકળે ત્યારે આઠ દિવસ સુધી તેની પરેજી પાળી નવમા દિવસે બળિયાદેવની પૂજા કરવામાં આવે છે. શીતળાથી બચવા માટે બળતી સગડી માથે ચઢાવવાની, કવચ ચઢાવવાની બાધા રાખે છે. સારું થઈ જાય ત્યારે તેના સ્થાનકે જઈને માનતા કરે છે. બાબા પિઠોરાના ચિત્રમાં તેના પ્રતીકરૂપે ઘોડો દોરવામાં આવે છે.

## ખેતરપાળાદેવ

ખેતરનું રક્ષણ કરનાર દેવને ખેતરપાળાદેવ કહેવામાં આવે છે. દરેક નવો પાક કાપતાં પહેલા ખેતરપાળા દેવની પૂજા કરવામાં આવે છે. દારૂ અને અડદનાં ઢેબરાં (વડા)નું નૈવદ્ય ચઢાવવામાં આવે છે. ખેતરપાળાદેવના સ્થાનકે દિવાળીએ માટીનો ઘોડો અને ઢાબૂ ચઢાવવામાં આવે છે.

## ફેણાયમાતા

નસવાડી તાલુકાના ડુંગર ઉપર ફેણાયમાતાનું સ્થાનક આવેલું છે. આ ડુંગર ઉપર નાના ખાબોચિયામાં ભર ઉનાળે પણ પાણી રહે છે. જે પાણી માતાજીના સત્‌થી રહે એવી લોક શ્રદ્ધા છે.

## હડકાઈમાતા

કૂતરાઓને ક્યારેક હડકવાનો રોગ લાગે છે. આ સમયે કૂતરુ જે આગળ આવે તેને કરડી નાખે છે. જેને કરડે તેને પણ આ રોગ લાગે છે. આવા સમયે આ દેવીની માનતા લેવામાં આવે છે. માનતામાં સવા મહિના સુધી ઘરમાં તેના કેટલાંક નિયમો પાળવાના હોય છે. જેમ કે ૧. દાઢીમૂંછ ઉતારવી નહિ ૨. ખાટલા ઉપર બેસવું કે ઊંઘવું નહિં ૩. ઘરમાં માંસાહાર કે દારૂ જેવા પીણાનો બિલકુલ ઉપયોગ કરવો નહિ. આ માતાનું સ્થાનક

સંખેડા તાલુકાના પીપલસર ગામે આવેલું છે. માનતા છૂટ્યા પછી તે નિયમોમાંથી છૂટું થવાય છે.

## દોરળીયોદેવ

લગ્નવિધિ સમયે વર કન્યાના હાથે બાંધેલું મીંઢળ લગ્ન પછી દોરડિયા દેવના સ્થાનકે લઈ જઈ છોડાવે છે. વર કન્યા બન્નેને દેવસ્થાનકે પગે પડાવી ત્યાંજ તેમના છેડા અને સામ-સામે બન્ને હાથના મીંઢળ છોડાવે છે. બાબા પિઠોરા ચિત્રમાં આ દેવના પ્રતીકરૂપે એક ઘોડો દોરવામાં આવે છે.

## હોળીમાતા

હોળીમાતાનું સ્થાનક દરેક ગામમાં એક જગ્યા પર હોય છે. ત્યાં હોળીમાતાના ખૂંટડા રોપવામાં આવેલા હોય છે. હોળીના દિવસે ઘણા બધા લોકો ઉપવાસ કરે છે. સાંજે હોળીની પૂજાવિધિ થતી હોય ત્યાં નાળિયેર અને સાત પ્રકારના અનાજ લઈને સ્ત્રીઓ જાય છે. પૂજારો પૂજાવિધિ કરાવે ત્યારે અનાજ અને નાળિયેર હોળીમાતાને અર્પણ કરે છે. હોળી ગોઠવતી વખતે ઉપર સફેદ રંગની નાની ધજા બાંધવામાં આવે છે. હોળી સળગાવે ત્યારે પવન કઈ દિશામાં જાય છે, ધજા કઈ દિશામાં ઊડે છે. ધુમાડો કઈ દિશામાં જાય છે તે જોવામાં આવે છે. આ વર્ષે વરસાદ કઈ દિશામાંથી આવશે તે અનુમાન કરે છે. આમ હોળીમાતા પાછળની કેટલીક માન્યતાઓ છે.

## ચૂલદેવતા

હોળી પછીના ત્રીજા દિવસથી ચૂલદેવતાની પૂજાવિધિ કરવામાં આવે છે. જે સાત-આઠ દિવસ સુધી ચાલે છે. કોઈ વ્યક્તિ બીમાર રહેતી હોય,

ચાંદા-ગુંમડાં થયાં હોય, કોઈ નવ યુવાનને છોકરીનાં માંગા ન આવતાં હોય કે તૂટી જતું હોય ત્યારે ચૂલદેવતાની માનતા લેવામાં આવે છે. જે માનતા ફળે ત્યારે જે તે પુરુષમાં અગ્નિના અંગારા પર ચાલીને તેની માનતા પૂરી કરે છે.

## ઝોળિયોદેવ

નદીના કિનારે આ દેવનું સ્થાનક હોય છે. જ્યારે કોઈ નવો બડવો શિખતો હોય તેને ધૂણવાનું બરોબર ન ફાવતું હોય ત્યારે જૂનો બડવો તેને ગાયણું કરવાનું, ઢાક વગાડવાનું, પૉડી જોવાનું, ધૂણવાનું દેવને રિઝવીને તેનો આત્મા બડવામાં કેવી રીતે લાવવો, તેને લોકો સમક્ષ વાત કરાવવી વગેરે આ દેવના સ્થાનકે શિખવાડવામાં આવે છે. જે તે ઘરને જોયા વગર તેની સાચી માહિતી બડવો આપે તે આ દેવની કૃપાથી આપે છે.



## કાળુરાણો દેવ

આ દેવનું સ્થાનક ગામને સીમાડે હોય છે. આ દેવના નામના સાગનાં લાકડાના બે ખૂંટા રોપવામાં આવેલા હોય છે. તે આખા ગામની સીમની દેખભાળ રાખે છે. આ દેવને ગામલોકો બાર મહિને બકરું કે મરઘું ચઢાવી પૂજા કરે છે. બાબા પિઠોરાના ચિત્રમાં તેને લાલ રંગના ઘોડાનું પ્રતીક આપી દોરવામાં આવે છે.

## હણાળિયોદેવ

લગ્ન કરાવવા માટે છોકરા છોકરી વચ્ચે પ્રેમ ઊભો થાય અને બંને પક્ષ લગ્ન માટે તૈયાર થાય તે હેતુથી હણાળિયો /સનાડિયાદેવની પૂજા કરવામાં આવે એવી માન્યતા છે. બાબા પિઠોરા ચિત્રમાં તેના પ્રતીકરૂપે લાલ રંગનો ઘોડો દોરવામાં આવે છે.

## બાબો ભેંહોદેવ



આ દેવની બાધા-માનતા ખાસ કરીને ઢોર-ઢાંખર માટે રખાય છે. ગાય, ભેંસને ગર્ભ ધારણ ન થતો હોય ત્યારે બડવો અડદના દાણા મંતરી આપે છે. તેને ગાય, ભેંસના સીંગડે બાંધવામાં આવે છે. આ બાધાથી ગાય કે ભેંસ ગર્ભ ધારણ કરે છે. ગાય, ભેંસ વિયાય પછી સવા મહિને ઘરધણીની બાધા છૂટે છે. બાધા છૂટે ત્યારે ભેંહાદેવના સ્થાનક પર લીંપણ લીંપી દીવો કરી માટીનું ઢાબુ ઘોડો ચઢાવે છે. બકરાનો બલિ ચઢાવી તેનું કાળજું અંગારામાં નાંખી હોમ કરી બાધા છૂટે છે. બાધા પૂરી કરવામાં નારિયેળ પણ ચઢાવાય છે. દરેક ગામ ઉપરાંત તેનું મોટુ સ્થાનક છોટાઉદેપુર તાલુકાના સિલોજના ડુંગર પર આવેલું છે.

## બાબા રતુમાળદેવ

રાઠવા આદિવાસી બાબા રતુમાળદેવની ખૂબ જ શ્રદ્ધાથી પૂજા કરે છે. રતુમાળદેવ કઠીવાડામાં રતુમાળ ડુંગર પર છે. વરસાદ ન પડે ત્યારે મધ્યપ્રદેશના રાઠવાઓ બકરાનો બલિ આપે છે. આ દેવના સ્થાનકે બાધા-માનતાથી દરેક કામ સફળ થાય છે. તેવી આસ્થા શ્રદ્ધા રાખવામાં

આવે છે.




બાબાદેવ

ઘોઘંબા નજીક ચેલાવાડા ગામે બાબાદેવનું અને કણબાદેવનું સ્થાનક આવેલું છે. તેને ખાસ ''ચેલાવાડાના દેવ'' તરીકે ઓળખવામાં આવે છે. નોકરી ન મળતી હોય, છોકરાં માંદાં રહેતાં હોય, ચોરાયેલ વસ્તુની ભાળ ન મળતી હોય તેવા સમયે આ દેવની બાધા રાખવામાં આવે છે. બાધા ફળે ત્યારે અહીં મરઘાં-બકરાંની બલિ ચઢાવી બાધા માનતા પૂરી કરવામાં આવે છે. મુખ્ય સ્થાનકે બલિ ચઢાવવામાં આવતી નથી. પહેલાનાં સમયમાં પગલાં અને પાવડીની પૂજા થતી. અત્યારે મૂર્તિનું સ્થાપન કરી પૂજા થાય છે. ચેલાવાડા દેવનાં દર્શન કરવા લોકો પગપાળા પણ જતાં હોય છે.

વીહ પાળિયો

આ દેવ કુંવારો હોવાની માન્યતા છે. સુરખેડાથી એક કિલોમીટરના અંતરે તેનું સ્થાનક આવેલું છે. વાર તહેવારે આ દેવની પૂજા કરવામાં આવે

છે. અહીંથી છોકરાની જાન લઈને નીકળાતું નથી. કદાચ જાન નીકળે તો કંઈક વિધ્ન આવે એવી દૃઢ માન્યતા આજે પણ છે. તેથી આ વિસ્તારના કેટલાંક ગામમાં કન્યા સાથે વરની બહેન લગ્નવિધિ કરે છે.

### હાથિણીમાતા

હાથિણી માતાનો અહીં હાથી આકારનો મોટો પથ્થર કુદરતી રીતે તૈયાર થયેલો છે. જેની પૂજા વિધિ પણ થાય છે. આ સ્થળે ચોમાસા દરમિયાન પાણીનો ધોધ પડે છે. આ સ્થળ પોયલી ગામ, તા. ઘોઘંબા, જિલ્લો પંચમહાલમાં આવેલું છે.

### બાબો ટુંડવો

ટુંડવા-ટુંડવી ડુંગર મોટી સઢલી પાસે ટુંડવા ગામે આવેલો છે. આ વિસ્તારનો આદિવાસી સમાજ બાબા ટુંડવા દેવને ખૂબ જ આસ્થાથી પૂજે છે. અખાત્રીજના દિવસે અહીં મેળો ભરાય છે. અહીં જૂની ઈંટો, માટીના ઘોડા, પથ્થરમાં ટાંકેલી પાણીની ટાંકી તથા લોખંડની બેડી છે. આ દેવ પાસે જેલમાંથી છૂટવાની માનતાઓ રાખવામાં આવે છે.

## – વનસ્પતિ, પશુ, પ્રાણી, જીવજંતુ અને માનવસૃષ્ટિ –

### હરિયાવાંહ (વાંસ)

વાંસ એક વનસ્પતિ છે. તેમાંથી જવારા વાવવાની ટોપલીઓ, દિવાલ (ખપેડો), બળદનાં શીંકાં, ટોપલા, સુપડાં, સાવરણા વગેરે વસ્તુઓ બનાવવામાં આવે છે. હરિયાવાંસની સાત કે નવ ગાંઠવાળી લાકડી બનાવતાં તે દેવરૂપમાં ગણાય છે.

## લીંબારાણી

કોઈ બીમાર પડે ત્યારે બડવો કે ભગત લીંબુ મંતરી આપે છે. તેનો રસ ચૂસવાથી શરીરને ઠંડક મળે છે. એટલા માટે ખાસ લીંબારાણી તરીકે તેની પૂજાવિધિ કરવામાં આવે છે. ધાર્મિક પૂજા વિધિમાં લીંબુનો ઉપયોગ મોટાભાગે થાય છે.

## તુલશી-બિલીનાં દેવ

તુલશી કે બીલીના પાનનો ઉપયોગ ખાસ કરીને શુભ કાર્યમાં થાય છે. સ્ત્રીનો ખોળો ભરવા માટે તેને ખાસ વાપરે છે. તેનાં પાન અનાજની કોઠી, મોસેટી કે કોઈ પવિત્ર જગ્યાએ રાખવાથી ઘરમાં સારું સુખ મળે એમ માનવામાં આવે છે.

## કળો

આ વૃક્ષમાંથી દૂધ જેવો રસ નીકળે છે. બાબા પિઠોરાને કળાનું દૂધ પાવીને મોટો કર્યો હતો. કળાની ડાળો કુંવારિયોની માનતામાં રોપવામાં આવે છે.

## શેરડી

ધાર્મિક પાઠપૂજામાં શેરડીનો ઉપયોગ થાય છે.

## ખજૂરી

ફળ આપતું વૃક્ષ અને તેના રસને કારણે તે પૂજાય છે.



ખજૂરી - તાડનાં વૃક્ષ

આ વૃક્ષો આદિવાસી વિસ્તારોમાં મોટાભાગે જોવા મળે છે. તાડવૃક્ષોમાંથી તાડફળી નામનું મીઠું ફળ મળે છે. તેના રસને 'નીરો' કહેવાય છે. તેનો તાજો રસ આરોગ્યપ્રદ પીણું છે. તેને સૂર્ય ઉગ્યા પછી ઉતારવામાં આવે તો તે 'તાડી' માં રૂપાંતર થાય છે. તાડી પીવાથી નશો ચઢે છે. આ નીરો અને તાડી પીવાથી શરીરની તંદુરસ્તી સારી રહે અને 'પથરી'નો રોગ થયો હોય તે મટી જાય એમ માને છે. તેના રસની મુખ્ય પેદાશ ગોળ છે. તાડનો ગોળ સ્વાદિષ્ટ અને વધુ પોષક હોય છે. તેના લાંબાં, મોટાં પાંદડા ઘરગથ્થુ રીતે કામમાં આવે છે.

આદિવાસીમાં પહેલાના સમયમાં તાડના પાનને છત કે દીવાલ તરીકે ઉપયોગ કરતા હતા. તેમાંથી સાદળીઓ, દોરડાં બનાવતા હતા. કાગળની શોધ નહોતી થઈ ત્યારે લખવા માટે તાડપત્રોનો ઉપયોગ થતો. ઘણાબધા બુદ્ધિજીવીઓ પોતાનો ઇતિહાસ તાડના પાન પર લખેલો છે. જે તાડને 'બાબા પિઠોરા'ના ચિત્રમાં ચિત્રણ કરવામાં આવે છે.

## આંબાવાડિયું

રાજા ભોજની ખૂબ મોટી અલગ-અલગ પ્રકારના આંબાઓની વાડી હતી. તેને આંબાવાડિયા તરીકે ઓળખે છે. આંબાવાડિયુંના જે આંબાનાં નામ લેવાય છે તે લેખકના પોતાના ગામમાં હતા તે આજે લુપ્ત થયેલ છે.



સીમડો

આ વૃક્ષ મધમાખીઓનું ઘર ગણાય છે. મધ મોટાભાગે સીમડાનાં વૃક્ષ ઉપર જ બેસે છે.

## બળદ (સાંઢ)

બળદ ખેતીકામમાં ઉપયોગી પશુ છે. તેનો ઉપયોગ હળ અને ગાડું ખેંચવા માટે થાય છે. ‘સાંઢ’ને હળ કે ગાડામાં નથી જોડતા તે ખાસ ગાય વેતરમાં આવે ત્યારે જ ઉપયોગી બને છે. તે આખો દિવસ ગામ કે સીમમાં ફર્યા કરે છે. આદિવાસીઓમાં બળદોને તેમના રંગ અને શરીર પ્રમાણે કાબરિયો, ધોરિયો, લાલિયો, કારિયો, લીલુંડિયો, શિંગારિયો, ઢીંલો, જાફરિયો વગેરે નામોથી ઓળખવામાં આવે છે.



લોકોની માન્યતા છે કે પહેલાં લોકો બળદને આખો દિવસ ખેતરમાં હળ લાકડું જોડીને ચલાવ્યા જ કરતા. તેથી બળદ ખૂબ થાકી જતા હતા. થાકેલા બળદને ખેડૂત માર મારી ચલાવતા. આવું ખૂબ જ બન્યા કરતું. આ બધું જોગણીમાતાએ જોયું અને વિચાર કર્યો કે ખેડૂતને બીડી આપું. આમ કરી જોગણીમાતા ખેડૂત વેશે આવે છે અને જ્યાં જ્યાં ખેડૂત હળ-લાકડું ચલાવતા હતા ત્યાં જાય છે અને તેમને તમાકુ અને ટીંબરુંનાં પાન આપી કહે છે કે તું થાકી જાય ત્યારે બીડી બનાવીને 'પી' લેજે તારો થાક ઉતરી જશે અને બળદોને થોડો આરામ મળી જશે. ત્યારથી બળદ અને ખેડૂત બન્નેને ખેતીકામ દરમિયાન થોડો આરામ મળે એવું માનવામાં આવે છે. બીજું કે આદિવાસીઓમાં અનાજ મસળવાની(પીસવાની) પ્રણાલી આજે પણ ચાલી રહેલી છે. ડાંગર, જુવાર જેવા અનાજને બળદ દ્વારા મસળી છૂટું પાડવામાં આવે છે. જેમાં ૪,૬,૮,૧૦ બળદોને એક સાથે જોડવામાં આવે છે. પરંતુ ૧૨ (બાર) બળદની જોડ કોઈ પણ સંજોગોમાં જોડી શકાતી નથી. અજાણતામાં કોઈ બાર બળદ જોડી દે તો ૧૨ (બાર) બળદની શક્તિ વાઘની શક્તિ બની જાય છે. જે વાઘને ખબર પડી જાય છે. એટલે તે ખૂબ ગુસ્સે થઈ આ જગ્યા પર આવી જાય એવું માને છે.

કહેવાય છે કે પૃથ્વી ઉપરનાં મનુષ્યોને તેમના વ્યવહારની કંઈ જ ખબર ન હતી ત્યારે મનુષ્યો પ્રાણી પશુઓ, જીવજંતુઓની એક મોટી સભા ભરાઈ. સભામાં ચર્ચા કરવામાં આવી કે આપણે દિવસમાં કેટલી વાર સ્નાન કરવું ? દિવસમાં કેટલીવાર રાંધવું અને ખાવું ? ક્યારે ઉંઘવું, તે કંઈ જ ખબર નથી પડતી પરંતુ ખૂબ લાંબી ચર્ચા થયા પછી નક્કી થયું કે

આ પ્રશ્નો આપણે ભગવાનને પૂછીએ. હવે પ્રશ્ન આવ્યો ભગવાન પાસે કોણ જશે ? વાત કોણ કરશે ? જવા માટે કોઈ તૈયાર ન હતા ત્યારે પશુઓમાં એક સાંઢ બળદ બોલ્યો હું જઈશ. અને આ જવાબ લઈ આવીશ. ત્યારે સાંઢને મોકલવા બધાએ પરવાનગી આપી. સાંઢ ભગવાનને ત્યાં જવા માટે નીકળે છે. વાત ભૂલી જવાશે આમ કરીને વારંવાર બોલતો બોલતો ભગવાન પાસે જઈ કહે છે કે ભગવાન ધરતી પરનાં મનુષ્યો પ્રાણી, પક્ષી, જીવજગત મને કેટલાક પ્રશ્નો લઈને મોકલ્યો છે તે આ પ્રમાણે છે.

- દિવસમાં કેટલીવાર સ્નાન કરવું ?
- દિવસમાં કેટલીવાર ભોજન કરવું ?
- દિવસમાં ક્યારે અને કેટલા કલાક ઊંઘવું ?

ભગવાન ‘સાંઢ’ને જવાબ આપે છે દિવસમાં ત્રણવાર સ્નાન કરવું, દિવસમાં એકવાર ભોજન કરવું, ચંદ્ર ઉગે ત્યારે ઊંઘી જવું, સૂર્ય ઉગે તે પહેલાં ઊઠી જવું.

જવાબ લઈને આવતો બળદ ભૂલી ન જવાય આમ કરી વારંવાર બોલતો-બોલતો ધરતી પર આવે છે. ધરતી પર બધાને ભેગા કરી ભગવાને આપેલો જવાબ ઉલ્ટો આપી દે છે અને કહે છે.

- દિવસમાં એકવાર સ્નાન કરવું.
- દિવસમાં ત્રણ વખત સવાર, બપોર અને સાંજે જમવું.
- સૂર્ય ઊગે તે પહેલાં ઊઠી જવું અને સાંજે ચંદ્ર ઊગે ત્યારે સૂઈ જવું.

આ જવાબ સાંભળીને ધરતીનાં લોકો તે પ્રમાણે જીવન જીવવા લાગ્યાં. થોડા દિવસો વિતવા લાગ્યા. દિવસમાં ત્રણ વાર ભોજન લેવાથી અનાજ જલદી ખૂટવા લાગ્યું. બધા ભૂખે મરવા લાગ્યા. ત્યારે ‘સાંઢ’ પાછો ભગવાનને ત્યાં જાય છે અને આ વાત કરે છે. ત્યારે ભગવાન સાંઢને

પૂછ્યું તમે ધરતીના માણસોને કેટલીવાર ભોજન માટે કહ્યું હતું ? ત્યારે સાંઢ કહે તમે કહ્યું તે પ્રમાણે ત્રણ વાર જમવાની વાત બતાવી તેથી અનાજ ખુટી ગયું. ત્યારે ભગવાનને ખબર પડે છે કે જવાબ ઊલટ-સુલટ થઈ ગયેલો છે. ભગવાન સાંઢને યાદ કરાવે છે અને કહે છે કે તું આખી જિંદગી તારી પેઢીની પેઢી સુધી ધરતીના મનુષ્યને જમીન ખેડીને કણમાંથી મણ બનાવી અનાજ પૂરું પાડવું એ મારો તને શ્રાપ છે. આ દિવસથી ‘બળદ’ સાથે ખેડૂતોની મિત્રતા છે. બળદ વિના ખેડૂતને ચાલે જ નહિ.



સવલધર્મી ઘોડા

લોકજીવન અને સંસ્કૃતિ પ્રાચીન કાળથી વણાઈ ગયેલું છે. વફાદારી, શક્તિ, શોભા અને પ્રતિષ્ઠાનું પ્રતીક મનાતો ઘોડો દેવોનું વાહન ગણાય છે. જે પૂજનિય અને પવિત્ર ગણાય છે.

ગુજરાતના ગામડે ગામડે શુરવીરોનાં પરાક્રમોની ગાથાઓ ગાતા અસંખ્ય પાળિયાના શિલ્પસ્થાપત્યમાં ઘોડાના પ્રતીકો જોવા મળે છે. ગુજરાતમાં કેટલીક જગ્યાએ કુંભારો માટીના ઘોડાઓ બનાવે છે. કેટલીક આદિવાસી જાતિઓમાં દેવ-દેવીના સ્થાનકે માટીના ઘોડા ચઢાવાની પરંપરા આજે પણ ચાલે છે. સવારી અને રથમાં ઘોડાનો ઉપયોગ આપણે ત્યાં પ્રાચીન કાળથી થતો આવ્યો છે. વેદોમાં સૂર્યનાં કિરણોને ઘોડાની સાથે સરખાવ્યા છે.

જે તે સમયે બાબો પિઠોરો, રાણીકાજલ વગેરે ફરવા નીકળ્યાં હતાં. ત્યારે તે આભા કણભીના ઘોડાઓની સવારી કરી હતી. ત્યારથી બાબા પિઠોરા ચિત્રમાં કેટલાંક દેવી-દેવતાઓને ઘોડાની સવારી આપે છે. દેવી-દેવતાના વાહન તરીકે ઘોડાને ચિત્રમાં સ્થાન આપવામાં આવ્યું છે. દેવનું પ્રતીકરૂપ માની જે તે દેવના નામનો ઘોડો દોરવામાં આવે છે.

## ભેંસ



ભેંસ દૂધ, ગોબર આપવામાં ઉપયોગી થાય છે. અમૃત જેવાં દૂધ, દહી અને ઘીની માટલીયો ભરી દેનારી કાળજાના કટકા જેવી ભેંસો પર માનવી અનોખું હેત વરસાવે છે. ખેતીવાડી ઉપર આધાર રાખતા કોઈ પણ દેશના અર્થતંત્ર માટે ભેંસો અતિ મૂલ્યવાન પશુ ગણાય છે. આદિવાસીઓમાં જ્યારે ભેંસ વેતરમાં આવે તો બાબા ગણેહને બોલાવે છે. પિઠોરા ચિત્રમાં ભેંસનું દૂધ કાઢતા આભા કણભીનું ચિત્ર દોરવામાં આવે છે.

## મરઘી



મોટાભાગના આદિવાસી દેવસ્થળોમાં મરઘાની બલિ ચઢાવવામાં આવે છે. ખાસ કરીને બાધા-માનતા છૂટવાની હોય અથવા તહેવાર જેવા પ્રસંગે અમુક દેવસ્થળોએ બલિ ચઢાવાતી હોય છે. મરઘીનું ઈંડું ઈંદ પૂજામાં પણ ઉપયોગી થાય છે.



ઊંટ

સામાન્ય રીતે ભરવાડ, રબારી, માલધારીઓ અને કચ્છના સાવણલી જાતિઓ સાંઢિયા રાખે છે. છોટાઉદેપુર જિલ્લામાં રાઠવા, નાયક, તડવી, ડુંગરાભીલ લોકો મેઘને રિઝવવા ઊંટડીનો વેશ કાઢે છે. જેઠ, અષાઢ મહિનામાં વરસાદ ન પડે અથવા વરસાદ પડે વાવણી થાય, પછી વરસાદ જલ્દી ના પડે અને પાક સુકાવા માંડે ત્યારે વરસાદને લાવવા લોકો ઊંટડી કાઢે છે. આ વેશમાં આખું ગામ જોડાય છે.

ઊંટડી બનાવવા માટે એક નાનો ખાટલો લઈ તેના પાયા સાથે વાંસ અને કપડાં બાંધી ઊંટ જેવો ઘાટ આપે છે. ગળાના ભાગે ઘુઘરા અને ફૂલોના હાર પહેરાવે છે. ઊંટડી ફરતે કપડાનો એવો પડદો બનાવે જેથી ઊંચકનાર દેખાય નહિ. આગળથી જોતાં ઊંટડી ચાલતી હોય તેવું લાગે છે. ઊંટડી ઊંચકનાર આખો દિવસ ઉપવાસ કરે છે. માટીનો બનાવેલો દેડકો પાટલા ઉપર મૂકી એક વ્યક્તિ પાટલાને માથે લઈને ચાલે છે. એક વ્યક્તિ ખાલી ડબ્બો લઈને વરસાદ ગરજતો હોય તેવો અવાજ કરે છે. એક વ્યક્તિ સળગતું છાણું લઈ વારંવાર તેને ભાંગીને અગ્નિના તણખા ઉડાળે છે. આ તણખા વીજળીના ચમકારા જેવા લાગે છે. એક વ્યક્તિ બપૈયા પક્ષીની જેમ 'હુહહુહ' બોલે, બીજો દરજીડા પક્ષીની જેવો અવાજ કરે, ત્રીજો બીગી પક્ષીની જેમ પીગી જ્યો, પીગી જ્યો એમ બોલે છે. આ બધાની સાથે સો જેટલા માણસોનું ટોળું જોડાય છે. વરસાદ આવતો હોય એવું વાતાવરણ સર્જતાં તેઓ આખા ગામમાં ફરે છે. સ્ત્રીઓ, છોકરીઓ અને

પુરુષો ગીતો ગાતા ગાતા ચાલે છે. ગામમાં ઘેર-ઘેર જાય છે. ઘરવાળા ઊંટડી અને ગાનારા ઉપર પાણી રેડે છે અને દરેક ઘરેથી અનાજ કે પૈસા આપે છે. આવી રીતે રાત્રીના સમયે ઊંટડી કાઢીને આખા ગામમાં ફરે છે. આ સમયે વરસાદ આવતો હોય તેવો માહોલ સર્જે છે. સાથે કેટલાંક ગીતો પણ ગાય છે.

મેઘ વરસો ઝરમર
તેતર લાવળી તરસે મરે
ગાય-ગોધો તરસે મરે
મેઘ વરસો ઝરમર

કંઈ રે ગામવાળા સૂવે કે જાગે ?
કંઈ રે ઘરવાળા સૂવે કે જાગે ?
પોંઈતે ધોતિયું પીગે સે
કંઈ રે પીના સૂવે કે જાગે
પોંઈતે ઘાઘરો પીગે છે.

એવી માન્યતા છે કે ઊંટડી કાઢ્યા પછી અચૂક વરસાદ આવે છે. વરસાદ આવે અને જેટલા ઊંટડી ગયેલા હોય તેટલા વરસાદના પાણીથી ભીગી જાય છે.



બકરી

આદિમાનવે પ્રાણીઓને કેળવણીની શરૂઆત બકરીથી કરી હોય એમ મનાય છે. સામાન્ય મજૂરિયા વર્ગના લોકો દૂધ માટે બકરીઓ પાળે છે. બકરી એક વેતરે એક કે બે બચ્ચાને જન્મ આપે છે. અનુકૂળ સંજોગોમાં દોઢ વર્ષમાં બે વખત વિયાય છે. દૂધ ઉપરાંત માંસ માટે બકરી અગત્યનું પ્રાણી ગણાય છે. કુટુંબમાં દૂધની જરૂરિયાત પૂરી કરવા માટે એકાદ-બે બકરી પાળે છે. બકરી બધી જ વનસ્પતિ ખાતી હોવાથી એમાંથી તૈયાર થયેલું દૂધ ખૂબ ગુણવત્તાવાળું હોય છે. આ દૂધ ટીબી, પાંડુરોગ, બરોળનાં દર્દો માટે અગત્યનું મનાય છે. આથી ઘણીવાર વૈદો આવા દર્દીઓને બકરીના દૂધ વડે દૂધવટી કરાવે છે. કેટલાક ઉત્સવો, પ્રસંગોમાં, બાધા-માનતામાં બકરાની બલિ આપવામાં આવે છે. દૂધ આપતી બકરી દિવસમાં કોઈપણ સમયે દૂધ કાઢવા દે છે. ઉપરાંત તેનાં મળમૂત્ર ખેતરમાં ખૂબ જ ઉપયોગી બને છે. કેટલાંક વિધિવિધાનમાં ઘર ચોખ્ખું કરવા માટે બકરીનું દૂધ છાંટવામાં આવે છે.



ગવળી ગાય

ગાય વેદકાળથી પવિત્ર અને પૂજનીય ગણાય છે. ધરતીમાતાની જેમજ ગાય પણ પૂજનીય ગણાય છે. ગાયનું દૂધ, દહીં, ઘી, ગોબર અને મૂત્ર જેવા પાંચેય પદાર્થો પવિત્ર અને શુભ કાર્યમાં વપરાય છે. ગાયનું દૂધ મનુષ્યના શરીર, બાળક અને માતાના આરોગ્ય માટે તે અતિ ઉત્તમ ગણાય છે. જ્યારે અંગ્રેજો ભારતમાં આવ્યા તે પહેલા દૂધ વેચાતું નહિ પરંતુ મફત અપાતું હતું. આદિવાસીઓ દહીં વલોવતા ત્યારે તેની છાશ

આજુબાજુના ઘરે આપી દેતા. ગાયનું છાણ ખેતરોમાં ખાતર તરીકે, ઘરમાં લીંપણ કરવા કોઈનું મૃત્યુ થયું હોય કે બાળકનો જન્મ થયો હોય ત્યારે, બાબા ઈંદ કે બાબા પિઠોરાની પૂજા વિધિ હોય ત્યારે અલગ અલગ જગ્યાએ ગાયના છાણનો ઉપયોગ થાય છે. ઉપરાંત તેના થાબેલાં છાણાં ચોમાસામાં બાળવા માટે તથા ખેતરમાં જાય ત્યારે મચ્છર, જીવજંતુઓને ભગાડવા માટે તેનો ધુમાડો કરવામાં આવે છે. યજ્ઞમાં પણ ગાયના છાણાનો ઉપયોગ થાય છે.

ગાયના મૂત્રમાં પવિત્રતા અને સ્વચ્છતા ઉત્પન્ન કરવાનો વૈજ્ઞાનિક ગુણ સમાયેલો છે. આ મૂત્ર કફ, ટીબી, વાયુ, શ્વાસ, કમળો વગેરે રોગો માટે ઉપયોગી થાય છે. વ્યક્તિનું મૃત્યુ થયું હોય ત્યારે તેના બારમા-તેરમાની વિધિમાં 'પૂંછપાણી' લેવાની વિધિ ગૌમૂત્રથી કરવામાં આવે છે. કોઈ પ્રસંગ કે તહેવારમાં બનાવેલું રસોડુ અગ્નિ અને ગાયને જમાડ્યા પછી બધાને જમાડવામાં આવે છે. ઉત્તરાયણના દિવસે ગાયને સાત પ્રકારનાં અનાજ ભેગાં કરીને ભોજન આપવામાં આવે છે. ઘણા લોકો માને છે કે ગાયને વેચવી નહિ. જે ગાયને વેચાણ કરે તે પોતાની દીકરીનું વેચાણ કર્યું તેમ માને છે. કોઈની પરિસ્થિતિ સારી હોય તો લગ્ન પછી દીકરીને ગાયનું દાન કરે છે. દીકરીના ઘરે કાં તો કુટુંબમાં કોઈના ઘરે પિઠોરા ચિત્ર હોય અને ત્યાંથી દીકરીને ગાય આપવામાં આવે તો ગાયના પૂંછ પર બેસીને બાબા પિઠોરો દીકરીના સાસરે આવે એવી માન્યતા છે. પિઠોરા કથામાં બાબા ઈંદને સાત ગાયો પણ હતી તેમાં ઝલા ગાય, રતા ગાય, હીયા ગાય, ધરમીગાય, છલાગાય જેથી પિઠોરા ચિત્રમાં ગાયનું દૂધ કાઢતા આભા કણભીનું ચિત્ર દોરવામાં આવે છે.

જોરાવરસિંહ જાદવ ધાર્મિક માન્યતાઓમાં નોંધે છે કે બ્રહ્માજીએ સર્વ-દેવીદેવતાઓને ગાયના શરીરમાં વાસ કરવાનું કહ્યું. પરંતુ લક્ષ્મીજી અને સમુદ્રને સૂગ આવી કે દેવ થઈને પશુના શરીરમાં કોણ વાસ કરે ! જ્યારે અન્ય દેવતાઓ ગાયના રોમેરોમમાં વસી ગયા માત્ર લક્ષ્મી અને સમુદ્ર

બાકી રહ્યાં. હવે જો ગાયના શરીરમાં ન વસે તો દેવતાઓની પંક્તિમાંથી નીકળી જાય એટલે બ્રહ્માજીને પ્રાર્થના કરી કે હે પ્રભુ અમને રહેવાનું સ્થાન આપો. ત્યારે માત્ર બે જ સ્થાન બાકી હતાં એક ગાયનું છાણ અને બીજુ મૂત્ર છેવટે લક્ષ્મીજીએ ગાયના ગોબરમાં અને સમુદ્રે મુત્રમાં વાસ કર્યો. આમ બધા પશુઓમાં ગાય સર્વોત્તમ મનાય છે.

## પાડો

રાઠ વિસ્તારમાં પાડા મોટા થાય ત્યારે કેટલાક પાડાઓને ગામમાં છૂટા મૂકી દેવામાં આવે છે. ગામની સીમમાં રાત દિવસ એ ગમે ત્યાં ફરતાં હોય છે. છતાંય તેને કોઈપણ પશુપ્રાણી નુકસાન કરી શક્તું નથી. તેથી તેમાં કોઈ દેવી શક્તિનો વાસ છે એવું માનવામાં આવે છે. તેને બાબા ગનેહના નામથી પણ સમાજ ઓળખે છે.



હાથી

હાથી રાજાભોજનું વાહન ગણાય છે. વરસાદ સાથે પણ હાથીનું નામ જોડાય છે. આસો મહિનામાં આવતા તોફાની વરસાદને 'હાથિયા હરાળા' તરીકે ઓળખે છે. પિઠોરા ચિત્રમાં રાજાભોજની સવારી સાથે હાથીનું ચિત્ર દોરવામાં આવે છે.



અજગર

અજગર સરિસૃપ જીવ છે. રાઠવાઓમાં તેને દેવરૂપ માને છે. તે ભગવાન ઈંદદેવની સાથે રહે છે. બાબો પિઠોરો અજગર પર બેસીને સ્નાન કરતો હતો. તેથી તેને ''દેવનો પાટલો' કે 'બાબાપાલ્લા' તરીકે ઓળખે છે. પિઠોરો કે ઈંદની પૂજા હોય ત્યારે તેના નામનો લાકડાનો પાટલો બનાવી પૂજવામાં આવે છે. બાબા પાલ્લાની પૂજા ન કરે તો તેના ઘરમાં અજગર આવી મરઘાં અથવા મરઘીનાં ઈંડાં ખાઈ જાય છે. વારા ઘડીએ ઘરમાં આવે ત્યારે બડવાને બોલાવીને 'પાણગા'ની અને પાલ્લાની પૂજા કરાવવામાં આવે છે.



વાઘ

પશુપ્રાણીઓના રક્ષણ તથા ગામની સુખાકારી માટે વર્ષમાં એક વખત દિવાસાના તહેવારે ગામદેવના સ્થાનકે બકરાનો બલિ ચઢાવવામાં આવે છે. બલિનો નિત્યક્રમ જળવાઈ રહે તો ગામ સીમ જંગલમાં ફરતાં પશુપ્રાણીને વાઘ શિકાર કરતો નથી એવી માન્યતા છે. જેથી

પિઠોરાચિત્રમાં રક્ષક તરીકે વાઘનું ચિત્ર દોરવામાં આવે છે.



રીંછ

જંગલી પ્રાણી રીંછને પણ પિઠોરાચિત્રમાં સ્થાન આપવામાં આવ્યું છે.



સિંહ

પ્રાણીઓમાં સિંહ શક્તિશાળી ગણાય છે. પોતાની વિકરાળ ત્રાડથી સમગ્ર જંગલ ગજાવી દે છે. પશુ-પ્રાણીઓને થથરાવી મૂકે છે. આથી પૌરાણિક કથાઓમાં અને દંતકથાઓમાં સિંહને આગવાં માનપાન મળ્યાં છે. અત્યાચાર સામે લડવા માટે દેવીઓ સિંહ પર સવાર થયેલી. દેવીઓ સાથે સંકળાયેલો સિંહ શક્તિ અને ધર્મનું પ્રતીક છે. અશોક સ્થંભમાં પણ

સિંહને સ્થાન મળેલું છે. શૌર્ય, વીરતા અને ધર્મ સ્થાનકો પર સિંહાસનો અને દરવાજાની બન્ને બાજુએ સિંહની મૂર્તિઓ સ્થાપવાની પરંપરા રહી છે. એનાથી ભક્તોના હૃદયમાં એવી ભાવના પેદા થાય છે કે દેવાલયના રક્ષક ધર્મરૂપી સિંહ પાપી અને મલિન હૃધ્યવાળા સૌને પોતાના પ્રતાપી તેજથી નષ્ટ કરશે. બાબા પિઠોરા ચિત્રમાં બ્રહ્માંડના દરવાજા ઉપર લખારાઓ સિંહનું ચિત્ર દોરે છે.

## વાંદરા



રાઠવાઓની મૌખિક દંતકથા મુજબ કરોડિયાના તાંતણે વાંદરો સ્વર્ગમાં જતો હતો. તાંતણો તૂટવાથી નીચે પડ્યો ત્યારે તે ટીમરૂના ઝાડ ઉપર પડ્યો હતો. ત્યારથી તેનું મોં કાળું થઈ ગયું એવી દંતકથા છે. જે ચિત્ર પિઠોરામાં દોરવામાં આવે છે.

## હરણ



હરણ દેખાવમાં સુંદર, ભોળું, પ્રામાણિક અને સંગીતપ્રેમી પ્રાણી હોવાથી લોકસંસ્કૃતિ, સાહિત્યમાં અને કલામાં તેનું સ્થાન જમાવીને બેઠું છે. સવારના ઠંડા પહોરમાં ચરવા નિકળે છે અને તડકો ચઢતાં ફરી જંગલમાં પેસી જાય છે. તેનું શિંગ પાંસળીઓના દુઃખાવા પર ઘસીને લગાડવાથી દર્દમાં રાહત થાય તેવું માને છે. બાબા પિઠોરાચિત્રમાં બે માથાવાળું હરણ પણ દોરવામાં આવે છે. તે કસ્તૂરીનો રાજા હોવાથી તેને પણ પૂજવામાં આવે છે.

## - પક્ષી સૃષ્ટિ -



કાળી કોયલ

કોયલ ચતુર અને શાંત પક્ષી છે. તે કયારેય માળો નથી બનાવતી, ઈંડાં પણ કાગડાના માળામાં મૂકે છે. ખાસ કરીને વસંતઋતુમાં અને વરસાદ આવવાની તૈયારી હોય ત્યારે કે વહેલી પરોઢે વધારે બોલે છે. અન્ય સમયે ખૂબ ઓછું બોલે છે. પિઠોરા કથામાં પિઠોરાની માતા અને ઇંદ દેવની બહેન તરીકે ઓળખાય છે.



મોર

મોર જન્મજાત દેખાવમાં ખૂબ જ સુંદર છે. પરિણામે તેને રાષ્ટ્રીય પક્ષી તરીકેની ઓળખ મળી છે. મોરને દેવીના વાહન તરીકે બાબાપિઠોરાચિત્રમાં દોરવામાં આવે છે. તેના પાછળની એક મૌખિક દંતકથા છે કે બાબા ઇંદ (મેઘરાજા)તેનું લગ્ન નક્કી કર્યું ત્યારે મોરે શણગાર સજવામાં દિવસ-રાત કાઢી નાંખી. સમયનું ધ્યાન ન રાખ્યું. ત્યારે 'ઢુંચિયા' ને ખબર પડી કે

મોર હજુ તૈયાર જ થાય છે. ચાલને મને લગ્ન કરી લેવા દે, આમ કરી જલ્દી તૈયાર થઈ જાન લઈને જતો રહે છે. મેઘરાજાને લાગ્યું કે જાન આવી ગઈ, આમ કરી પુત્રીનાં લગ્ન કરાવી આપ્યાં. જાન વળાવી દીધી. થોડા સમય પછી મોર ખૂબ સાજ શણગાર સજી જાન લઈને જાય છે. ત્યારે મેઘરાજાને ખબર પડે છે કે લગ્ન બીજુ કોઈ કરી ગયું. ત્યારથી બપૈયો (ઢુંચિયો) મેઘરાજાનો જમાઈ બને છે અને મોર કુંવારી રહી જાય છે. જેથી હાલમાં મોરનું આંસુ ઝિલવીને ઢેલ પીવે ત્યારે તેને ગર્ભ રહે છે. મોર સાથે સંગમ નથી થતો. બપૈયો મેઘરાજાનો જમાઈ હોવાથી બપૈયો ઢુંઢું બોલે ત્યારે મેઘ તેની લાજ રાખી વાદળો રચે અને વરસાદ આવે છે. મોર દેવીનું વાહન ઉપરાંત પક્ષીઓમાં મહાન હોવાથી અને બપૈયો મેઘરાજાનો જમાઈ હોવાથી તેમના ચિત્રો પિઠોરાચિત્રમાં જોવા મળે છે.



એક ટાંગિયો (બગીલો)

બગલાને પિઠોરા ચિત્રમાં એક ટાંગિયા તરીકે પૂજવામાં આવે છે. તે બળદનો અને ખેડૂતનો મિત્ર કહેવાય છે. ખેડૂત ખેતરમાં હળ ચલાવે ત્યારે તે પણ તેની સાથે સાથે ચાલે છે. બળદના શરીરે વળગેલાં જીવજંતુઓ તે ખાય જાય છે. આ મિત્રભાવને કારણે પિઠોરાચિત્રમાં એક ટાંગિયો તરીકે બગલાનું ચિત્ર દોરવામાં આવે છે.



ઘુવડ

આદિવાસી રાઠવા સમાજમાં ઘુવડ પક્ષીની એક માન્યતા છે કે ઘુવડને કોઈ વ્યક્તિ માટીનું ઢેફું ફેંકે અને ઢેફું ઘુવડ પકડી લઈ તેને નદી કે કોતરમાં ફેંકે ત્યારે જેમ ઢેફું ઓગળે તેમ ઢેફું મારનારનું શરીર સુકાવા લાગે છે અને છેવટે તે મૃત્ય પામે છે. આ પક્ષી ખાસ કરીને રાત્રે બહાર નિકળે છે.



પોપટ

સમાજમાં પોપટને ‘હીલા’ તરીકે ઓળખે છે તે બે પ્રકારે જોવા મળે છે. ગળે કાંઠલો હોય તેને પોપટ અને કાંઠલા વગરનાને હીલો તરીકે ઓળખે છે. પોપટ ખૂબ સુંદર દેખાવડું પક્ષી હોય છે. તેનો આખો રંગ પોપટી ચાંચ લાલ રંગની હોય છે. માણસ જેવુ બોલે, તેવું તે પણ બોલતો હોય છે. તે ખૂબ સુંદરતા, સત્યતા, ચોખ્ખો, ઝડપી કામ કરનાર પક્ષી હોવાથી દેવ-દેવીઓ, રાજા-મહારાજાઓ તેને સાથે રાખે છે.



માંકાઢુંળ

આ પક્ષીને ચીબરી તરીકે પણ ઓળખે છે. તે પક્ષીપ્રત્યે શુભ અને અશુભની માન્યતા જોવા મળે છે. તે કાબર ચીતરા રંગનું છે. તેનું મોં બિલાડીના મોં જેવું દેખાય છે. સૂર્યપ્રકાશને પરિણામે આ પક્ષીને દિવસે ઓછું દેખાતું હોય છે. તેથી તે રાત્રી દરમિયાન પોતાની બખોલમાંથી નીકળે છે. આ પક્ષીના બોલવાનો અવાજ ખૂબ ડરપોક હોય છે.

સૂરગલી (માળેણ)



રાઠવા આદિવાસી આ પક્ષીને હુરગલી કે સુગરી નામથી ઓળખે છે. રહેવા માટે વૃક્ષ પર લટકતો ઘાસનો માળો બનાવે છે. માળાની અંદર અલગ-અલગ ભાગ પાડેલા હોય છે. માળાનું લાંબું સાંકળું મુખ શત્રુઓ સામે રક્ષણ આપે છે. બે ત્રણ સુગરી સાથે મળી પોતાના માળા તૈયાર કરે છે. માળાનું કદ અને આકાર અલગ પ્રકારનું જોવા મળે છે. ડાળીને

છેડે, તાડ કે નાળિયેરીના પાનને છેડે સાધારણ રીતે લટકતો માળો બનાવે છે.

સુગરી વિશેની માન્યતા છે કે તે માળો બાંધવાનુ શરૂ કરે એટલે વરસાદ આવવાની તૈયારી થાય અને માળો બાંધવાનું પૂરું થાય ત્યારે વરસાદ આવે.



સાપણ

'સાપણ' એક સરિસૃપ જીવ છે. આદિવાસી સમાજમાં તેને 'સાપેણ' તરીકે ઓળખે છે. તેના ડંખથી માણસનું મૃત્યુ થઈ જાય એટલી ઝેરી હોય છે. કોઈ સ્ત્રીને ગર્ભ ન રહેતો હોય, બાળકો વારંવાર મૃત્યુ પામતાં હોય ત્યારે સાપેણદેવીની માનતા લેવામાં આવે છે. જેમાં સ્ત્રીનો ભાઈ ચાંદીની સાપેણ આકારની વીંટી બનાવીને બહેનને પહેરાવે છે. તેથી બાબાપિઠોરા ચિત્રમાં સાપનું ચિત્ર દોરવામાં આવે છે.

પેડ

'પેડ' એક સરિસૃપ જીવ છે. તે મોટાભાગે ગોળ થઈને પડી રહેતું હોવાથી તેને પેડ કહેવામાં આવે છે. તે ડંખ મારે ત્યારે શરીરે કહોવારો લાગે છે.



કેટલાક વિધિના જાણકાર બડવાઓ તેનું ઝેર ઉતારે છે. ઝેર ઉતર્યા બાદ દર્દીને ચાંદીનું પેડ બનાવડાવી પહેરાવે છે. બાબા પિઠોરાચિત્રમાં પેડનું ચિત્ર દોરે છે.



હાલુણ

હાલુણ કાંચીડાની એક જાત છે. બે પાંચ મિનિટે તેના રંગો બદલાયા કરે છે.

## માનવસર્જન

ઉપર ઉલ્લેખ કરેલાં ચિત્રો ઉપરાંત તેર મણની ખુરશી, કૂવો, વાવ, કોઠાર, રાજાભોજનો મહેલ, દારૂ ગાળતું ચિત્ર, વાજિંત્રો વાળા, વિંઝણો, કાંસકી, પાટલો, બિલખી (તીર), નીરો ઉતારતો માણસ, વલોણું વલોવતા સ્ત્રી-પુરુષ, બંદૂકધારી પૅરા, પાણી ભરતી પનિહારી, અનાજ દળતી સ્ત્રી, મૈથુન કરતા સ્ત્રી પુરુષ, ખેડૂત, નૃત્ય કરતા, ખેતી, ધરતીનો છેડો જેવાં અનેક ચિત્રો પિઠોરાચિત્રમાં જોવા મળે છે.



મધમાખી

આદિવાસી સમાજમાં એવી માન્યતા છે કે ઘરમાં કોઈપણ જગ્યા ઉપર મધ આવીને બેસે તો તેના ઘરની સ્થિતિ ખૂબ સારી રહે છે. ઘરમાં મધ બેઠું હોય ત્યારે ડાકણ કે કોઈ મેલી વસ્તુ પ્રવેશ કરી શકતી નથી. મેલી વસ્તુને આવવું હોય તો આ મધપુડાના કાણાં ગણવાં પડે છે અને તેની ગણતરી થઈ શકે નહિ તેથી તે ઘરની અંદર પ્રવેશ કરી શકે નહિ એમ માને છે.



અસાડ

બાબા પિઠોરાના મુખ્ય ચિત્ર ચોકમાં એક વાંકો ચૂંકો પટ્ટો દોરવામાં આવે છે. તેને 'અસાડ'તરીકે ઓળખે છે. દા.ત. જેમ કોઈ વરરાજા ફૂલેકે નીકળે

ત્યારે ચાલતા હોય અને તેના ઉપર કાપડનો છાંયડો કરવામાં આવે એવી જ રીતે પિઠોરામાં દેવોની ઉપર અસાડ ઢાંકવામાં આવે છે.

લગ્નમાં વરરાજા ઉપર હળદર લગાવેલ ધોતિયાને ચાર છેડે ચાર વ્યક્તિઓ અને વચ્ચે તલવાર ઉંચી પકડીને વરરાજા ચાલે છે. તે જ રીતે ચૂલના મેળામાં ચૂલ ઉતરનાર પુરુષ હાથમાં તલવાર લઈને ઉપર 'અસાડ' રાખીને ચૂલ ઉતરવા જાય છે.

બીજી માન્યતા છે કે મેઘરાજા જ્યારે પૃથ્વી ઉપર આવે ત્યારે સાત રંગોનો વેશ લઈને આવે છે તે સમયે પણ મેઘ ઉપર સાતરંગી અષાઢ હોય છે. તેને આદિવાસી ભાષામાં ''બોન તોણીયું'' કહેવાય છે.

એક માન્યતા એવી પણ છે કે છોટાઉદેપુર વિસ્તારના અંબાલા, સુરખેડા, જેવા ગામના દેવો કુંવારા ગણાય છે. તેથી આ ગામોમાંથી પસાર થતી જાનોમાં વરરાજા ઉપર હળદર લગાવેલ સફેદ ધોતી પકડવામાં આવે છે. જો આ 'અસાડ' પકડવામાં ન આવે તો લગ્ન કરનાર વરને પોતાના જીવનમાં આ દેવ નડતર થશે એવું માનવામાં આવે છે.

પૂજા સમયે તેઓ પોતાના મૃત-પિતૃઓને યાદ કરી તેમણે પણ દેવપૂજામાં બેસાડે છે. મુખ્ય નકશી અને બારણાની પાસેની દીવાલ ઉપર પિતૃઓના પાંચ ઘોડાઓ લાલ રંગથી ચિતરવામાં આવે છે તેને ખત્રીજ (પૂર્વજ)ના ઘોડા તરીકે ઓળખવામાં આવે છે.

મુખ્ય નકશીનું ભીંત પરનું ચિતરણ કરવાનું પૂરું થાય પછી બારણાની ડાબી-જમણી બાજુની દીવાલમાં અન્ય દેવી-દેવતાઓના ઘોડાઓ પ્રતીકરૂપે ચિતરવામાં આવે છે. તેમાં એક ચોરસમાં સફેદ ચિત્રણવાળો 'નકટી ભૂતેણ'નો ઘોડો દોરે છે. જે મેલી વિદ્યા પાછળ નજર રાખવાવાળી દેવી તરીકે ઓળખાય છે.

ત્યાર બાદ ગોરીદેવનો લાલ ઘોડો, બાબા કોહાજ્યાનો લાલ ઘોડો, રૂપા ગોવાળણનો લીલો ઘોડો, લાખા વણઝારાનો વાદળી ઘોડો, કાળા ભરવાડનો કાળો ઘોડો, કન્હેરી માતાની લાલ ઘોડી, ચાર જુગના ધણીનો લાલ ઘોડો, બામણનો લીલો ઘોડો, મુવાડિયાના માથા વગરના ઘોડાઓ દોરવામાં આવે છે. અન્ય ઘોડાઓ ગામના નાનાં મોટાં દરેક દેવી-દેવતાનાં નામના દોરવામાં આવે છે.

સમગ્ર ચિત્રોને જોતાં ઉપર વર્ણવેલા ઉપરાંત બીજા પણ કેટલાંક ચિત્રો દોરવામાં આવે છે. જેની સૂચિ નીચે આ પ્રમાણે છે. મરઘો, મરઘી, તાડ ઉપર ચઢતી વ્યક્તિ, ભેંસનું દૂધ કાઢતાં સ્ત્રી પુરુષ, વાછરડું-પાડુ, છત્રી, વલોણું વલોવતા સ્ત્રી પુરુષ, પાણી ભરતી સ્ત્રી, હળ ચલાવતો આભોકણભી, ભાથ લઈને જતી ભથારી, કીડી, અનાજના કોઠાર અને તેને તાળું, બે ઘોડા જોડેલી ગાડી, ઢોલ વગાડતો ઢોલી, બાબા પિઠોરાનાં ગાયણાં કરતો ટીટીયો જોશી અને તેના સાથીદારો, મેળો રમતાં સ્ત્રી પુરુષો, બંદૂકધારી સિપાઈ, મૈથુન કરતાં સ્ત્રી પુરુષ, ભમરો, મધમાખી, ભૂંડ, વાઘ, સિંહ, રીંછ, સાપ, હેંડપંપ, રેલગાડી, ઘડિયાળ, પોલીસ જેવાં અનેક ચિત્રો દોરવામાં આવે છે.





# ઘરધણી, બડવો, લખારાનો બાબા પિઠોરા સાથેનો સંબંધ

બાબા પિઠોરોદેવનાં ભિત્તિચિત્રની ઓળખ માત્ર ચિત્ર નથી. તેની સાથે ઘણા પાસાં જોડાવાથી તેની ઓળખ થાય છે. ચિત્ર એ તેનું એક દૃશ્ય સ્વરૂપ છે. કોઈ હેતુને અનુરૂપ ઘર માલિક ચિત્ર કરાવે. તેના નીતિ નિયમોથી લખારા (ચિત્રકાર)ચિત્ર કરે છે. બડવો તેના ચોક્કસ નીતિ નિયમોને આધિન પૂજાવિધિ કરે. આ બધાનું કાર્ય સંપૂર્ણ રીતે પૂરું થાય ત્યારે બાબા પિઠોરો ચિત્રની પૂરી ઓળખ થાય છે.

**- ઘરધણીના મંતવ્ય -**

ઘરધણી બાબા પિઠોરોની સ્થાપનાનું મુખ્ય કેન્દ્રબિંદુ છે. ઘરમાં કોઈ બીમાર વાર-વાર થતું હોય, ખેતીવાડી અન-ધનમાં બરકત ન આવતી હોય, કોઈને બાળક ન થતું હોય, બાળકો જન્મ્યા પછી વારંવાર મૃત્યુ થતાં હોય ત્યારે ઘરધણી બડવા પાસે જાય છે. બડવો દાણા જોઈ બાબા પિઠોરો માનતા રાખે છે. માનતામાં બડવો દેવને કહે છે કે આ દુઃખ દૂર થાય ત્યારે ઘરધણી તારી સ્થાપના કરાવશે એવી માનતા લે ત્યારથી ઘરધણી, બડવો અને બાબા પિઠોરા વચ્ચે સંબંધ બંધાય છે.

જે વસ્તુ કે વ્યક્તિની માનતા લીધી હોય તેની પૂરેપુરી જવાબદારી બડવા મનોમન બાબા પિઠોરાદેવને સોંપી દે છે. જે સારું કરવું કે ન કરવું એ બધું દેવના હાથની વાત છે એવી દઢ માન્યતા રાખે છે. આમાં ઘરધણી અને પિઠોરોદેવ વચ્ચે બડવો માધ્યમ બને છે. સમય જતાં આ માન્યતામાં તેને સફળતા મળે ત્યારે બાબા પિઠોરો ઉજવણી પૂર્ણ કરવાનું આયોજન કરે છે. માનતા માન્યા મુજબ ઉજવણી પ્રસંગે તેને કેટલીક મુખ્ય વ્યક્તિઓની જરૂર પડે છે. તેમાં મુખ્ય વ્યક્તિ તરીકે પૂજાવિધિનું કામ કરનાર બડવો અને ચિત્ર દોરવાનું કામ કરનાર લખારા હોય છે.
ઉજવણી કરવાનું આયોજન ઘરધણી સૌથી પહેલાં ઘરના સભ્યો અને કુટુંબના વડીલો સાથે મળીને કરે છે. ઉજવણી કરવાનું નક્કી થયા પછી ક્યારે ઉજવણી કરવું તેના માટે બડવાને ઘરે બોલાવે છે. કુટુંબના વડીલો, બડવો અને ઘરધણી બધા સાથે બેસી માનતા પ્રમાણે ઉજવણીના દિવસો નક્કી કરે છે. પૂજાવિધિ માટેની જરૂરી સામગ્રી લાવવાનું, પિઠોરાચિત્ર દોરવા માટે લખારા તેડાવવા એ બધી વાત બડવો ઘરધણીને જણાવે છે. પૂજાવિધિની સાધન સામગ્રીથી લઈ ઉજવણીની બધી તૈયારી ઘરધણીએ કરવાની હોય છે. જરૂરી વસ્તુઓની પૂર્તતા થઈ જાય પછી ચિત્રો દોરવાની જવાબદારી લખારાની અને પૂજાવિધિ કરવાની જવાબદારી બડવો સ્વીકારી લે છે.

આમ માનાતા લે ત્યારે બડવો, ઘરધણી અને પિઠોરા વચ્ચે માત્ર નિમિત બને છે. માનતા ફળે અને ઉજવણી કરવાનું નક્કી થાય ત્યારથી પૂજાવિધિની શરૂઆતથી લઈ અંત સુધીની જવાબદારી બડવાના શિરે રહે છે.

**– બડવાના મંતવ્ય –**

પ્રકૃતિ અને આદિવાસીઓનો સંબંધ જીવ અને શરીર જેવો છે. જીવને શરીર અને શરીરને જીવની જરૂર હોય છે. તેથી મનુષ્યના જીવનને

આગળ ચલાવે તેની પૂજા જેમ કે ધરતી, આકાશ, પવન, પાણી, સૂર્ય, ચંદ્ર, તારા, અનાજ, પશુ પંખી, અગ્નિ, પ્રાણી, પહાડ વગેરે અને પ્રકૃતિના દરેક અંગ વિશેષમાં દેવી-દેવતાઓનો વાસ છે એમ માને છે. તેથી પ્રકૃતિ પ્રત્યે આદિવાસીઓ ધાર્મિક, સાંસ્કૃતિક સંબંધ ધરાવે છે.

રાઠવા સમાજના ધાર્મિક ક્રિયાકાંડમાં ''બડવા''નું ઘણું મહત્ત્વ હોય છે. તે લોક-પરલોકના સંબંધો જોડનારો જીવનની દરેક બાબતોમાં માર્ગદર્શન આપનારો, કોઈ મુશ્કેલી સમસ્યાઓમાં આગળ પડતો, દેવી-દેવતાની ધાર્મિક પૂજાઓનું આયોજન કરનારા લોકોની વાતો દેવ-દેવીઓ આગળ મૂકનારો અને દેવ-દેવીઓની વાત લોકો આગળ રજૂ કરનારો પ્રતિનિધિ હોય છે. તે મંત્ર-તંત્ર, કથાવસ્તુ, ગાયણાં વિધિ-વિધાન જાણનારો તથા કેટલીક સમસ્યા, મુશ્કેલીઓ નિવારણમાં મદદરૂપ થનારો હોય છે.

દરેકનું જીવન કોઈ આફત-વગરનું સુખી, હર્યું-ભર્યું સાદું ને તકલીફ વગરનું રહે તે માટે બડવો તેના ધર્મના કામો આજે પણ પૂરા ભરોસાથી કરતો દેખાય છે. મનુષ્ય અને દેવી દેવતા વચ્ચે રહીને બડવો કામ કરે છે. બડવો બની ગયા પછી તે બીજા માણસોમાંથી દેવ જેવો બની જાય છે. તેના દેહમાં દેવ જાતે આવે છે ને તે દેવની વાત બીજા મનુષ્યો સુધી પહોંચાડે છે. ખરેખર તે અત્યંત આદરણીય વિશ્વાસપાત્ર અને અસરકારક પ્રભુત્ત્વવાળો નિઃસ્વાર્થ ગણાય છે. તેથી બડવાનું કામ આદિવાસી સમાજમાં ખૂબ મોટું ગણાય છે. કેટલાક બડવાઓ આ કામમાં આજે થોડો સ્વાર્થ પણ રાખતા દેખાય છે.

આદિવાસી સમાજમાં કુટુંબ, ગોત્ર કે ઘરની તકલીફ માટે કોઈ સારા જાણકાર બડવા પાસે ઘર માલિક અળદના દાણા ઉતારી કેસૂડા(ખાખર)ના જમણા પાનમાં લઈને જાય છે. ત્યારે તે પોડી બડવો ઉકેલે છે શેની પોડી છે તે જુએ છે. પોડી જોઈ આ કામ કયો બડવો કરશે, કયા બડવાના હાથે ઘરની તકલીફ દૂર થશે એ બધું જુએ છે.

બડવો બોલ બોલીને તેમના વિસ્તારના બીજા બડવાઓના અને પોતાના દાણા નાંખી ને 'ધારો' કાઢે છે. જે ધારાના આધારે કહે છે કે અમુક નામનો બડવો તારા ઘરની (સંભાળ-દેખરેખ)કરશે. તેના હાથે તારું ઘર સચવાશે. આ વાત સાંભળી ઘરધણી જે બડવા પાસે જાય છે અને તેના હાથે વિધિ-વિધાન કરાવે છે. ત્યારથી તે ઘરધણી ઘરની નાની મોટી વિધિ તે બડવા પાસે કરાવે છે અને બડવો તેના ઘરની દેખરેખ પણ રાખતો હોય છે. બાબા પિઠોરા ચિત્ર કરાવવાનું હોય, પાણગાં વિધિ કરાવવાની હોય, મકાઈ(ડોડા) પૂજવાની હોય અથવા ઘરમાં કોઈ તકલીફ આવી પડે તો અને ઘરમાં લગ્ન જેવા પ્રસંગે ધાર્મિક વિધિ માટે એ જ બડવો આવતો હોય છે. વરસાદ પડયા પછી જમીન ખેડવાનું શરૂ કરતાં પહેલાં હળ ઊભું કરવાની વિધિ કરે છે. તેમાં અનાજ સારી રીતે ઉગી જાય, બળદો સારી રીતે ખેતીકામ કરે, જમીનમાં ઘાસ ઓછું નિકળે, જીવજતું ન પડી જાય તે માટે બળદો, હળલાકડાં, ખેડૂતને બડવો દોરા મંત્રી આપે છે. આ રીતે પણ બડવો ઘરની સંભાળ-દેખરેખ કરે છે.

જ્યારે નવો પાક આવે ત્યારે બડવાને તેનો ભાગ ૫-૧૦ પાલી( અનાજ માપવાનું સાધન) ડાંગર કે બે ટોપલા ભરીને ડોડાં આપે છે. વિધિ-વિધાન થાય તેમાં બડવાને થોડું ઘણું અનાજ આપતા હોય છે. મોટી માનતા હોય તો તેમાં જે પાઠ પૂરે તે અનાજ, પૈસા, મરઘું, નાળિયેરની કાચલી અને નવું ધોતિયું આપવામાં આવે છે. બકરાનું માથું એ બડવાનો ભાગ હોય છે.

ગામમાં પેઢી બેસાડવી, ઈંદ કરવો, ગામશાય કરવી તેમાં કોઈ મોટા બડવાને બોલાવવામાં આવે છે. ગામના આગેવાનો નક્કી કરે તે પ્રમાણે બડવાને તેના લાગમાં આવતા થોડા પૈસા અને અનાજ આપવામાં આવે છે. આ પૂજા સામુહિક હોવાથી ગામના બડવાઓને બહારથી આવેલો બડવો સાથે રાખે છે. આમ કોઈને કોઈ રીતે ઘર કે ગામ સાથે બડવાનો સંબંધ જળવાય રહે છે.

## – લખારાના મંતવ્ય –

મનુષ્યો ક્યારે, કેવી રીતે જન્મ્યા હશે, તેને બાજુમાં રાખીને જોઈએ તો આદિમાનવનો સીધો સંબંધ પ્રકૃતિ સાથે શરૂઆતથી જ જોડાયેલો હતો. ભગવાને સર્જેલી ધરતી, આકાશ, હવા, પાણી, અગ્નિ સાથે પ્રાણી જીવજંતુઓ, માનવ જન્મતાં અને પ્રકૃતિ સાથે જીવન પૂરું કરતાં. એટલે એક રીતે જોતાં તે મૂળ પ્રાકૃતિક અવસ્થામાં હતો. પરંતુ બુદ્ધિમાન ખરો. સમગ્ર ધરતી સૃષ્ટિના તત્ત્વો તેના માટે ખુલ્લાં હતાં. ત્યારે ક્યાંય કોઈની માલિકી ન હતી. તેને જીવવા માટે જરૂરી હવા, પાણી, ખોરાક અને અગ્નિ કુદરતે સર્જેલાં જ હતાં. પરંતુ તેનું નિવાસ સ્થાન ચોક્કસ કોઈ જગ્યા પર હોય નહિ. તેને જ્યાં સારી રીતે ખોરાક, પાણી મળી રહે તેવી જગ્યાઓ પર રહેતો થયો. સમયે સમયે બુદ્ધિનો ઉપયોગ કરી કાયમી નિવાસ કરવા માટે તે જાત-જાતના પ્રયત્નો કરવા લાગ્યો હશે. બીજું કહું તો પ્રકૃતિ સાથે જ જન્મેલા અને મોટા થયા હોવાથી પ્રકૃતિના તત્વોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ તેણે કર્યો હશે. કાગળ કે પેન વગર તે કોઈ ગુફા, પથ્થર, માટી, પાન કે દીવાલો ઉપર લખવાનું શરૂ કયું હશે. તેવા વ્યક્તિઓને ‘લખારા’ તરીકેની ઓળખ મળી હશે. વધુ કહું તો આદિવાસીઓ જે તે સમયે જોયેલા તેનાં સ્વરૂપોને ત્યારથી જ ચિતરણ, લખાણ કરી લાવ્યા હશે. જે આજે પણ હયાત અને જીવંત છે. જે લખાણ ચિત્રના રૂપમાં જોઈ શકાય છે. દા.ત, બાબા પિઠોરાનાં ચિત્રો અને માનવીના જન્મથી મૃત્યુ સુધીના પ્રત્યેક સંસ્કાર સાથે ચિત્રને જોડી દેવાની પ્રથા પરંપરાથી આજ સુધી ચાલતી આવી છે. વિશિષ્ટ મહત્ત્વ સાથે જોડાયેલા ચિત્ર દ્વારા ભાવ વ્યક્ત કરવામાં આવે છે.

આ વિસ્તારના પાલપ્રદેશ અને મેવાસ પ્રદેશમાં પરંપરાથી જીવનરીતિનાં કાર્યો તેમની જ મૂળભાષા ‘રાઠવી’માં ચિત્ર કરનાર, લખાણ કરનાર લખારા, ચિતારા તરીકે આજે પણ ઓળખાય છે. આજે આ ‘લખારા’ના વંશ કાર્યરત છે. તે સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક રીતે ‘લખાણ’ થાય

છે. આજે જોઈએ તો રાઠવા, નાયક, તડવી વગેરે જનજાતિઓના વારસામાં તેમનું ધાર્મિક ચિત્ર 'બાબા પિઠોરા' લખાય છે. પિઠોરા લખવાનું કામ આજ વિસ્તારના કુશળ લખારાઓ કરે છે. ચિત્રમાં આવતાં ચિત્રો તેમની બુદ્ધિથી દોરી તેમાં રંગો પૂરે છે. એક પિઠોરો લખવા માટે ૮ થી ૧૦ વ્યક્તિઓ (લખારા) જતા હોય છે. ચિત્રો લખવાનાં હોય ત્યારે ઘર માલિક લખારાને નોંતરું આપી આમંત્રિત કરે છે. નક્કી કરેલ દિવસે લખારા આવે. પાંડુ (સફેદ માટી)લાવી દીવાલ પર પાંડુ ધોળવી દે છે. બીજા દિવસે સવારે ચિત્રો લખવાનું શરૂ કરે છે.

બાબા પિઠોરાનું લખાણ શરૂ કરે તે પહેલાં બે લખારા, બળવો ઘરમાલિક અને તેની પત્ની આમ પાંચ વ્યક્તિઓ ભેગી થઈને વધામણાથી ચિત્ર દોરવાની દિવાલને પાંચ વાર વધાવી નમસ્કાર કરે છે. ત્યાર બાદ લખારા દોરીને રંગમાં બોળીને લાઈન દોરી કરે છે. પછી બડવો મંત્ર બોલે અને લખારા વાંસની કે ખાખરની બનાવેલી પીંછીને રંગમાં બોળી ઘર માલિક અને તેની પત્નીને હાથમાં આપે છે. તેમના હાથે ગનેહના ઘોડા ઉપર રંગ પૂરાવે છે. ત્યાર બાદ લખારા પોત-પોતાનું કામ હાથ ધરી લખવાનું શરૂ કરે છે. ચિત્રો દોરાતાં જાય તેમ તેમ બડવો વચ્ચે વચ્ચે ગાયણાં ગાતો જાય છે. પિઠોરામાં ૧૬૫ થી પણ વધારે ચિત્રોનું લખાણ થાય છે. ઘરની ઓછામાં ઓછી ત્રીજી ભાગની જગ્યામાં પિઠોરો લખાય છે. પિઠોરો લખાઈ ગયા પછી બડવો પૂજા વિધિ શરૂ કરે છે. ચિત્રોની પૂજાવિધિ પૂરી થાય ત્યાં સુધી લખારાઓને હાજર રહેવું પડે છે. સંજોગો વસાત્ કોઈ દેવનું ચિત્ર દોરવાનું રહી ગયું હોય તો પૂજા સમયે બડવો તે ચિત્ર દોરાવે છે. પછી પૂજાવિધિ આગળ ચલાવે છે. ઘોડાઓને ચંદી ખવડાવવાની વિધિમાં લખારા ઘોડાના પાયગા છોડાવે પછી દેવો ઘરની રક્ષા કરે એમ માને છે. વધુ કહું તો દુનિયામાં આવાં કેટલાંક કુટુંબો હશે જે ચિત્ર-લખાણને દેવ તરીકે માનીને એની સાથે જીવતા હશે ?

પિઠોરા ચિત્રમાં માત્ર ચિત્ર નહિ પણ તેની સાથે દેવોની ઓળખ આપવાનું

કાર્ય લખારા કરે છે. લખારા ચિત્ર દોરી દેવનું સ્થાનક તૈયાર કરે છે. જયારે બડવો પૂજાવિધિ દ્વારા તેમાં દેવોની સ્થાપના કરે છે.

બાબો પિઠોરો દેવ છે. ઘર માલિક સમાજની એક વ્યકિત છે. બડવો સમાજ અને દેવ વચ્ચે રહીને પૂજા વિધિનું કામ કરે છે. લખારો ચિત્રનાં પ્રતીકાત્મક રૂપે દેવની ઓળખ આપવાનું કાર્ય કરે છે. ઘર માલિક માનતા રાખે કે બડવો માનતા રાખી આપે, દેવની કૃપાથી માનતા ફળે, એટલે ઘરમાલિક અને બડવાનો દેવ સાથે નાતો બંધાઈ જાય છે. માનતા પૂરી કરવાની થાય, દેવની સ્થાપના કરવાની થાય આ સમયે લખારાની જરૂર પડે છે. દેવની ઓળખ ચિત્રના રૂપે રજૂ કરવાનું જ્ઞાન દેવે લખારાને આપેલું હોવાથી લખારો ચિત્ર દ્વારા દેવની ઓળખ આપવાનું કાર્ય કરે છે. ચિત્રો દોરાઈ ગયા પછી પૂજાવિધિનું કામ બડવો કરે છે. આ સમયે બડવો દોરાયેલાં બધાં ચિત્રોને વાંચે છે. તેમાં કોઈ દેવના નામનું ચિત્ર બાકી રહેતુ હોય તો જણાવે છે. આમ સમગ્ર પિઠોરા ચિત્રમાં કયા દેવોનાં, કયા કયા ચિત્રો, દરેક ચિત્રનું સ્થાન કયાં રાખવું આ બધું જ્ઞાન લખારો બાબા પિઠોરાની ઓળખરૂપે દીવાલ ઉપર લખે છે. બડવો પૂજા વિધિ દ્વારા તેમાં દેવોની સ્થાપના કરે છે. ઘર માલિકની માનતા છૂટે છે. આમ ઘર ઘરધણી, બડવો અને લખારો બાબા પિઠોરા સાથે સબંધિત થયેલા જોવા મળે છે.





## વિવિધ વિસ્તારોમાં થતાં પિઠોરાના ફોટોગ્રાફ

આ પ્રકરણમાં પિઠોરાચિત્રને છબીઓ દ્વારા ઓળખ આપવાનો પ્રયત્ન કર્યો છે. પિઠોરાચિત્ર સબંધિત જે વિધિઓ થાય છે તેની છબીઓ અહીંયાં મૂકી છે. જેમ કે પૉડી જોવી, અડધો પિઠોરો, આખો પિઠોરો, ચિત્ર કરાવનાર, પૂજાવિધિ, બડવા અને ઉજવણી પ્રસંગે જાતર બેસાડવાની વિધિ, જેની માનતા છે તેવી વ્યક્તિઓ, વર્ષો જૂના પિઠોરા, છેલ્લે પિઠોરા ચિત્રની બદલાતી સ્થિતિ–આ મુખ્ય વિધિની જ છબીઓ અહીંયાં અંકિત કરી છે. ઉપરનાં દરેક પાંસાઓની વિસ્તૃત ચર્ચા કોઈના કોઈ સ્વરૂપે પુસ્તકમાં થયેલી છે. મૂકેલ છબીઓના દરેક પ્રસંગો, વિધિઓ, વ્યક્તિઓ, સ્થળો બધાને જોઈ અને જાણી છે.

છબીઓ જોતા છેલ્લે ખ્યાલ આવશે કે વિસ્તાર પ્રમાણે ચિત્રમાં કેવા બદલાવ જોવા મળે છે. વિસ્તાર પ્રમાણે આખા પિઠોરા ચિત્રમાં શું તફાવત જોવા મળે છે? તેમા લખારા પણ બદલાય છે. જે વિસ્તાર પ્રમાણે આપેલી છબીઓમાં જોઈ શકાશે. ત્રણ છબી ખૂબ જૂના સમયના ચિત્રોની મૂકેલી છે. આજના ચિત્રો અને તે સમયના ચિત્રો ચિત્રની દિવાલ વિશે જાણી શકાય છે. છેલ્લે પિઠોરા ચિત્રને મળતા કલાના સ્વરૂપે થતું કાપડ ઉપર ચિત્રણની છબી મૂકી છે.

## પૉડી



પૉડી ઉકેલતો બડવો છોટાઉદેપુર વિસ્તાર.

## જવારા



જવારા વાવણીની વિધિ કરાવતો બડવો કોચરભાઈ રાઠવા, ગાબડિયા, તા. જિ. છોટાઉદેપુર.

## લખારો



ચીસીડિયા ગામે પિઠોરાચિત્રનું લખાણ લખતા મલાજા ગામના માનસિંગ ધનજી રાઠવા.

## અડધો પિઠોરો



કવાંટ વિસ્તારના અડધા પિઠોરાનું ચિત્ર.

## આખો પિઠોરો



છોટાઉદેપુરની પૂર્વમાં આવેલા ચીસાડિયા ગામના કાળિયાભાઈ ધોરિયાભાઈ રાઠવાના ઘરે ૨૦૦૬માં લખાયેલું પિઠોરા ચિત્ર.

## આખો પિઠોરો



છોટાઉદેપુરની દક્ષિણે કવાંટ તાલુકાના વાંટડા ગામના માલજીભાઈ રાઠવાના ઘરે ૧૯૯૯માં ગાંઠિયા ગામના લખારાઓ લખેલું પિઠોરા ચિત્ર.

## આખા પિઠોરાની બાજુની દિવાલ




ખજુરિયા ગામે મલાજા ગામના લખારાઓએ તા. ૬.૧૧.૨૦૦૩ના રોજ લખેલું મુખ્ય ચૉકની બાજુની દીવાલનું પિઠોરા ચિત્ર.

## આખા પિઠોરાની બાજુની દિવાલ



પંચમહાલ જિલ્લાના નારૂકોટ ગામના દીપાભાઈ અલસિંગના ઘરે લખેલા ચિત્રના મુખ્ય ચૉકની બાજુની દીવાલનું ચિત્ર.

## બે ચૉકનું પિઠોરા ચિત્ર



પંચમહાલ જિલ્લાના જાંબુઘોડા તાલુકાના મલબાર ગામના રાઠવા ભીમાભાઈ ભલિયાભાઈના ઘરનું બે ચૉકવાળું ચિત્ર છે. ચિત્રનું લખાણ ઘોઘંબા તાલુકાના મોલ ગામના સેંગાભાઈ, દેવજીભાઈ, હરસિંગભાઈ, બચુભાઈ, દલસિંગભાઈએ કર્યું હતું. તા. ૩૧.૧.૨૦૦૭ના રોજ આ ચિત્ર લખાયેલું છે.

## ઘરધણી



પિઠોરાચિત્ર લખાવનાર છોટાઉદેપુરની પૂર્વમાં આવેલા કાછેલ ગામના રાઠવા જીવનભાઈ મનજીભાઈ.

## આખો પિઠોરો



છોટાઉદેપુર જિલ્લાના ઓજડી ગામના રાઠવા ગુજલાભાઈ મોઘલાભાઈના ઘરના આખા પિઠોરાચિત્રના મુખ્ય ચૉક (ભાગ)નું આ ચિત્ર છે. તા.૪.૨.૨૦૦૯ના રોજ બરોજ ગામના રાઠવા ગોહાયડાભાઈ લલિયાભાઈએ આ ચિત્રનું લખાણ કર્યું હતું.

## ઘરધણી



પિઠોરાચિત્ર લખાવનાર દીપાભાઈ અલસિંગભાઈ રાઠવા. ગામ. નારૂકોટ, જિ. પંચમહાલ.

## ઘરધણી




પિઠોરાચિત્ર લખાવનાર ભીમાભાઈ ભલિયાભાઈ રાઠવા ગામ મલબાર. તા.જાંબુઘોડા, જિ. પંચમહાલ.

## ઘરધણી



પિઠોરાચિત્ર લખાવનાર છોટાઉદેપુર જિલ્લાના ઓજડી ગામના રાઠવા જોગાભાઈ તેરસીંગભાઈ. છોકરાની માનતા પ્રસંગે વર્ષ ૨૦૦૯માં આ ચિત્ર દોરાવ્યું હતું.

## ઘરધણી




પિઠોરા ચિત્ર લખાવનાર છોટાઉદેપુરની દક્ષિણે આવેલા વાટંડા ગામના તનસિંગભાઈ અને તેના કુંટુંબીજનો.

## પૂજાવિધિ



મલાજા ગામે પિઠોરાચિત્રનું ગાયણું કરી રહેલ ખોડીવલ્લી ગામનો બડવો ધોરિયાભાઈ અને તેના સાથીદારો.

## પૂજાવિધિ



ગાબડિયા ગામે તા. ૨૦.૧૨.૨૦૦૫ના રોજ પિઠોરાચિત્રની પૂજાવિધિ કરતો બડવો કોચરભાઈ થાવરભાઈ રાઠવા

## પૂજાવિધિ



લુણી ગામે તા. ૫.૨.૨૦૦૯ના રોજ સવારના સમયે જવારા સાથે થતી ઈંદની પૂજાવિધિ.

## બડવો



પાવી જેતપુરની ઉત્તરે આવેલા ચુલી ગોદલી ગામનો બડવો.

## બડવો



છોટાઉદેપુરની પૂર્વમાં આવેલા ચીસાડિયા ગામનો બડવો રાયસિંગભાઈ રાઠવા.

## લીંપણ ઉપર પિઠોરા ચિત્ર



છોટાઉદેપુર જિલ્લાના ઓજડી ગામના રાઠવા મનસુખભાઈ ચીમરિયાભાઈના ઘરનું આ ચિત્ર છે. ઈંટની દીવાલ પર લીંપણ કરીને લખેલું આ ચિત્ર છે. ઈ.સ ૧૯૫૫ની સાલમાં આ ચિત્ર લખાયેલું છે. ચિત્રોનું લખાણ બરોજ ગામના ટેંટાભાઈ જવરાભાઈ રાઠવા અને તેના સાથીદારોએ કર્યું હતું.

**લખારા**



બદલાતા સમયમાં કલાના સ્વરૂપે કાપડ ઉપર ચિત્ર કરતાં લખારા ચીલિયાભાઈ અને માનસિંગભાઈ

**લીંપણ ઉપર પિઠોરા ચિત્ર**



છોટાઉદેપુર જિલ્લાના ઓજડી ગામના જીવલાભાઈ ઝલિયાભાઈ રાઠવાના ઘરે ઈ.સ. ૧૯૬૫ની સાલમાં લીંપણ કરેલી દીવાલ ઉપરનું ચિત્ર છે. જે ચિત્રોનું લખાણ અને પૂજાવિધિ ગાંઠિયા ગામના ભાઈઓએ કર્યું હતું.

## કુંવારિયોની માનતા



લુણી ગામે તા. ૨૨.૧.૨૦૦૯ના રોજ બાળકની લીધેલી કુંવારિયોની માનતા પૂરી કરે તે સમયની છબી.

## કુંવારિયોની માનતા



છોટાઉદેપુર વિસ્તારમાં કુંવારિયોની માનતા પૂરી કરે તે સમયની છબી.

## વાંસની દિવાલ ઉપર પિઠોરા ચિત્ર



છોટાઉદેપુર જિલ્લાના ઓજડી ગામના રાઠવા ગોસલાભાઈ લાલસિંગભાઈના ઘરનું આ ચિત્ર છે. તેમના જૂના ઘરમાં વાંસના ખપેડા ઉપર લીંપણ કરી તેમના દાદાએ આ ચિત્ર લખાવ્યું હતું. ઈ.સ. ૧૯૨૬ની સાલમાં આ ચિત્ર લખાયું હતું. જૂના મકાનની ચિત્રવાળી વાંસના ખપેડાની દીવાલ એવી ને એવી લાવી નવા મકાનમાં ગોઠવી છે. આ ચિત્ર બરોજ ગામના જવરાભાઈએ લખ્યું હતું.



# ઘરધણી, બડવા, લખારા અને વૈદ્ય સાથેનો વાર્તાલાપ

## - ઘરધણી -

નગીનભાઈ જીરિયાભાઈ રાઠવા
ગામ. હરદાસપુર, તા. જિ. છોટાઉદેપુર, ઉંમર ૪૦ વર્ષ

નગીનભાઈ રાઠવા રહે હરદાસપુર (તેજગઢ)ના વતની છે. તેમના પિતાનું નામ જીરિયાભાઈ અને માતાનું નામ મેશલીબેન છે. ૧૯૯૧ના વર્ષમાં મેશલીબેન ખૂબ બીમાર થયા હતા. દવાખાનામાં ઘણી બધી સારવાર કરાવવા છતાં તેમની બીમારી દુર થઈ નહિ તેથી તે ખૂબ હેરાન પરેશાન થઈ ગયાં. કેટલાંક લોકોની સલાહથી છેલ્લે જીરિયાભાઈ અણિયાદ્રી ગામ (પાવીજેતપુર તાલુકા)ના રઘલાભાઈ બડવા પાસે ગયા. રઘલાભાઈએ દાણા જોઈને જણાવ્યું કે તમારે બાબા પિઠોરાની બાધા લેવી પડશે. બડવાની વાત સાંભળી જીરિયાભાઈએ બાબા પિઠોરાદેવની બાધા રાખી. બાધામાં દેવને વિનંતી કરી કે જો મારી પત્ની સારી થઈ જાય તો મારા ઘરે બાબા પિઠોરાદેવની સ્થાપના કરાવીશ.

આ બાધા( માનતા) રાખવાથી સમય જતાં મેશલીબેનની તબિયત સારી

થઈ જાય છે. આમ આ માનતા ફળવાથી તેમના ઘરે ૧૯૯૩ના વર્ષમાં બાબા પિઠોરાદેવની સ્થાપના કરી હતી. સ્થાપના સમયે પૂજાવિધિ કરવા માટે બડવો રઘલાભાઈ રાઠવા આવ્યો હતો. જેમના સૂચન દ્વારા બાબા પિઠોરાના ચિત્રો લખવા માટે મલાજા ગામના માનસિંગભાઈ રાઠવાની ટુકડીને બોલાવી હતી.

બડવા અને લખારાના માર્ગદર્શન હેઠળ બાધાને અનુરૂપ બાબા પિઠોરાની ઉજવણી ખૂબ સારી રીતે કરી બાધાથી છૂટ્યા હતા. હાલમાં તેઓ આ સ્થાનકને ઘરના મુખ્યદેવ તરીકે રાખી વારે તહેવારે બનાવેલી રસોઈ દેવને ધરાવ્યા પછી જ જમવાનું શરૂ કરે છે. નવું અનાજ પાકે તે પણ દેવને ધરાવ્યા પછી જ ઉપયોગમાં લે છે. દર ત્રણ વર્ષે પાણગાની પૂજાવિધિ કરે છે. વધુમાં તેઓ જણાવે છે કે જ્યારથી પિઠોરાદેવની સ્થાપના થઈ ત્યારથી મારાં ઘરમાં ખૂબ જ શાંતિ છે. હું નાનપણથી બાબા પિઠોરાને ભગવાન તરીકે માનું છું. મારા ધારેલા કાર્યો (કામો) તેમની સામે ઊભા રહીને વાત કરવાથી થયેલાં છે.

**– બડવા –**

ચંદુભાઈ નાયકડાભાઈ રાઠવા
ગામ વાંટડા, તા. કવાંટ, જિ. છોટાઉદેપુર, ઉંમર ૬૮ વર્ષ

તેમને એક પુત્ર અને બે પુત્રીઓ છે. વ્યવસાયે બાપદાદાથી ખેતી કરે છે. કાકા કુટુંબમાં પહેલેથી બડવાઈ હતી તે આજે મળી છે. ચંદુકાકા સાથેના વાર્તાલાપમાં જાણવા મળ્યું કે બડવો એટલે દેવી-દેવતાઓ સાથે વાર્તાલાપ કરનાર વ્યક્તિ. બડવો એટલે પોતામાં દેવશક્તિ લાવનાર ધુણનાર વ્યક્તિ. દેવો સાથે રહીને વ્યક્તિઓનાં દુઃખ દૂર કરનાર. તેઓ વધુમાં કહે છે કે કેટલાંક લોકો તો અમને પશુ-પક્ષીઓની બલિ ચડાવનાર એવા ખોટા ખ્યાલોથી ઓળખે છે. પાલ-મેવાસ વિસ્તારમાં સંસ્કૃતિના

તાણાં-વાણાં જીવનમાં ગૂંથનાર આદિવાસી જનસમુદાયને મન બડવો એટલે પૂજનિય વ્યક્તિ. આદિવાસીઓમાં બડવો આગવું સ્થાન ધરાવતો હોય એ બાબતને પણ અંધશ્રદ્ધા સાથે જ વણી લઈને મૂલવવામાં આવતી હોય છે. પણ આદિવાસીઓના દૃષ્ટિકોણ મુજબ જો બડવાને જાણવામાં આવે તો એનાં ઉજળાં પાસાં કદાચ અલગ જ જોવા મળે છે.

ચંદુકાકા કહે છે કે મને જ્યારથી બડવાઈ આવી ત્યારથી હું ગણી ન શકાય એટલા લોકોના દુઃખો દૂર કર્યા છે. ઘણા ઘરોમાં પિઠોરાની સ્થાપના કરાવી છે. તે કુંટુંબો આજે ખૂબ સુખ શાંતિથી જીવન જીવે છે. તેઓ દર ત્રીજા વર્ષે ''પાણગા'' કરાવે છે. તેમના ગામમાં નાના-મોટા તેર બડવા છે. તેમાં ચંદુકાકા એક મોટા 'બડવા' તરીકે ઓળખાય છે. અન્ય બડવાઓએ લીધેલી મોટી માનતા પણ ચંદુકાકા જ પૂજે છે. તે જણાવે છે મારા પર દેવી-દેવતાઓની ખૂબ જ મહેરબાની છે. તેઓની શક્તિ અને મારું મોઢુ લોકોની શ્રદ્ધાથી કામ થાય છે. ઘણી માનતાઓ કરી પણ લોકોનું તલભાર ખરાબ ન થયું અને મને કોઈ અભિમાન ન આવ્યું. મારા પર દેવી-દેવતાની ખૂબ મોટી કૃપા છે

કોઈનું આખું ઘરબાર, પશુપાલન, ખેતીવાડી, આર્થિક રીતે લોકો ડૂબતાં હોઈ દુઃખી થતાં હોય તેવા લોકોનાં કામો કરેલાં છે અને તેવાં દુઃખીયારાં માનતા લેવડાવતાં હોય છે.

મેરિયાભાઈ સોમાભાઈ રાઠવા<br>મું. હરદાસપુર, પો. તેજગઢ, તા. છોટાઉદેપુર, જિ. છોટાઉદેપુર<br>ઉંમર ૬૦ વર્ષ, તારીખ. ૮/૧૨/૨૦૦૨

જે વખત પાટીરાયા દેવ હતા તે વખતના પોરમાં પાટીરાયા દેવને જે વખત રાજા. અંજુ લોક, કીડ-મકોડી હતું, જે વખત ઝાડું-બીડુંઅંજુ હુંતું, તે વખત જે પાટીરાયા દેવ, હુ કેહ. મારા કર્મીને વહારે જે વખત અંડુનું

બીડ ,ખેતીનું બીડું, તે વખતના પોરમાં હાવ હું કર હે. જે વખતનો પાટીરાયા દેવ, ગામના ગુંદરે દુધી ભરવાડણ હું તી, તે ગોમને ગુંદરે ઉકડો બનાવેલો તે વખત પોતાનો લુગડો ફાળી પેટે પાટા બાંધેલા. જે ચારણ ઘેર જઈને એક સિહા દારૂમાં વેચી નાયખો. જે વખત પેલી ભરવાડણ પેટે પાટા બોંધીને ગામને ગુંદરે ઊકડો બનાવ્યો, તે વેચી આપજા, જે વખતના લોકતરના જે વખત ઘરની, તે વખતમાં કર્મીને ઉકેળો વેચી, જે વખત દૂધી ભરવાડણને મારવા લાગ્યો, જે વખતમાં બાર બાર, તેર તેર ગાડો ખાતર હુતુ, તે એ કર્મી બરી લીજયો અને ઘેર લીજયો એટલે એક ગાડુ ખાતર રહી ગયું આ પોરના કર્મીનું સપનું સેવ્યું. એ કર્મીને આ સપનું તેયડુ એચલે કર્મીની કે નવ-નવ પાટીરાયા દેવ નીમ જેલા, કાંના કુંબારનો ઘડો લીધો, પતરાની પાટી લીઘી તે વખત તોંબાનો લોટો લીધો, એક કળિયું લીધું, તે વખતના પોરમાં એક દીવો હળગાવ્યો, એ ઘોડાનું કુંવારી કન્યાને તે ઊભી રાખી અને ટોળે લઈને કન્યાને જે વખત બોકળીના, કુંકળીના હોળની ફાળની કશું જ નથી. તો તીણે સવલા સુથારનો સપનો પડી જયો. ત્યારે સવલા સુથારને ત્યાં જ્યા ને પૂછવા માંડ્યા કે સવલાભાઈ-સવલાભાઈ મારે હોર નીમેં, મારે જેઠાળીના મહિના આવી જ્યાં હવે હું શું કરું, જે વખત સવલો સુતાર લાલાલુહારના ઘરો મેં જ્યો ને બાર બળને વિંજણો ઓયનો અને લઈને ચાલવા લાયગો, એ વખત સવલી આગળનો સવલી સાગોળ ડોલવા માંયડી એટલે બાર બાર મુરખા મારીયા એટલે લોયની સેરો ફુટવા મોંયડી અને તીનો હોળો-ફાળો ઘડવા લાગ્યો. પછી એક વેંત લાકડું વયધું, તેની ઢાકો ઘડાયલી અને ઢોલ-વાજોં બનાવી દીધોં, હવે વિચાર કરે કે ઢોલ વાજોં ઘડી લીધોં, રાજા ભોજનો અને ચવળું નું મેં મારે તે વખત ગોહટીયું ચવળું, પછી ફાળ હોની મારું ત્યારે તે ડેલકીની ફાળો માયરી, તે કહે હવે લાલાલુહારના ઘરોમેં જમ એટલે ફારવું થે જોસેને ગરોળીયું નું ફાળચું મારી દીધી, ડોડી હોની મારું તે વખત હાયોની ની ડોડીયો ઠોકી દીધી,પણ હવે હમોલ કરકીંડાની હમોલ મારી દીધી પણ હવે ઝોહરી હોની બનાવું, તે વખત ઘમણાહાના ઝોહરી બનાવી દીધી, હવે નાળી નથી, હવે પાપમા ધામસનો તોસેન તે

વખતના પોરમાં ત્યારે ખારો માલને કેય વીંછીના કળાનીઆરો બનાવી દીધી. આપણે જે હાથોળની રાહો બનાવી દીધી પણ આપણે જોળીતો દીધું પણ આપણે એટલે પાછો ડુહકે-ડુહકે રડવા માંયડો, તે વખત હોરો-પોળો ઘડી લીધો પણ તે વખત ઘરતી માતાનો પેટોં ફાળીશ, તે વખત જે ત્યારે ભરવાડણનાં ઘરોમેં જ્યા ત્યારે તે ભરવાડણ પૂછવા લાગ્યા કે એલા તમારે તો દેવ છે અને તમુને ઈંડાનો જે વખતના પોરમાં વાડીના, સીમના, જમીનનો પણ હવે જેઠાળીના મહિના આવી ગયા. ની હોર મલે કે નીં ફાળ મલે, તે વખત પછી આ કંઈ જશે. પતિરાયા દેવનો સપનો સેવ્યો કે પતિરાયા દેવ ઉગમની દિશા ચાલવા લાગ્યા. જોતે જોતે કીડીબાઇના દરોમાં પડીયો, જે વખત કીડીબાઇને કીધું કે મારા બાર બાર તેર તેર વરહોના છપાયેલા બિયારણ છે. એને લઈને શું કરશો પણ આયો તો ખરા ત્યારે ચોંદા-સૂરજને જોમીનમાં રાખ્યા, જે વખતના પોરમાં તે વખતમાં પનોરીયો કીડીબાઇ બાંધી આપ્યાં.

હવે હોંહતે-હોંહતે મોળે પતિરાયા દેવ થીયા, તે વખત ઇન્દીરાયા કીંધા, લાજ્યા જ્યા-જ્યા પતિરાયાને ખરાપણ ઘોડે મટાલું, ત્યારે ડુંગરાની પાળમાં ધોળુ ઉતરાયનું તે જ્યારે પોળી-ધોળી ત્યારે મહેળીના પોળો નીપજ્યા અને ડુંગરોની પાળોમાં નાખી દીધો અને એમો ઝાડો નીમજયાં, ત્યારે કર્મીને આરામ આપવો, ત્યારે હું કહું ત્યારે જાતે લંગોર વાયરો અને એ કર્મીના ગારામાં એક પોળી-છોડી એટલે ટીમરાનું બીળું નીપજ્યું, આ કર્મીના ગારામાં ઝીણા ઝીણા પોંપળા નીપજ્યા. આડા અવડા વેલા, નીપજ્યા, ઝીણા ઝીણા ટીંમરાં લાગવા લાગ્યા પછી તેને બાર ઝટકા માર્યા, ત્યારે તેમાંથી લક્ષ્મી માતા ચોંદી રૂપું વગેરે નીકળવા લાગ્યાં. આ છે મારો કર્મી આગળ આવી ગયો. હવે આ કર્મી આગળ આવ્યો એટલે પાટીરાયા દેવ રોવા માંડયો. કે હાં કે હવે મારે જેઠાળીના મહીના આવી જયાં, ત્યારે પતિરાયા દેવ વિચારમાં પડી ગયો તા જયારે મારે તમુને સોંની ખોટ છે. ત્યારે ઝરમર ઝરમ ખાંતો છૂટી ગયા છે. આજે મેઘ આવે છે કે કેવી રીતથી તેં મારો ધંધો કરીશ, પછી ભરવાડ બોલી

ગયો. પછી દેવ મારે ઉત્પામાળામાં જેમ લખી ઉઘળે-દેવલો ગોવાળિયો હું તોતે લીલી ઓસેણની લાકડી તે જ્યારે તારી હું તને પછી ગાયના ગુંદરે આવિયા ત્યારે માપવો એટલે સીધો ગામના ગુંદરે આયવો એટલે જે હવે આ દેવ પાછો તે વખત કોણ લેભાઈ દિવસે બીયો લીન માનવીએ આતો લીન આયવી છે. મારે સોરા ચાકર હોય એટલે માથે-હાથ મૂકીને રડવા લાજ્યા, જ્યારે મેં આલ્લુ કમરૂ પણ સારોત તે ઝીણા-ઝીણા સપના પયડા એટલે તે વૈદ દેવના ઘરો મેં ગયો. એટલે વૈદ દેવ બડવો કે રાહો મંતરી આયલી તે ચાયલા-ચાયલા એટલે આળા અવળા ધરતી માતાનોં પેટોં ફાળી નાખખોં. ડાબા-જમના ખેડી નાંખ્યું. ઝરમર ઝરમર મેઘ આવે છે. પવન આવે છે અને દરિયાનું પાણી લાવે છે. તે વખત અન ધનનો ઝરમર-ઝરમર બીયારોં નાંખી દીધો. તે વખતના પોરમાં તેરમોર વારી લીધો અન બીમો ઘાલી દીધો અને ધરતીનાં પેટોમાં ઉગવા લાગ્યા અને કે હવે માલ ધરતીના પેટોમાં નાંખી દીધા. આ ખેતીવાડી કરવા લાગ્યા. ખેતીવાડી કયરી ઝીણા-ઝીણા પોયા મેલી દીધા ઝીણા ઝીણા ઉગાવા થીજ્યા, હવે હું કરીયે ત્યારે જે વખત કરોવળી મારી કર્મી આગળ આવે કે એમ મેં માઈનું એટલે મેં આજથી પણ મારા જે હશે તે પણ મને જમશે તે તને સેર કોદરા આપીશ જે વખતે કર્મી બોલવા લાયગો મારો. દેવ કેવા લાયગો અને કરોવડો આપવો અને જોળવા લાયગો અને મંજુરી કરી ખરપડી ખરપડી ડોંગર નીંદવા લાયગા. અને હવે આ ગરભે આવી જી નીંગળવા લાયગી તે વખતે મેં ડોંગેરો દૂધ આવી જી. જે વખત ડોંગેરો બધે કેટલો આવી જી. ત્યારે ચાલો હવે લાલાલુહારને ઘેર જાને કે ચાર-પોંચ દાંતળો લી આવોને મંજૂરો કરીને ડોંગર કાપી લીએ, ડોંગર કાપી લીધી, હવે એના કરપલા પાળશો તેના કરપલોંથી મને હરપો બનાયવો અને પછી હુકવી નાયખોં પછી ખરુ કયરુ. તે વખત સો હાત બળદની પોંયતો અને પછી પોંયત ચઢાવી મેળ રોપી દીધો, ડોંગર પાકી એટલે મારે હારુ થીયુ અને મોહીટામાં ડોંગર ભરાયજી. એટલે મારે હારુ થીયું, અને મારા દેવે મને આખો માર્ગ બતાયવો એટલે મેં હવે બાબા પિઠોરાનું રાજ લખાવી અને મારો બડવો શેર-પાશેર અનાજ આલીહ અને મારો

બડવો ઘોર પુણ હાચવી રાખહે એમ કર્મી પોતે બાબા પિઠોરાની મોંનતા મોંને છે અને રાજ લખાવે છે.

ભાવાર્થ : અનેક યુગોનો ઇતિહાસ સાચવીને બેઠેલા મેરિયાકાકા આદિવાસીઓના પરંપરાગત ધાર્મિક મૌખિક સાહિત્યની વાત કરી છે. તે કહે છે કે અનેક યુગો પહેલાં આ સૃષ્ટિ પર ભગવાન ઇંદદેવ હતાં. તેમની સાથે ખેતી કરનાર લોકો હતા. તે સમયે કીડી, મંકોળી, વૃક્ષો પણ હતાં. ત્યારે ઇંદદેવે વિચાર કર્યો કે આ મનુષ્યો પાસે ખેતી કરવા માટે ત્યાં નથી હળ કે નથી બી-બિયારણો. હવે શું કરશે ? આ વિચારથી ભગવાન ઇંદદેવ તેમની પાસે આવે છે. સામે એક ભરવાડણ પેટે કપડાં બાંધી ગામના સીમાળે છાણનો ઢગલો કરે છે. ભેગું કરેલું દશ બાર ગાડા છાણ ચારણને શીશા દારૂમાં વેચી દે છે. ખાતર લઈ જાય તે સમયે તેમાંથી એક ગાડું ભરાય તેટલું બચે ત્યારે કર્મીને (ખેડૂતને) સપનું આવે છે. તેમાં નવ-નવ ઇંદદેવોનો જન્મ થયાનો આભાસ થાય છે. તેથી ખેડૂત કાના કુંભારનો ઘડો, પિત્તળની થાળી, તાંબાનો લોટો લઈ માટીના કોડિયામાં દીવો સળગાવી કુંવારી કન્યાને આંગણામાં ઉભી રાખીને કહે મારે ખેતી કરવા માટે કશું જ નથી. એ જ સમયે ખેડૂતને સવલા સુથારનું સપનું આવે છે. સવાર થતાં ખેડૂત સવલાભાઈને ઘરે જઇ કહે છે સવલાભાઈ જેઠ મહિનો આવી ગયો, મારી પાસે હળ નથી તો શું કરું ? વાત સાંભળી સવલો સુથાર લુહારને ત્યાં જઈ બાર મણનો વિંઝણો લાવે છે. વિંઝણાની પાંખો ડોલવા લાગી એટલે બાર મરઘા મારી તેના લોહીની શેરો ફોડી. ત્યારે એક લાકડું લઇ હળ ઘડવા લાગ્યા. તે લાકડામાંથી એક વેંત લાકડું વધ્યું. તેની ‘ઢાક’ બનાવી.

રાજાભોજ કર્મીને આપવા માટે તરત જ ગોહટીયા પ્રાણીનું ચવળું બનાવ્યું. ડેળકીની(દેડકી) ફાળ, ગરોળીનું ફારવું, સાપની ડાંડી, કાંચીડાની હમોલ, અજગરની ઝોહરી, લાંબા વેલમાંથી દોરડું, વાંસમાંથી પરોણી, વીંછીના આરામાંથી આર બનાવી હળ તૈયાર કરી આપ્યુ. હળ આપ્યા

પછી ખેડૂત ડુસકે ડુસકે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે હળ તો તૈયાર કર્યું પણ ધરતીમાતાના પેટ ફાડવાનાં છે. ત્યારે દૂધી ભરવાડણ કહે તમારે તો દેવ છે. કર્મી કહે જેઠ મહિનો આવી ગયો. મારી પાસે બી બિયારણો નથી તો શું કરું? દૂધી ભરવાડણ કહે કીડી-મંકોડીના ઘરોમાં તને બી બિયારણો મળી જશે. કર્મી ત્યાં જઈ કીડી-મંકોડીને કહે જેઠ મહિનો આવી ગયો, હળ તૈયાર કરી દીધાં પણ બી બિયારણો નથી તો હું શું કરું ? કીડી મંકોડી કહે મારી પાસે બાર તેર વરસનાં છુપાયલાં બી બિયારણો પડેલા છે. જે લઈ જવું હોય તો તારે મને જામીન આપવું પડશે. કર્મી ચંદ્ર, સૂર્યને જામીન રાખી કીડી મંકોડી પાસેથી બી બિયારણ લઇ જાય છે.

કર્મી બિયારણ લઇ હંસતો હંસતો પાછો વળે છે. રસ્તામાં ચાલતાં ચાલતાં વજન લાગવાથી દાણાની પોટલી ડુંગરાના કિનારે નીચે ઉતારે છે. ત્યાં પોટલીમાંના દાણા પડવાથી વૃક્ષો ઉગવા લાગ્યા. આગળ ચાલતા નદી કિનારે ઠંડો ઠંડો પવન લાગવાથી પોટલી નીચે ઉતારી જ્યાં થોડા દાણા નીચે પડ્યા તેનાં ટીમરૂનાં વૃક્ષો, અળદ, વેલાવાળા છોડ ઉગવા લાગ્યા. ટીંમરૂનાં વૃક્ષને નાનાં-નાનાં ફળ આવ્યાં. જેને પાળિયાના બાર ઝટકા માર્યા. તેમાંથી લક્ષ્મી, સોનું, ચાંદી, રૂપું ઉત્પન્ન થયું એટલે ભગવાન વિચાર કરે છે કે મારો ખેડૂત આગળ આવી ગયો. ધન મળવાથી ખેડૂતે ખેતી કરવાનું છોડી મૂક્યું. જેથી ભગવાનને આંસું આવ્યાં. બીજી બાજુ જેઠ મહિનો આવી ગયો. મેઘરાજા ઝરમર વરસવા લાગ્યા. ભગવાન કહે, કર્મી ખેતી બાજુ જોતા નથી. હવે શું કરીશું? કેવી રીતે ગુજરાન ચલાવીશું? એવામાં ભરવાડ બોલ્યો, હું તો દેવલો ગોવાળિયો. આમ કરી લીલા વાંસની લાકડી લઈ ગાયના ગુંદરે આવી ગયો. કહે માણસે કંઇ કામ કર્યું નથી તેથી અનાજ પાક્યું નહિ. એ બધા મારા ઘરે નોકર-ચાકર રહે તો બધાને ખવડાવીશું ? કર્મી માથે હાથ મૂકી કરગરવા (રડવા) લાગ્યો. રાત્રે તેને સપનું આવ્યું એટલે તેને વૈદ્યદેવના ઘરોમાં જવાનું થયું. વૈદ્યદેવ (બડવો) બળદો માટે રાહો (દોરડું) મંતરી આપ્યું. જે દોરડા વડે બળદને હળે જોતરી ધરતીમાતાને આડી- અવળી, ડાબા

જમણી ખેડી નાંખી. ઝરમર ઝરમર વરસાદ સાથે પવન વાય છે. ખેડૂત ખેતરમાં બી બિયારણો વાવે છે. થોડા દિવસો પછી અનાજ હારબંધ ઉગી નિકળ્યું. મોટું થતાં કરબડી મારવા લાગ્યા. અનાજને ફૂલ આવવા લાગ્યા. અનાજ દૂધે ભરાવા લાગ્યું. થોડા દિવસો પછી કોદરા અને ડાંગર તૈયાર થઈ ગઈ. ખેડૂત લાલાલુહારને ત્યાં જઈ ચાર પાંચ દાતરડા લાવી ડાંગર કાપવાનું શરૂ કર્યું. કરપલા સુકાવા લાગ્યા. ખળું બનાવ્યું. ખળામાં ડાંગર નાંખી. મેળ રોપી છ-સાત બળદો વડે ઘાસ મસળી ડાંગર સાફ કરી મોસેટા ભરવા લાગ્યા. ખેડૂત કહે, દેવ તમે સારી રીતે ખેતીવાડીમાં દેખભાળ કરી તેથી સારું અનાજ પાક્યું.

બાબાઈંદદેવ મને મારા જીવનમાં સારો રસ્તો બતાવ્યો તેથી હું કામ કરતો થયો. સારું અનાજ ખેતીવાડી થવા લાગી. માટે તે નક્કિ કરે છે દેવનો ચૉક પાઠ લખી, બળવાને શેર પાશેર અનાજ આપીશ. મારો બળવો ઘર સાચવશે. મારો દેવ મારું બધુ જ સાચવી રાખશે. ભવિષ્યમાં જે ખેડૂત બાબા પિઠોરાની માનતા માનશે, રાજ લખાવશે, તેનું સારુ થશે.

કોચરભાઈ થાવરભાઈ રાઠવા
ગામ. ગાબડિયા, તા. જિ. છોટાઉદેપુર
ઉંમર ૭૮

બડવા તરીકે ખૂબ અનુભવી અને વિધિના જાણકાર કોચરભાઈ પાસેથી મળેલી માહિતી પ્રમાણે, પેઢી બદલવી એટલે દેવસ્થાનક પરના જૂના થઈ ગયેલા, સડી ગયેલા, તૂટી ગયેલા લાકડાના ખૂંટડાઓને બદલી નવા ખૂંટડાઓ નાંખવા. પેઢી બદલવા માટે ગામના આગળ પડતા વડીલો, પટેલ, પૂજારો ભેગા થાય છે. વિધિ માટે અનુરૂપ આયોજન કરે છે. આયોજન પ્રમાણે નક્કી કરેલો ફાળો અને અનાજ દરેક ઘરેથી ભેગું કરવામાં આવે છે.

નક્કી કરેલા દિવસે પેઢી બદલવાનું કામ ચાલુ થાય છે. ગામનો બડવો અને પૂજારો કેટલા અને કયા કયા દેવોના નામના ખૂંટડા બનાવવા તે નક્કી કરે છે. તેમાં ગામદેવ, ગણેહદેવ, કાળુરાણોદેવ, મથવાડિયોદેવ, ખેડાદેવી, બાબોટુંડવાદેવ, દુધિયોદેવ, બાબોભેંહોદેવ, બાબોવાકટોળિયો, બાબોદેવ, રાણીકાજલ, બાબોહુંડોળ, ઈંદદેવ, ખત્રીજદેવ, કનહરીદેવી વગેરે દેવ-દેવીઓનો સમાવેશ થાય છે.

ગામના લોકો અને સુથારો નામ પ્રમાણેના ખૂંટડાઓ ઘડવાનું કામ શરૂ કરે છે. કામ લગભગ એક અઠવાડિયુ કાં તો ચાર-પાંચ દિવસ સુધી ચાલે છે. બુધવારના રોજ ખૂંટડાઓ માટે ખાડા ખોદવામાં આવે છે. ગરુવારે ખૂંટડાઓને ખાડામાં રોપી પૂજા વિધિ કરે છે. ખૂંટડાઓની સાથે સાથે માટીના ઘોડા, હાથી, વાઘ, ઢૂબલાં (સળગતા દીવા પવનમાં બુઝાઈ ન જાય તે માટે તેના રક્ષણ માટેનું સાધન) વગેરેની સ્થાપના થતી હોય છે. સ્થાપના થયા પછી કેટલાક નાચવા લાગે છે વળી કેટલાક ઢેબરાં (વડાં) રસોઈ બનાવવાના કામમાં જોડાય છે. શુક્રવારના રોજ ખાણી-પીણી થાય છે.

આ વિધિમાં ગામની પરણાવેલી છોકરીઓને નોંતરવામાં આવે છે. આજુબાજુના ગામના લોકોને વડીલોને નોંતરવામાં આવે છે. સાથે જે તે વિસ્તારના મુખ્ય દેવોને પણ નોંતરવામાં આવે છે.

**- લખારા -**

માનસિંગભાઈ ધનજીભાઈ રાઠવા નવરચિત છોટાઉદેપુર જિલ્લાના મલાજા ગામના મૂળ વતની છે. તેમની ઉંમર આજે ૬૫ વર્ષની જેટલી થયેલી છે. તેમનાં ધર્મ પત્ની ભીખલીબેન અને ચાર પુત્રોને એક પુત્રી છે. તેમને બધાને પરણાવી દીધેલ છે. બધા એક જ ધોરણ સુધી ભણેલાં છે.

ગામડાંઓમાં માનસિંગ ધનજી રાઠવાને ‘મલાજિયા લખારા’ ‘ચિતારા’ તરીકે ઓળખવામાં આવે છે. અમારા જેવા યુવાનો બાબા પિઠોરાના ચિત્રકાર માનસિંગકાકા તરીકે ઓળખીએ છીએ.

ધનજીકાકા તેમના પિતા જે વ્યવસાયે ખેડૂત હતા. પિઠોરાચિત્ર દોરવાની કળા પરંપરાથી તેમના કુટુંબમાં આવેલી છે. માનસિંગકાકા કહે છે, આગળ ખબર નહિ પણ અમારી આ ૧૧મી પેઢીથી લખારા તરીકે અમે કામ કરીએ છીએ. અને તે કામ આજે અમે કરીએ છીએ. મારા ઘરમાં પહેલાં ખપેડાની દીવાલ ઉપર પિઠોરો લખાયેલો હતો. ત્યાર બાદ મારા દાદાએ ઈંટની દિવાલ ઉપર બાબો પિઠોરો લખાવેલો તે પણ મારા પિતા અને મારા હાથનો લખેલો છે.

મારી મુલાકાતમાં માનસિંગકાકાનું આખું કુટુંબ પરંપરાગત રીતે ઊતરી આવેલી ઘણી-બધી કળાઓમાં નિપુણ છે. તેમના ચારેય પુત્રો પિઠોરા લખવામાં માનસિંગકાકા જેટલા જ પારંગત છે. તેમના ધર્મ પત્ની અને ઘરની બધી બહેનો મોતીકલાનું કામ કરે છે. તેમનો મોટો પુત્ર હરિભાઈ પણ પોતાના વિસ્તારમાં સારા એવા ‘લખારા’ તરીકે નામના પામેલ છે તથા કલા તરીકે કામ કરતા બધા કલાકારોનું જૂથ બનાવી પોતાની કલા માટે મેળા, હાટ, પ્રદર્શનોમાં અવાર-નવાર જુદાં-જુદાં શહેરોમાં જાય છે. દરેકને પોતાની કલાનું પ્રોત્સાહન મળે તેવા પ્રયત્નો કરે છે. માનસિંગકાકા અક્ષરજ્ઞાન ધરાવતા નથી છતાં એમની કળાને કારણે અને તેમના જીવનમાં મળેલ નાનપણથી જ બાબા પિઠોરાદેવની શક્તિથી આજે એમનું નામ ભારતદેશની સીમાઓ ઓળંગી ગયું છે.

રાઠવા આદિવાસીઓમાં બાબા પિઠોરા મોટામાં મોટો દેવ છે. જેનું સ્થાનક ઘરની વચ્ચેની દીવાલ પર હોય છે. કહેવાય છે કે બાબા પિઠોરો રાઠવા આદિવાસીઓનો પ્રાચીન, સાંસ્કૃતિક, ધાર્મિક દસ્તાવેજ છે. ખાસ આ ચિત્રના ચિતરનારાઓને ‘લખારા’ કહેવામાં આવે છે. આ લખારાઓ

સમાજમાં પ્રતિષ્ઠિત અને ગૂઢ વિદ્યાઓના જાણકાર અને અલૌકિક શક્તિમાં વિશ્વાસ ધરાવનારી, શ્રદ્ધાળુ વ્યક્તિઓ હોય છે. જેમને એમના પૂર્વજો પાસેથી આ પ્રકારની ગૂઢ વિદ્યાઓની શક્તિ વારસામાં મળેલી હોય છે. તેઓ પૂર્વજોના કહેવા પ્રમાણે સમાજને સલાહ સૂચન આપનારા હોય છે. માનસિંગકાકા તેમાના એક છે.

માનસિંગકાકા બાબા પિઠોરા વિશે સમજાવતાં કહે છે કે પિઠોરો એ રાઠ વિસ્તારનો મોટામાં મોટો દેવ ગણાય છે. પરંતુ કેટલાક લોકો આ વિધિવિધાનને સમજ્યા વગર 'અંધશ્રદ્ધા' ખોટા વ્હેમો તરીકે જુએ છે જે તેમની અણસમજ છે. આ વાતને આગળ કહું તો મારા બાપ દાદા ૧૦૦ વર્ષથી વધારે વર્ષો જીવી ને ગયા પણ એક પણ દવાખાનાની ગોળી કે ઇન્જેકશન લીધુ નહિ. બહારનું પેદા કરેલી વસ્તુને ખાધી નહિ. વધારે કોઈની બહારની વાત સાંભળી ન હતી. તેની સમજ આપતા હતા. તે પોતાની રીતે પોતાનું જીવન, શરીર સાચવતા હતા. આ અણસમજ કહેવાવાળા સુધરેલા લોકો વર્ષમાં બે-ત્રણ વાર બિમાર પડે અને દવાઓ ખાયા કરે. સરકારને કંપનીઓ તેમના માટે ખોલવી પડી. તેને હજારો રૂપિયા ખર્ચ થાય તો નક્કી કરો કે વ્હેમો અને અંધશ્રદ્ધા કોને છે. એમની અમુક વાતોમાં અમુક સમયે ભેળવાઈ જઉં તો મને પણ કોઈક વાર ગોળી ખાવી પડે છે.

કહે છે કે બાબો પિઠોરો શું છે ? એ સમજવું હોય તો અમારા જેવા લખારા અને વિધિ-વિધાન કરનારા બડવાઓને મળવું જોઈએ અને વધારે કહે છે કે બધી શ્રદ્ધા આંધળી હોતી નથી. મારી ઉંમર ૬૫ વર્ષ છે. પરંતુ મારી આટલી ઉંમરમાં હું છોટાઉદેપુરનાં ઘણાં બધાં ગામડાંઓમાં પગે ચાલીને બાબા પિઠોરા લખવા જઉં છું અને આજ સુધી કેટલા પિઠોરા લખ્યા છે એની કોઈ ગણતરી નથી.

આજે પિઠોરા લખવાની તેમની આ આવડત ભારતભરમાં પ્રખ્યાત થઈ

છે. મોટી-મોટી સરકારી ઓફિસમાં રાષ્ટ્રીય સંગ્રહાલયોમાં રાજધાની એક્ષપ્રેસ જેવી ટ્રેનમાં, લંડનની ઓકસફોર્ડ યુનિવર્સિટી જેવાં ખ્યાતનામ સ્થળોએ બાબા પિઠોરાના ચિત્રો આલેખ્યાં છે. જયા જેટલીએ તૈયાર કરેલા ભારતના કલાના નકશામાં પિઠોરાનાં ચિત્રોનો સમાવેશ કર્યો છે. મધ્યપ્રદેશ, રાજસ્થાન, મહારાષ્ટ્ર, દિલ્હી, મદ્રાસ, કલકત્તા, ઓરિસ્સા, આંધ્રપ્રદેશ, કેરળ, ઝારખંડ જેવાં ભારતનાં અનેક રાજ્યોમાં અને વિદેશોમાં પણ બાબા પિઠોરા ચિત્રકલા પ્રસાર પામી છે.

દેશનાં મોટા ભાગના શહેરોમાં પિઠોરાના ચિતરનાર તરીકે તેમનું નામ જાણીતું થયેલ છે. તેઓ કહે છે કે ભૂતપૂર્વ મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલ મને મિત્રના રૂપમાં જોતા હતા. કળાને લગતા ઘણા ચંદ્રકો તેમને મળેલા છે. ઈ.સ. ૧૯૯૬માં આદિવાસી પ્રશિક્ષણ અકાદમી, તેજગઢના ઉદ્‌ઘાટન સમારોહમાં રાજ્યપાલ શ્રી સુંદરસિંહ ભંડારીના હસ્તે પિઠોરાના લખારા તરીકે તેમને સન્માનવામાં આવ્યા હતા. ૨૦૦૧માં ગુજરાત ગૌરવદિને મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદીના હાથે માનસિંગકાકાને ચંદ્રક આપીને સન્માનવામાં આવ્યા હતા.

માનસિંગકાકા કલાકાર ઉપરાંત સામાજિક કાર્યકર પણ છે. ઈ.સ. ૧૯૯૮માં ‘વડોદરા જિલ્લા આદિવાસી પૂર્વ વિભાગ હસ્તકળા સહકારી મંડળીનું તેમણે નિર્માણ કર્યુ છે. આ મંડળી દ્વારા આદિવાસી વિસ્તારમાં રહેલી અનેક કલાઓને બહાર લાવવાનું અને તેની ઓળખ આપવાનું કાર્ય કરી રહ્યા છે. તેમાં ચિત્રકલા, મોતીકલા, વાંસકલા, માટીકલા, કાષ્ઠકલા, વણાટકામ જેવી કલાઓને એક માધ્યમ પૂરું પાડવાનું મોટું કામ તેમણે ઉપાડેલું છે. આજ દિન સુધી ૪૦૦થી પણ વધારે કલાકારોને આ મંડળીએ પ્રોત્સાહિત કરીને તેમની કલાનું મૂલ્ય અપાવવાનો પ્રયત્ન કરેલ છે. આ મંડળીના કલાકાર ગુલસિંગ બળગા રાઠવા અને બલુ કાળિયા રાઠવાનું પણ સન્માન થયેલું છે. મોતીકામ તથા માટીકામનું કામ કરતા કલાકાર ભાઈ-બહેનોને પણ સન્માનવામાં આવેલ છે. આવું ઘણું બધું

છે જે માનસિંગકાકાએ અને ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર તથા મંડળી દ્વારા શક્ય બન્યું છે.

આ બધા કલાકારો અને માનસિંગકાકાનું નામ ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર સ્થાપિત આદિવાસી અકાદમી તેજગઢ તથા બંગાળી લેખિકા શ્રી મહાશ્વેતા દેવી અને ‘ભાષા’ સંસ્થાના સ્થાપક શ્રી ડૉ. ગણેશદેવીના સાહિત્યમાં પણ આદિવાસી કલાકાર માનસિંગકાકાનું નામ અને તેમનાં ચિત્રોને સ્થાન મળેલું છે. અમદાવાદની ગરવી-ગુર્જરીમાં તો તેઓએ આગળ પડતા રહીને બધા જ કલાકારોને જોડવાનો પ્રયત્ન કર્યો છે. આદિવાસી કલાની ઓળખ આપતી ગુર્જરી, ટ્રાઈફેડ, માધ્યમ જેવી સંસ્થાઓમાં પણ લખારા તરીકેનું તેમનું મોટું નામ આદરપાત્ર છે. આ બધું કામ માનસિંગકાકા અને એમની કલાકાર મંડળી અને આગળ ઊભા રહેનાર ડૉ. ગણેશ દેવીના માગદર્શનના કારણે થયું છે.

નવરચિત છોટાઉદેપુર જિલ્લાના કેટલાક ડુંગરો/પહાડો, ટેકરીઓમાં કેટલીક જગ્યાએ ગુફા ચિત્રો જોવા મળે છે. દા.ત, તેજગઢના કોરાજ અને અછાલા નામે ઓળખાતા પહાડની અંદર આદિવાસી અકાદમીની બિલકુલ નજીક ચાર જગ્યાએ ગુફાચિત્રો હાલ પણ જોવા મળે છે.

બાબા પિઠોરાના ચિત્રમાં પ્રાગઐતિહાસિક યુગનાં ગુફા ચિત્રોના અંશો પૂરે-પુરા જોવા મળે છે. વધારે કહું તો માનસિંગકાકાએ દોરેલાં ચિત્રોમાં આદિવાસી સંસ્કૃતિના ખૂબ જ જૂના સમયના સમાજ જીવનનું ચિત્ર બારીકાઈથી જોતા આદિવાસીઓનાં પ્રાકૃતિક નિર્સગવાદી ધર્મની ઉત્તમ કલાકૃતિનો નમૂનો છે. રાઠવા આદિવાસીઓની જીવંત અસ્મિતા માનસિંગકાકા વડે દોરાયેલાં ચિત્રોમાં પડેલી છે.

તારીખ : ૫-૫-૨૦૧૫
વાર્તાલાપ પરથી લેખ તૈયાર કરેલ છે.

## – વૈદ્ય –

ગોવિંદભાઈ કાગડાભાઈ રાઠવા
ગામ પાદરવાંટ, તા. જિ. છોટાઉદેપુર
ઉંમર ૪૫, અભ્યાસ ૮ ધોરણ

આદિવાસી સમાજમાં વૈદ્ય પણ 'બડવા' જેટલો જ પારંગત હોય છે. તે વિધિ કે મંત્ર તંત્ર નથી જાણતો પણ ઝાડમૂળીની દવાઓ વિશે જાણે છે. ગોવિંદભાઈ રાઠવા સાથે થયેલ વાર્તાલાપ મુજબ. તેમને ત્રણ બાળકો છે. તેમાં એક પુત્ર અને બે પુત્રી છે. તેમની પાસે તેમના બાપદાદાની અઢી એકર જેટલી જમીન છે. એટલે વ્યવસાયે ખેતી કરે છે.

આગળ તેમને ખબર નથી પણ ચાર પેઢીથી તેમના બાપદાદા વૈદ અને ગામના પૂજારા તરીકે કામ કરતા હતા. તેમાં મારા દાદા નામે મનિયાભાઈ પૂજારા હતા. ત્યાર બાદ તેમના મોટા પુત્ર કાગડાભાઈ પણ વૈદ હતા. ગોવિંદભાઈ આજે પોતે પણ ગામમાં લગ્ન વિધિ અને વૈદનું કામ પણ કરે છે. બાળકો, સ્ત્રીઓ અને પુરુષો માટે બીમારીને જોઈ વન ઔષધિની દવાઓ બનાવી લોકોને આપે છે. આવા પ્રકારના કામને જોઈને આ વિસ્તારમાં, ગામમાં લોકો તેમને ''ગોવિંદ મહારાજ'' તરીકે ઓળખે છે. બાળકના રોગો જેવા કે ખાંસી, શરદી, વરાધ, ઝાડા કરવા વગેરે, સ્ત્રી રોગમાં શરીર ધોવાવું, પેટમાં દુઃખાવો, માસિક ન આવવું. સંતાન ન થવું, સિકલસેલ, લોહીમાં ફિકાશ વગેરે. જ્યારે પુરુષ માટે : પથરી, માથું દુઃખવું, સાંધાના દુઃખાવા, સિકલસેલ, આંતરગાંઠ થવી વગેરે.

દવાઓ બનાવવા માટે ખાસ નીચે મુજબની વનસ્પતિઓનો ઉપયોગ કરે છે. જેઠીમધ, અરડૂસી, તુલસી, ફૂદીનો, જાસૂદ, દાડમ, અરેઠી, ભાંગરો (ગાંઠિયું), કડવીનાઈ(મામેજવો), લીમડો, ઓંસળી, બહેળા (ત્રિફળા), લીલી, રંગતરોયડો, માયકાંગલી, ગળવેલ (ગળો) અમરવેલ, દૂધિયો

કળો, નાગોળ, કળો, નાગદામન વગેરે. ગોવિંદભાઈ કહે છે કે હું ઘણા લોકોના દુઃખો દૂર કરેલ છે. આજ સુધી મારી આપેલી દવાઓથી કોઈ આડઅસર જોવા મળી નથી.

આગળના વાર્તાલાપમાં ઘરધણી પાસેથી અમારે જાણવું હતું કે ચિત્રો દોરવાનાં કારણો કયાં હોય છે? બદલાતા સમયમાં શિક્ષિત વ્યક્તિઓ તેને કેટલા ભાવથી જુએ છે. અક્ષરજ્ઞાન વગરની વ્યક્તિએ કરાવેલા ચિત્રો અક્ષરજ્ઞાન ધરાવતી વ્યક્તિ કઈ રીતે જુએ છે. તે આ પરંપરાને જાળવી રાખી છે કે નહિ ? આવા અનેક સવાલોના જવાબ શોધવાના હતા. જેથી ખબર પડે કે આજના સમયમાં આ ચિત્રો કરાવનાર વ્યક્તિ કઈ સ્થિતિમાં તેને જુએ છે.

સમગ્ર અભ્યાસને અને વાર્તાલાપને જોતાં માલૂમ પડે છે કે પિઠોરાચિત્ર રાજીખુશીથી અને બાધા-માનતાથી લખાવે છે. જ્યાં પરિવર્તન વધારે થયું છે ત્યાં ચિત્રોનું પ્રમાણ ઓછું જોવા મળે છે. અને જ્યાં પરિવર્તન ઓછું થયું છે ત્યાં વધુ જોવા મળે છે. કેમ કે વાર્તાલાપ કરનારનું ઘર આ બન્નેની મધ્યમાં છે. શિક્ષિત વ્યક્તિઓમાં ઘર છોડી બહાર રહેતી વ્યક્તિની સરખામણીમાં ઘરે રહેતી વ્યક્તિઓ તેમના બાપદાદા ચિત્રો વિશે જેટલો ભાવ રાખતા એટલો જ ભાવ ઘરે રહેતી વ્યક્તિઓ પણ રાખે છે. સમયે સમયે તેની પૂજાવિધિ પણ કરે છે.

બડવા સાથેના વાર્તાલાપમાં જોઈએ તો ત્રણેય બડવાઓ અલગ અલગ વિસ્તારમાં કામ કરે છે. તેજગઢનો બડવો પિઠોરો પૂજવાનું ઓછું પણ તેના સિવાયના બીમારીના કે બીજી અન્ય પૂજાવિધિના કામો કરે છે. જેથી એના પાસેથી એક ઐતિહાસિક કથા મેળવી છે. ચંદુભાઈ અને કોચરભાઈ પિઠોરા પૂજવાનું કામ વધારે કરે છે. તેઓનાં મંતવ્યો મુજબ પરિવર્તનની ઓછી અસર ધરાવતા વિસ્તારમાં પિઠોરા પૂજવાનું કામ ખૂબ વધારે ચાલે છે. ધાર્મિક સંપ્રદાયોના પ્રભાવવાળા વિસ્તારોમાં પરંપરાગત પૂજાવિધિ

ઓછી થતી જાય છે. પરંતુ ખાસ બાબત એ છે તેમના વારસામાં બડવાઈનું કામ ચાલશે કે નહિ એ પ્રશ્ન છે.

લખારા સાથેના વાર્તાલાપમાં જાણવા મળે છે કે વારસામાં ચિત્રો દોરવાનું કાર્ય તે બધાને શિખવાડે છે. એટલે નવા લખારા તૈયાર થઈ રહ્યા છે. ચિત્રો દોરાવનારનું પ્રમાણ વધ્યું છે. પરંતુ ચિત્રોમાં બદલાવ પણ આવ્યો છે. જે સમયે સમાજમાં જે વસ્તુ આવી તેવી છાપ કોઈના કોઈ અંશે ચિત્રોમાં લાંબા ગાળે જોવા મળે છે. આ ચિત્રને કલાના સ્વરૂપે જોવાની દૃષ્ટિ અન્ય સમાજોએ પણ કેળવી છે. વૈદ પોતાનું જ્ઞાન પુત્રને વારસામાં આપે છે. દવા તૈયાર કરતી વખતે તે પોતાનાં બાળકોનો સહારો લે છે. જરૂરી કામકાજ તેની પાસે કરાવે છે. દવા લેવા આવનાર વ્યક્તિ કે બીમાર વ્યક્તિ સાથે પિતાનો વાર્તાલાપ તે સાંભળે છે અને સમજે છે. પિતાના નીતિ નિયમોને તે જાણી લે છે. આ રીતે દરેક પ્રકારનું જ્ઞાન ગ્રહણ કરી પિતાના જ્ઞાનનો વારસદાર બને છે.





## બાબા પિઠોરામાં પ્રયોજાતા શબ્દોની સમજૂતી

સમાજની ઓળખમાં ભાષા પણ એક મહત્ત્વનું અંગ છે. આદિવાસી સમાજમાં ભાષાથી વ્યક્તિ કઈ સમાજની છે તે ઓળખાઈ જાય છે. બાર ગાંવે બોલી બદલાય તે કહેવત મુજબ વિસ્તારે વિસ્તારે અને જાતિએ જાતિએ ભાષા અલગ અલગ જોવા મળે છે. વિસ્તાર પ્રમાણે ભાષામાં કેટલાક અવનવા શબ્દોનો ઉપયોગ થતો હોય છે. તેમાં કેટલાક શબ્દો તો જે તે વિસ્તારની ઓળખ અને ત્યાંની સંસ્કૃતિનો પરિચય આપતા હોય છે. તેમાં વ્યક્તિઓ, સ્થળ, કોઈ ખાસ વસ્તુ એ બધા માટે ખાસ શબ્દો પ્રયોજાતા હોય છે. એવા શબ્દો રાઠવા સમાજમાં પણ જોવા મળે છે. આ પુસ્તકમાં લખેલાં ગાયણાં, બોલ, ગીતો, કથા, વાર્તાલાપ વગેરે અનેક જગ્યાએ અવનવા શબ્દોનો ઉપયોગ થયેલો છે. જે શબ્દો સમાજમાં કોઈના કોઈ સ્વરૂપે કે વિસ્તારે બોલાય છે. કેટલાક રાઠવી ભાષાના શબ્દોના અર્થ આપી સમજાવવાનો પ્રયત્ન અહીંયાં કર્યો છે.

| | | |
|---|---|---|
| બાબા પિઠોરા | : | રાઠવા સમાજનો મુખ્યદેવ છે. તેનું સ્થાનક ઘરની અંદરની મુખ્ય દિવાલ પર ચિત્રના રૂપમાં હોય છે. ઘણા બધા પ્રકારના એક જગ્યા ઉપર દોરાયેલાં ચિત્રોના સમૂહને બાબા પિઠોરા દેવ તરીકે ઓળખે છે. કુંવારી અવસ્થામાં કાળી કોયલની કૂખે જન્મેલો, રાણી કાજલના ખોળે ઉછરેલો ઇંદદેવનો ભાણેજ બાબો પિઠોરો. |
| અન-ધન | : | અનાજ, સંપતિ |
| અરામણનો મહિનો | : | શ્રાવણ મહિનો |
| આભા કણભી | : | ખેડૂત |
| આગાહરની અવારો | : | આકાશના પવનો |
| આઠાં ડોડાં પીઠુંલા ચોડ્યા | : | સાથળ, પગ, પેટ ચોળવા |
| એરૂ શેરૂ | : | સાપ-સાપણનાં ઝેર |
| એક-મેકની ઝરી | : | એક-મેકનું ઝરણું |
| ઓરીઆવ | : | નજીક આવ |
| ઓહવા | : | અનાજ નીકળે તે સમય |
| ઓળિયા | : | ચાદર ઓળવું |
| આંબુન ઢેહાળ | : | આબુ ડુંગર જેવાં મોટાં વાદળો |
| અંધારી ને કળ | : | અંધારી રાત્રી |
| અંબાઈ | : | વીંટળાયેલું |
| અંગભાવો | : | અનુભવ થવો |
| અંણભાવી અંબાઈ | : | નવા અનુભવો થવા લાગ્યા |
| ઈગલિયું | : | નાનું બાળક |

| | | |
|---|---|---|
| ઉગમણું | : | સૂર્ય ઉગે તે વિસ્તાર |
| ઉગમણો નાંછ્યો | : | પૂર્વ તરફથી |
| ઉછરવા | : | મોટું થાય તે |
| ઉતોરું વાળે | : | જવાબ આપવો |
| ઊગામો ધર્યો | : | ઉગવા લાગ્યા |
| કથરોટ | : | રોટલા બનાવવા લાકડામાંથી બનાવેલું સાધન |
| કમોદ | : | ડાંગરનો એક પ્રકાર |
| કર તળાપણ | : | દેવા-લેણાદાર વ્યકિતઓ |
| કરમની કચેરી | : | કુંટુબની સભા |
| કરોળિયા | : | વેલાવાડો શાક ભાજીનો છોડ, કંકોળા |
| કરોળિયા દેવ | : | પૃથ્વી ઉપર જીવ-જંતુના રૂપમાં જોવા મળે છે. જ્યારે બાબાપિઠોરા દેવને તે તેના તાંતણે-તાંતણે સ્વર્ગલોકમાં પહોંચાડવાની મદદ કરી હતી તે કરોડિયો |
| કલમોની રોલો | : | પેનથી લખેલ લિટીઓ |
| કળની વાળિયું | : | ધરતી માતા સારું કર્યું |
| કતરાયલા | : | લાકડા કે પથ્થરમાં કોતરણી કરી બેસાડવામાં આવતાં દેવી-દેવતાઓ |
| કટવો | : | માટીમાંથી બનાવવામાં આવતી નાની માટલી |
| કાંકળી, ચીભળી, ડોયરીએ, હુરાળે, અંભળિયે, આંબે | : | આંબાનાં વૃક્ષોના અલગ અલગ નામો |

| | | |
|---|---|---|
| કાલી કાલી બોલી | : | મીઠું મીઠું બોલવું તે |
| કાવેળો | : | મોટાં મોટાં જૂથો |
| કુંવારિયો | : | કુંવારી છોકરી કે છોકરાની માનતા છૂટતી વેળાએ આંગણામાં ડાળો રોપીને થતી ઇંદની પૂજાવિધિ |
| કુળિયા | : | પશુ બાંધવાની જગ્યા |
| કુંમળ | : | કુંમળી સ્ત્રી |
| કુંવારી કચેરી | : | અપરણીત વ્યકિતની સભા |
| કુંવારિ કંજુમ | : | કુંવારી છોકરી |
| કુંવારિયા | : | લગ્ન ન કરેલ હોય તેવા પુરુષ |
| કોયલ છોરી | : | કાળીકોયલ ઈંદરાજની બહેન, બાબા પિઠોરાને જન્મ આપનાર માતા |
| કોદરા | : | અનાજનો એક પ્રકાર |
| કોઠી | : | અનાજ સંગ્રહ કરવાનું માટીનું બનાવેલું સાધન |
| કોંખુમ | : | કાંખમાં |
| કૈડયા કુંભી | : | ગુસ્સાવાળો દેવ |
| કૈડો રાજકુંવર | : | રાજાનો પુત્ર |
| કિહાપણ | : | રિસાયેલામાં તે વધુ ગુસ્સો પકડે, કોઈને બોલે નહિ તેવા ને ઓળખે |
| કંકુ પિઠોરો | : | યુવાનોનું રક્ષણ કરનાર |
| કંગરાળી બોથા | : | પાણી રાખવા માટેનું માટીનું પાત્ર |

| | | |
|---|---|---|
| કંદુરાણો | : | રાજા ભોજના નોકર, કાળીકોયલ સાથે સંબંધ બાંધનારો, બાબા પિઠોરાનો પિતા |
| ખએતી | : | ખેતરને ચારે બાજુ કરવામાં આવતી વાડ |
| ખમીશ | : | શરીર ઉપર પહેરવામાં આવતું શર્ટ |
| ખરોડમેં | : | ખાટલાના પોંયતા |
| ખલુ-ખલ | : | ખડ-ખડ હસવું |
| ખળુ ખેતર | : | તૈયાર થયેલા પાકને ખેતરમાં એક જગ્યા પર લણવા માટે ભેગો કરવો તે જગ્યા |
| ખોળો વાયરો | : | લુગડામાં અનાજ રાખવા બનાવતો ખોળો |
| ખાંડા | : | તલવાર |
| ખાંડણિયુ | : | ચોખા ખાંડવાનું સાધન |
| ખિચળલાની | : | ઢીલું ભાત |
| ગના છીનાળા | : | છીનાળું કરનાર સ્ત્રી |
| ગણાપણે | : | પારકી સ્ત્રી સાથે સંબંધ બાંધે તે |
| ગુંજારા | : | કામ વગર આમ-તેમ આંટા મારતા હોય તે |
| ગુરુડા | : | અવાજ થવો |
| ગેગળી છોટુમ | : | ગેગળી નામની વનસ્પતિનું જૂથ |
| ગળિયા ગોધા | : | નવા તૈયાર થતા વાછરડા |
| ગોંડા મનસા | : | લાગણીશીલ માણસ |
| ગોદારિયું | : | ઉત્તર તરફની દિશાનો વિસ્તાર |

| | | |
|---|---|---|
| ગાજા ન વાજા | : | વાજિંત્રો |
| ગામખેડા | : | ગામનું રક્ષણ કરનારી દેવી |
| ઘેલ્યા રાજા | : | ઠાઠમાંઠ રહેતો હોય તેવો રાજા |
| ઘોડુ-ગધેડું-પુવન | : | ઘોડા-ગધેડાનો પવન |
| ચખારી | : | ખૂબ શોધવાળી |
| ચા નો વરાપ | : | જમીન ખેડ કરવાનો સમય |
| ચૂડે | : | ચૂસવું |
| ચોખો | : | શુદ્ધ |
| ચૉકીપે'રા | : | ચોકીદાર/રખેવાડ |
| ચોંચુમ | : | ચાંચમાં |
| ચોંદના | : | ડાંગરનો એક પ્રકાર |
| છેડી ન તૂરયા | : | રડી અને તુવેર |
| છાયા પડવા | : | છાયો પડવો |
| છાવળિયો દેવ | : | જવારા વાવવાની વાંસની સાબડી |
| જલમ | : | જન્મ |
| જલમણી વાસયણ | : | વાંઝિયણ સ્ત્રી |
| જહુરાણી | : | બાબા ઇંદની માતા |
| જળહીગી | : | વહેતા પાણીવાળી નદી |
| જડોયા | : | પાણીમાં રહેનાર જીવ-જંતુ |
| જુહુરાણી | : | જીભ |
| ઝંઝુમના દન | : | કિરણો નીકળે તે સમય |
| ઝગદીયા | : | સળગતા દીવા |
| ઝાળો | : | ઘણાં બધાં વૃક્ષોનો સમૂહ |
| ઝઝલો ઓજગીલો | : | ખૂબ આળસુ |

| | | |
|---|---|---|
| ઝીંદોરી પિઠોરો | : | સૃષ્ટિના દરેક જીવનું રક્ષણ કરનાર |
| ટિટિયો જોશી | : | નાના-નાના |
| ટપારિયા ઇંદ | : | ટાપુઓવાળા ઇંદ |
| ટોપો | : | ટોપીઓ |
| ટોહાવા | : | પાણી પીવડાવવા |
| ટોહ્યો | : | પાણી પાવ્યું |
| ટાંટિયા | : | વાંસમાંથી બનાવેલ ખપેડા |
| ડહુંકડી | : | ઢાક નામે ઓળખાતું સંગીતનું સાધન |
| ડહુકે ડહુકે રુવે | : | ડુસકે ડુસકે રડવું |
| ડોળકાં | : | એક પ્રકારની શાકભાજી |
| ડાબ સાંજુના કરચા | : | દાભ એક પ્રકારનું ઘાસ છે |
| ડાહા ડાફરી | : | ગામ કે ફળિયાના પૂર્વજો |
| ઢાંઢણી બિયારો | : | સુણિયાનાં બિયારણો |
| ઢેબરલીની | : | અડદનાં વડા |
| તે વખત મારે | : | જૂના સમયમાં |
| તેર વીજો ઝળુકા માયરા | : | તેર વીજળીઓ જબુકવા લાગી |
| તરોળ્યો | : | તરવૈયો |
| તારીત મોંની વેગરી | : | ગાળ દઈને બોલવું તે |
| દનડો | : | દિવસ |
| દેવોની દેવળો | : | દેવોનાં સ્થાનકો |
| દેહ-દેહ હમળાવી | : | વ્યક્તિએ વ્યક્તિએ કહેવું તે |
| દહા વહળેમ | : | દશા વળવી |
| દોહન દોહ | : | દૂધ કાઢવું |
| દાહડે દાહડે પેટા | : | દિવસે દિવસે પેટ વધવું |

| | | |
|---|---|---|
| દુઃખ પહળેમ | : | દુઃખ પડવું |
| ધૂધૂ ચઢ્યા | : | અનાજમાં દૂધ ભરાવું તે |
| ધરમી ધનના પોળા | : | ધર્મના ધનનો સમય |
| ધરતીરાણી | : | ધરતી |
| ધરણ | : | ધારણા, ધારેલું કામ, ચોકકસ કામ |
| ધનિક ભોગ | : | અવાજ થવો |
| ધણીના બળવા | : | ઘરધણીનો બળવો (ભૂવો) |
| ધણીનું વળન | : | ધરતીનું સારું થશે |
| નનેળી બિયારો | : | દોરી દોરડા બનાવવામાં ઉપયોગી થતો વનસ્પતિનો છોડ |
| નંગરી શે'રો | : | બજાર, મહોલ્લા શહેરો |
| નવે વાળિન બિયારો | : | નવ પ્રકારના મિશ્ર બિયારણ |
| નવે વાળિન બિયારો | : | અવાજ ગયેલો |
| નીમજેલા | : | સજીવન થયેલો |
| નિવેડો | : | કોઈપણ સમસ્યાઓનું સમાધાન કે નિકાલ કરવો તે |
| પેઢી બદલી | : | દેવ સ્થાનકે લાકડાના ખૂંટડા તથા માટીના ઘોડાઓને બદલવા તે |
| પઈણેલા | : | લગ્ન કરેલા |
| પરભાતીના પોરે | : | ઉગતા સૂર્યનો સમ |
| પલોયટા | : | નવા વાછડાઓને હળ સાથે ચલાવતાં શિખવાડવું તે |
| પવન મૂંદના મંડયો | : | પવન આવવા લાગ્યો |
| પખાવેં | : | ૫૦૦ ગ્રામનુ માપ |
| પોરનો નમલાય તેલો | : | ગયા વર્ષનો રિસાયલો |

| | | |
|---|---|---|
| પોંણગુ | : | બાબા પિઠોરા ચિત્ર દોરાવ્યા પછી દર ૩ વર્ષે થતી પૂજા વિધિ |
| પાયગા | : | માનતા કે બાધા |
| પાલ | : | મહી નદીથી ઓરસંગ નદીના વચ્ચેના વિસ્તાર |
| પાલીએ પોંણી | : | ઘુંટણ પાણી |
| પાઘડી | : | માથા ઉપર બાંધવામાં આવતો સાફો |
| પાહ્યો-પાહ્ય | : | ઉછેર્યો, મોટો કર્યો |
| પાટલીયે | : | લાકડાના પાટલા |
| પીડા પનોતીમ | : | દુઃખથી પણ વધારે દુઃખી |
| પિઠોરી રાણી | : | પિઠોરાની પત્ની |
| પ્લકો | : | આમ-તેમ ફરવું |
| ફયળવા | : | તરફળતી |
| બૂસટ | : | શરીર પર પહેરવા વસ્ત્ર, શર્ટ |
| બોકળિયા દેવ | : | બકરા, બકરીનો દેવ |
| બાબો રતુમાળ | : | મોટા દેવસ્થાન ધરાવતો ડુંગર |
| બાબો ગનેહ | : | સારા કામમાં જેનું પહેલાં નામ લેવાય અને શુભ શુકન કરાવે |
| બામણિયા | : | બ્રાહ્મણ |
| બાર મેઘ ગરુડા માંયરા | : | બાર મેઘ, ગાજવા, અવાજ કરવા લાગે તે |
| બી બિયારો | : | બિયારણો |
| ભૂમિભાત | : | ધરતી સૃષ્ટિની ઓળખાણ |
| ભરવાડી પિઠોરા | : | પશુપાલનનો રક્ષક દેવ |

| | | |
|---|---|---|
| ભગવોનની આશ વધારે રાખીહી | : | ભગવાનની આશા (શ્રદ્ધા) વધારે રાખીશ |
| ભોંયોં | : | માહિતી વાળો |
| ભાળીન | : | જોઈને, દેખીને |
| ભાતાકોન | : | ભાથવાળી ભથારી |
| ભાદરિયો | : | ભાદરવો મહિનો |
| ભુગતો ગનેહ | : | સૂર્ય આથમે તે સમયના કિરણો |
| મનપમા | : | નવો વિચાર |
| મૂંળાહ પોની | : | મહુડાનો દારૂ |
| મૂળાહ | : | મહુડાના વૃક્ષ |
| મેહેર | : | મહેરબાની કરી |
| મેઘા | : | વરસાદ |
| માનવીની આશ | : | મનુષ્યની આશા |
| મોરુ ધયરી | : | ખોળો વાયળો |
| મોસેટી | : | અનાજ સંગ્રહ કરવાનું વાંસમાંથી બનાવેલું સાધન |
| મોટીભોંય | : | મોટા જમીનના વિસ્તાર |
| મામલા | : | ઝઘડો |
| માલુંળા | : | પાદરની ખુલ્લી જગ્યા |
| માટલીય | : | માટીના ઘડા |
| મીરચ્ચા | : | મરચા |
| રીંગણ્ય | : | રીંગણ |
| રેવા | : | નર્મદા નદી |
| રેવાકાંછ્યું | : | દક્ષિણદિશાના વિસ્તાર |

| | | |
|---|---|---|
| રોમ | : | સ્ત્રી પોતાના પતિના આત્માને 'રૉમ' તરીકે ઓળખાવે છે |
| રોણિલા | : | રાણીઓ |
| રોડા | : | નાના-પથ્થરો |
| રાંડ | : | ગુસ્સે થઈને સ્ત્રીને બોલવામાં આવતી ગાળ |
| રાજા ભોજ | : | વરસાદ લાવનાર, દેવરૂપ રાજા, ખેતીની શરૂઆત કરનાર |
| રાવ | : | પ્રાચીન સમયમાં કરવામાં આવતી ખેતીની એક પદ્ધતિ |
| રાહાં હુંબળીનાં ઘોરોમ | : | કીડી, મંકોડીનાં દરોમાં |
| રાખોળી | : | ધૂળ |
| રાખી પિઠોરો | : | રક્ષાબંધન પછી ચિતરવામાં આવતા ચિત્રો |
| રાખીમ | : | ખોળામાં રાખીને |
| રાત દા'ડે | : | રાત-દિવસ |
| રાજગાદી | : | દીવાલ ઉપર દોરેલાં પિઠોરાનાં ચિત્રો |
| રાઠ | : | વિસ્તાર |
| રાઠિયા | : | બોલી અને વિસ્તાર |
| રાડ | : | મકાઈ, જુવારનું ઘાસ |
| રાણી મોખલ | : | ઇંદ રાજાની બહેન |
| રાણી કાજલ | : | ઇંદરાજાની બહેન અને વરસાદની દેવી |
| રતવા | : | બાળકમાં થતી એક કુદરતી બીમારી |

| | | |
|---|---|---|
| રિંજોટ | : | જંગલની જમીન |
| લંગોટ | : | શરીર ઉપર પહેરવાનું ટૂંકું વસ્ત્ર |
| લખારી-જુખારી | : | વિધાતા છઠ્ઠીએ લેખ લખનારી, પિઠોરાનાં ચિત્રો લખનાર |
| લોયારા કાછડાવાયરા | : | લોહીવાળા ઘાઘરા, ચણિયાના કાછડા વાળવું તે |
| લોચારી લુંગડી | : | લોહીવાળુ લુંગડું |
| લોંગણિયા-લોંગેણ લુંડા | : | ધાર્મિક વિધિમાં જોડાતાં કુંવારાં છોકરા-છોકરીઓ |
| લાલ, પીળા ઢેહાળ | : | લાલ-પીળા આકાશના વાદળો |
| લીલારો | : | લીલીછમ ધરતી |
| લૂલો લંગડો | : | અપંગ વ્યકિત |
| લિપિ | : | લીંપણ |
| વેહ | : | વેશ |
| વખાર | : | ઘણું બધુ અનાજ સંગ્રહ કરવાની જગ્યા |
| વળુ કે વળ્યો | : | સારો પાક આવે તે |
| વાનપાની | : | માસિક આવવું |
| વોરુના ઘોરૂમેં | : | વ્હોરાનાં ઘરોમાં |
| વા'વા ઓરવા | : | વાવણી અથવા ઓરણી કરવું તે |
| વાહોળ વધે | : | લીલા વાંસની જેમ વધે તેને |
| વિઓણા | : | વિચારો કરવા તે |
| વિયાણી | : | જન્મ આપવો |
| સૂરજ | : | સૂર્ય |

| | | |
|---|---|---|
| હેયા રાજા | : | આનંદિત, વધારે ખુશ રહેતો હોય તેવો રાજા |
| હેણી હીંગળે હંતાયા | : | હરણના સિંગડામાં સંતાયો |
| હુંચાર થિયો | : | હોશિયાર બન્યો |
| હમરો દેવ | : | કૂંદુ રાજાનું ઉપનામ, કાળીકોયલનો પતિ |
| હર્યો ઊતર્યો ખળના ખોળ | : | ધરતીના ખોળે વરસતો વરસાદ |
| હર્યો, સર્યો | : | ખુબ જ હાવ-ભાવવાળું |
| હરજાબાઈ | : | સુવાવડ કરાવનારી સ્ત્રી |
| હરગોનો વૈદ | : | સ્વર્ગનો વૈદ |
| હરગુ | : | સ્વર્ગ |
| હરોળિયો-ધરોળિયા મેઘ | : | પવન સાથે આવતો તોફાની વરસાદ |
| હલક | : | નૃત્ય સમયે સામ-સામે, આગળ પાછળ પગ મૂકવો તથા શરીરને ડોલવવું |
| હવાહો બિયાર | : | સવા સો બિયારણો |
| હળેલિયા | : | મેડાવાળા હવેલી પ્રકારના મકાનો |
| હળું ફાળું | : | હળ, ફાળ |
| હુથારના ઘોરૂમ | : | સુથારનાં ઘરોમાં |
| હુંમો ચડે | : | સામો આવે |
| હુંરજ | : | સૂર્ય |
| હુંવાવડ | : | સુવાવડ |
| હુંગતો ગનેહ | : | ઉગતા સૂરજનાં સવારના કિરણો |

| | | |
|---|---|---|
| હુળોમ | : | ખોળામાં બેસાડવું |
| હાથુરાણી | : | હાથ |
| હોનો બરોડ | : | સોનાના ડુંગરો |
| હોપારિયો દેવ | : | સોપારી |
| હોળ રાણીઆ | : | સોળ રાણીઓ |
| હોણાં જોડ્યા | : | બળદ જોડવું તે |
| હોંગરૂ | : | અનાજનો એક પ્રકાર |
| હાલહુનનો વેહ | : | કાંચિડાનો વેશ |
| હાલુ ન કાલ | : | હસમુખુ મીઠું બોલવું |
| હાત પાટળિયું | : | ખેડેલ જમીન સમતલ કરવા માટેનું ઓજાર |
| હાત વરા | : | સાત વરા, હળલાકડાં જોડતી વખતે બળદની ખાંધ ઉપર મૂકવામાં આવતો વળો |
| હાત હોરું | : | સાત હળ લાકડાં |
| હરિયાવોંહ | : | લીલા વાંસ |
| હજલી હોયણ | : | સુવાવડમાં મદદ કરતી સ્ત્રી/ દાયણ |
| હતુરાણી | : | બાબા ઇંદની પત્ની |
| હણગારો | : | શણગારવું |





# બાબા પિઠોરા ચિત્રનું પુનરાવલોકન

'આદિવાસીઓનો કલા વારસો' પુસ્તકમાં જૂન ૧૯૭૯માં રેવાબેન શંકરભાઈ તડવી પેજ ૭૫/૭૬ પર નોંધે છે કે પિઠોરાના આ ભીંતચિત્રનું કથાવસ્તુ લગ્નના ઉત્સવનું છે. જેમાં સર્વ સગા-સબંધી અને જીવમાત્રને બોલાવવામાં આવ્યા હોય છે. આદિવાસીઓની માન્યતા મુજબ 'પૃથ્વી' ઉપરનાં બધાં પ્રાણીઓને બેસાડવામાં આવે છે. ચિત્રની પૂજા એક ધાર્મિક માન્યતાને લીધે કરવામાં આવે છે.

બાબા પિઠોરાનું ધામધૂમથી લગ્ન કરવામાં આવે છે. આ પ્રસંગમાં સર્વ દેવ-દેવીઓને બોલાવવામાં આવ્યાં હતાં. આમ બાબા પિઠોરાની નકશી લગ્નની જાનનું એક ચિત્ર છે. જેમાં સર્વ દેવ-દેવીઓ ભાગ લેવા માટે આવ્યા હતા. આથી પિઠોરાની નકશીમાં સર્વ દેવ-દેવીઓનાં, તેમની સવારી સાથેનાં ચિત્રો ચિતરવામાં આવ્યા છે.

ગુજરાતની લોક સંસ્કૃતિ પુસ્તક, જાન્યુઆરી ૧૯૭૬માં જોરાવરસિંહ જાદવ પેજ ૮૮ પર નોંધે છે કે પિઠોરામાં લગ્નના ઉત્સવનાં વિવિધ ચિત્રો ઉપરાંત વાવ-કૂવા ને પનિહારી, નાગદેવ, દેવીદેવતા, દેવોના ઘોડા, ખેતર ખેડતો કણભી, વાંદરા, બંદૂક ધારી સિપાહી, ગધેડા, વાઘ,

બારમાથાનો રાવણ, તીરકાંમઠાવાળો શિકારી, મૈથુન કરતાં સ્ત્રી-પુરુષ ઉપરાંત ત્રીસથી ચાલીસ જેટલાં પ્રતીકચિત્રો તળપદી આદિવાસી શૈલીમાં આલેખવામાં આવે છે.

ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં ગુજરાતનાં ભિત્તિચિત્રો પુસ્તક માર્ચ-૨૦૦૩માં રઘુવીર. જ. મકવાણા પેજ નં ૧૯૭ થી ૨૦૬ પર નોંધે છે કે પિઠોરો ગુજરાતના રાઠવાઓનું ધાર્મિક પરંપરાનું ભિત્તિચિત્ર ગુજરાતના વનવાસી, ગિરિજનોમાં રાઠવા વનવાસી ગિરિજનો આર્થિક, સામાજિક તેમજ ધાર્મિક દૃષ્ટિએ ઘણુ વૈવિધ્ય અને આગવા સાંસ્કૃતિક લક્ષણો ધરાવે છે.

ઇન્દ્ર, ઇન્દ્ર રાજા-શબ્દ જોવા મળે છે. ઇન્દ્ર રાજાએ પિઠોરાને પિઠોરી સાથે ધામધૂમથી પરણાવ્યો. આમ બાબા પિઠોરાની નકશી ભિત્તિચિત્ર લગ્નની જાનનું દૃશ્ય છે. હિન્દુ ધર્મના ગણપતિ અને બાબા પિઠોરાના ગણપતિ જરા જુદી જુદી રીતે રજૂ થાય છે. પિઠોરાના ગણપતિ ઘોડા પર બેઠેલા, હુક્કો ગગડાવતા અને કવચિત બીજા પ્રાણી સાથે મૈથુન કરતા ચીતરાય, કવચિત તેમનો ઘોડો બીજા પ્રાણી સાથે મૈથુન કરતો હોય તે લોકો ભાવાર્થ એવો તારવે કે ગણેશ અને તેનો ઘોડો બધા પર આધિપત્ય ધરાવે છે.

એક ખૂણે સૂર્ય અને બીજા ખૂણે ચંદ્ર ચિતરાય છે. પ્રકૃતિની ગોદમાં જીવનારને સૂર્ય, ચંદ્ર, ધરતી અને આકાશ જીવંત દેવ બની રહે છે. રાઠવા જાતિના આ ભૌતિક તત્ત્વો જીવન-મરણનાં સાક્ષી છે.

ચારે બાજુ કિનારીની બહાર મૈથુનનાં દૃશ્ય દોરવાનો રિવાજ છે. તેને પણ ફળદ્રુપતા સાથે જ સંબંધ છે તેમ સ્પષ્ટ છે.

માનવને તૃષ્ણાઓ વળગેલી છે અને ભય મુક્ત થવાથી વૃત્તિ સદૈવ જાગ્રત છે. એટલે કોઈએ દેવી-દેવતાની પૂજા કે સાધના તેમની માનસિક

શાંતિમાં સહાયરૂપ થાય છે. આ આદિવાસી જનસમાજની કલ્પનામાં દેવ-દેવી અને ઈ.સ. પૂર્વે દસ હજાર વર્ષોનાં ગુફાચિત્રોમાં વૈચારિક સામ્ય છે. તત્કાલીન મધ્યપ્રદેશના ભીમભેટકાનાં ગુફાચિત્રોમાં માનવજીવન પાલતુ પશુપક્ષી તથા હિંસક પ્રાણી, લોકનૃત્યો, ગોર તથા રતિક્રિયા જેવી દૈનિક ક્રિયાઓ તથા ખેડૂતનાં ચિત્રોનું ત્વરાલેખન થયું છે. ભાવવાહિતા, ગતિશીલતા અને સુશોભન તત્ત્વો જે-તે સમયના ચિત્રોમાં દેખાય છે. તે પિઠોરા ભિત્તિચિત્રમાં દેખાય છે.

દેવ પિઠોરો ચિતરાય છે. તેની સાથે તે જીવન ગુજારે છે. ઘરની છઠ્ઠા ભાગની જગ્યા ચિત્રોએ રોકેલી હોય છે. દુનિયામાં એવાં કેટલાક કુટુંબ હશે જે ચિત્રને દેવ તરીકે માની એની સાથે આટલી ઘનિષ્ઠ રીતે જીવતાં હશે ? આદિવાસીઓ માટે ચિત્ર સમૂહમાં સર્જન કળા છે. આ બધાં ભેગાં મળીને ચિત્ર કરે, ઉપવાસ કરે, ચિત્ર કરતાં પહેલાં કુંવારી કન્યાઓ સાતવાર લિંપણ કરે. ચિત્રએ ચિત્ર નથી પણ આ બધાંના સમૂહજીવનનું ઉત્સવરૂપ પવિત્ર તત્ત્વ છે. આ ચિત્રવિધિ એક મોટો આનંદોત્સવ બની રહે છે.

ખેતી રાઠવાઓની આજીવિકાનું સાધન હોવાને કારણે વરસાદ અને ધરતી સાથે તેમનો અતૂટ સંબંધ છે. તેમના ગાયણાંમાં ધાર્મિક સ્વરૂપો, મનોભાવોની અભિવ્યક્તિ પૃથ્વીની ઉત્પત્તિથી માંડીને સમાજજીવન વિકસ્યું તેની કથા તથા વિવિધ દેવ-દેવીઓનાં કાર્યો અંગેની ધાર્મિક દંતકથાઓ, વગેરેનું આલેખન જોવા મળે છે. પિઠોરાની પૂજામાં કુંવારી વ્યક્તિઓને અપાતું મહત્ત્વ, કથાવસ્તુ અને આલેખાતાં અન્ય સામાજિક આર્થિક જીવન પ્રસંગોનાં પ્રતીકાત્મક ચિત્રો વગેરે તેમની સમગ્ર જીવન વ્યવસ્થાને પ્રતિબિંબિત કરે છે.

આદિવાસી કલાનો સુસમૃદ્ધ વારસો ગુજરાત પાસે છે. જેમ વારલી, કુંકણા, રાઠવા અને ડાંગીનાં ભિત્તિચિત્રો ગુજરાતમાં સચવાયેલાં છે.

નવાં પરિબળોને કારણે તે ભૂંસાઈ જાય કે પરિવર્તન પામે તે પહેલા તેને મૂળસ્વરૂપમાં જાળવી લેવાના પ્રયત્નો વહેલા થવા જોઈએ. વિચાર અને વર્ણનથી તે અનુપ્રાક્ષિત થઈને સમાજને સંદેશ આપી શકે છે.

વિદ્વાનો, પંડિતો સૂક્ષ્મ વિવેચકો કે રસિકોના સમાગમ માટે તે યોગ્ય ન ગણાય પણ અબુધ નિરક્ષર ગ્રામજનો કે પ્રકૃતિજનોને પ્રસન્ન કરનારી ધર્મ અને જીવનને સતેજ રાખનારી સંસ્કૃતિનું સ્મરણ આપનારી લોકકલા છે. તેમાં ભૂતકાળની કે પુરાણકાળની સંસ્કૃતિની પ્રશસ્તિ માત્ર નથી પણ સાથે સમકાલીન પ્રસંગો, પાત્ર અને પરિધાનનું સ્મારક પણ છે. આ કળા સંપત્તિ આ યુગ માટે ઉપયોગી અને મૂલ્યવાન વારસો છે. આજે ભારતવર્ષની સામાન્ય જનતાને કલા દ્વારા ઉદ્‌બોધન કરવાનું એક સીધું સાધન છે.

લોકજીવન : કલા અને કસબ વર્ષ ૨૦૦૪માં પ્રકાશિત પુસ્તકમાં પેજ ૭૮-૮૨ ઉપર જોરાવરસિંહ જાદવ નોંધે છે કે ગુજરાતની રાઠવા આદિવાસી જાતિનો સૌથી મોટો દેવ બાબો પિઠોરો ગણાય છે. ખાસ કરીને કુંવારા છોકરાઓની લાંબી કે જીવલેણ માંદગી હોય ત્યારે બડવો (ભૂવો) આ દેવની બાધા રાખે છે અને મા-બાપ છોકરાનાં લગ્ન થતાં પહેલા અનુકૂળતા મુજબ માનતા પૂરી કરવા દેવની પૂજા ઉજવે છે. ક્યારેક ઉપરા ઊપરી દુષ્કાળ પડે, ખેતીમાં બરકત ન આવે કે કોઈ રોગચાળાનો ઉપદ્રવ વધી જાય ત્યારે આવી માનતા માનવામાં આવે છે.

રાઠવા આદિવાસીઓના અભ્યાસી ડૉ. અરવિંદ ભટ્ટ પુસ્તકમાં નોંધે છે કે ઇન્દ્રે પિઠોરી સાથે તેનું લગ્ન કરાવ્યું. આમ પિઠોરાના ભિત્તિચિત્રનું કથાવસ્તુ લગ્નના ઉત્સવનું અને જાનનું છે. જેમાં સર્વ સગાસંબંધી અને જીવમાત્રને બોલાવવામાં આવ્યા હોય છે. રાઠવાઓની માન્યતા મુજબ પૃથ્વી પરનાં તમામ પ્રાણીઓને અહીં બેસાડવામાં આવે છે. સર્વ દેવ-દેવીઓને તેમનાં વાહન સાથે આ ચિત્રમાં ચિતરવામાં આવે છે.

ગુજરાતની આદિવાસી સંસ્કૃતિ અને કલાના વિષયમાં તેઓ નોંધે છે કે માનવીનું માંડણ અને ધરતીનો છેડો ઘર ગણાય છે. ઘરને લીંપી-ગૂંથીને ઓંકળી પાડવી, ભીંતો પર ચિત્રો કરવાં એ આદિવાસી પ્રજાની આગવી પરંપરા રહી છે. પ્રાચીનકાળથી માનવે અંતરની ઉર્મિઓને અભિવ્યક્ત કરવા માટે ઘરની છતો, ગુફાઓ અને ઘરનાં ભીંતડાંનો ઉપયોગ કર્યો છે. આદિકાળથી ચાલી આવતી આદિવાસીઓની આ ચિત્રકળા પરંપરા આજેય ક્યાંક યથાવત, ને ક્યાંક થોડું રૂપાંતર પામીને વિભિન્ન સ્વરૂપોમાં જીવંત રહેવા પામી છે. દુનિયામાં અને આપણા દેશમાં જ્યાં આદિવાસીઓ વસવાટ કરે છે. એનો કોઈ ખૂણો ભિત્તિચિત્રો અને ભૂમિચિત્રો વિનાનો અડવાણો(ખુલ્લો) રહ્યો નથી. ભિત્તિચિત્રોની આ આદિવાસી પરંપરા ધર્મ, જાદુ-મંતર, સામાજિક પ્રસંગ, પર્વો, તહેવારો, ઉત્સવો અને એમના દૈનિક જીવન સાથે જોડાયેલા જોવા મળે છે. આવા ઉદ્દેશ્યથી પ્રેરાઈને આદિવાસીઓ પોતાના ઘરની દીવાલોને કલાપુર્ણ રીતે શણગારે છે. આ ચિત્રો સફેદ, લાલ કે પીળા રંગો વડે દોરવામાં આવે છે. એમનાં ચિત્રોમાં ચોખા, લોટ, ગેરુ અને હળદરનો બહુધા ઉપયોગ થાય છે. આજે ચૂનાનો ઉપયોગ પણ થતો જોવા મળે છે. આ ચિત્રોમાં માનવ આકૃતિઓ, પશુ-પક્ષીઓ અને વેલ બુટ્ટા જોવા મળે છે. આ ચિત્રોમાં પ્રાગૈતિહાસિક ગુફાવાસીઓ જે ચિત્ર પ્રતિકો દોરતા તે પરંપરારૂપે આમાં ઊતરી આવેલાં જોઈ શકાય છે. આદિવાસી દ્વારા બનાવાતાં ચિત્રોમાં સૌથી વધુ મોટી સંખ્યા લગ્ન પ્રસંગનાં ચિત્રોની જોવા મળે છે. કારણ કે લગ્ન એ એમના જીવનનો મહત્ત્વનો સામાજિક પ્રસંગ છે જેને તેઓ આનંદ અને ઉલ્લાસપૂર્વક માણે છે.

બાબા પિઠોરાની માનતાના અવસરે ભિત્તિચિત્રો દોરે છે. આદિવાસી જીવનનું પ્રેરક અને ચાલકબળ જ ધર્મ છે. આદિવાસી સંસ્કૃતિનો એક સ્થંભ કળા છે. તો બીજો સ્થંભ ધર્મ છે. આથી ધર્મને એમના જીવનથી જુદો પાડી શકાતો નથી. રાઠવા આદિવાસીઓનો માનીતો દેવ 'પિઠોરો' છે તે 'બાબા પિઠોરા'ના નામે ઓળખાય છે.

આદિવાસી સંસ્કૃતિમાં અશ્વ ક્યાંય આવતો નથી પણ બાબા પિઠોરાનાં ભિત્તિચિત્રોમાં રંગ-બેરંગી કલાપૂર્ણ અશ્વોનાં સુંદર ચિત્રો જોવા મળે છે. જે જોઈને કલાવિવેચકો અને કલાપ્રેમીઓ મુક્તકંઠે એની પ્રશંસા કરે છે.

આદિવાસી બોલીનું સામયિક 'ઢોલ' રાઠવા અંક ૨ ઓગસ્ટ-૧૯૯૮માં પ્રકાશિત અંકમાં સુભાષ ઈશાઈ નોંધે છે કે પિઠોરાની ચારે બાજુ કાળા રંગના પહોળા પટ્ટા દોરવામાં આવે છે જે ધરતીની હદ કહેવાય છે.
પિઠોરાની બાધામાં તેના લગ્નની જાનમાં ભાગ લેનારાનાં ચિત્રો દોરવામાં આવે છે. તે સિવાય રોજના જીવન સાથે જોડાયેલી વસ્તુઓ પ્રાણીઓ, જીવજંતુઓના ચિત્રો દોરવામાં આવે છે.

'ગુજરાતની લોક સંસ્કૃતિ' પુસ્તકમાં જોરાવરસિંહ જાદવ નોંધે છે કે ધર્મની બાબતમાં સૌથી વધુ દેવ-દેવીઓ ધરાવનાર દેશ તરીકે વિશ્વભરમાં ભારતનું સ્થાન મોખરે રહ્યું છે. ભારતીય લોકોએ ૩૩ કરોડ દેવતાને નવ કરોડ દેવીઓની કલ્પના કરી છે. લોકજીવનમાં શ્રદ્ધાપૂર્વક પૂજાતા દેવોને ત્રણ પ્રકારે ગણાવી શકાય. વેદમાં વર્ણાવાયેલાં પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, મેઘ વગેરે ભગવાન ભોળા શંકર વગેરે પુરાણોએ પ્રબોધેલા દેવો અને લોકદેવો, લોકદેવોની પૂજામાં માતૃપૂજા, શક્તિપૂજા, પિતૃપૂજા, તુલસીપૂજા, વડ, પીપળો, નાગ, ગાય, વૃક્ષ અને પશુ-પ્રાણીની પૂજા ઉપરાંત સ્થાનિક નાનાં-મોટાં અનેક દેવ-દેવીઓ અને કુળદેવીઓની પૂજા ગુજરાતના લોકજીવનમાં ઘરે ઘરે જાણીતી છે.

લોકજીવનમાં જાણીતાં દેવ-દેવીઓમાં પણ ઘર અને કુટુંબની રક્ષા કરનારા, ગામને રક્ષા આપનારા અને સમગ્ર પ્રજાને રક્ષનાર એમ ત્રણ પ્રકારો ગણાવી શકાય. આ દેવોમાંય પાછા બે ભાગમાં મેલા દેવ અને ચોખ્ખા દેવ. મોટે ભાગે લોકદેવોને દેવીઓનાં સ્થાનકના ભૂવા હોય છે. સાજે-માંદે કે નડતર વખતે ભૂવા-દાણા જોઈને કારણ બતાવે છે. પછી માતાનો માંડવો નાંખી નૈવેદ્ય વગેરે કરવામાં આવે છે. આ પ્રસંગે

રાવળદેવ, ડાકલા માંડીને સાવળો ગવાય. લોકજીવનમાં દેવપૂજાની સાથે ઉત્સવો પણ જોડાઈ ગયા છે. તેથી ઉત્સવ પ્રસંગો, દેવપૂજા, નૃત્ય અને ગીત-સંગીતથી વાતાવરણ ગૂંજી ઉઠે છે. આવા દેવો વિશે આપણે જોઈ શકીએ છીએ.

ઉપરોક્ત અભ્યાસુઓ, વિદ્વવાનોના અભ્યાસ જોયા પછી પોતાના સમાજમાં રહીને હું પણ આ અભ્યાસ કરવા પ્રેરાયો. તે વાંચીને લખવાનું શરૂ કર્યું કે આદિવાસી ઓળખ સમજતા તેમની પુરાકલ્પનાઓને વૈજ્ઞાનિક કસોટી પર મૂકીને ચકાસવું તે અનિવાર્ય ખૂબ બની રહે છે. બ્રહ્માંડ, ધરતી, સૂર્ય, ચંદ્ર, તારાઓ, આકાશ, માનવસૃષ્ટિ, જીવ-જગતની ઉત્ત્પતિ વિશેની તેની ધારણાઓ વિશે નવેસરથી વિચારવું અને સમજવું એ સમયની માંગ બની રહી છે. તે સંદર્ભે વિચારીએ તો આદિવાસીના આ ચિત્ર-કથાવસ્તુ, ગાયણાં અને સાહિત્યને સમજવું જરૂરી થઈ પડે છે. વેરિયર એલ્વિને તે તરફ વિશ્વનું ધ્યાન ખેંચવાનો પહેલો પ્રયત્ન કર્યો હતો. તે જ રીતે ભાષાવિદ ડૉ. ગણેશ દેવીએ પ્રયત્ન કર્યો છે. તેમણે ભારતના પર્વતીય પ્રદેશના આદિવાસીઓનાં પુસ્તકો પ્રકાશિત કર્યાં છે. જેમાં સૃષ્ટિનો આરંભ, ભાષા, આદિમાનવ અને તેની શોધો, પ્રાણીઓ, પશુ-પંખીઓ, માયાવી દુનિયા અને પ્રલય જેવા વિષયોને સફળ શૈલીમાં મૂકી આપ્યા. પૂર્વોત્તર પૂર્વમધ્ય, દક્ષિણ અને પશ્ચિમના બધા જ આદિવાસી સમુદાયમાં આ પ્રકારની કથાઓ મળી આવી છે.

આદિવાસી સમાજના બડવા-ભૂવા, ધરતીપૂજા, ધરતીના બોલ, ઇંદના બોલ, બાર મેઘ, તેર વીજળીઓ વગેરેના બોલ બોલે છે. તેનું અર્થઘટન કરીએ તો આ ધરતીના ખંડો તે પૂર્વેની ધરતી એવો થાય છે. તે પછી ‘કળહળ’ કે ‘જળબુડ’ જેવી જળપ્રલયની ઘટનાને બધી જ સભ્યતાઓએ નોંધી છે. બોલ, ગાયણાંની વિશિષ્ટતા એ છે કે તેઓ કોઈપણ પ્રકારના અક્ષરજ્ઞાન વગર ‘નવખંડની ધરતી’ની કલ્પના વ્યક્ત કરે છે. એટલે કે અખંડ ધરતીનું ખંડોમાં થતું વિભાજન પૃથ્વીના આ ખંડો થવાની શરૂઆત લાખ્ખો વર્ષ પહેલાંની મનાય છે. તે આજ દિન સુધી ચાલુ છે. દર વર્ષે

થોડું ખરે છે તેવું માનવામાં આવે છે. આ બધી ઘટનાઓ આદિવાસી ચિત્રમાં, શબ્દવિદ્યાના માધ્યમથી પેઢી દર પેઢી સચવાતી ચાલી આવી છે. જેનો સંદર્ભ તેમની ઓળખ નિર્માણનો પાયો રચે છે.

લેખક કેટલાક અભ્યાસુઓના નવા શબ્દ વાંચીને વધુ લખવાનું મન કરે કે બાબા પિઠોરો જીવનચરિત્ર માત્ર કથા નથી પણ જીવનદર્શન છે. આજની વધતી જતી જૈવિક-વિકૃતિઓની વચ્ચે જીવનારા રાઠવા બાબા પિઠોરોની પૂજાવિધિ, ગાયણાં, બોલ, ચિત્રો, સંસ્કારો અને તેમના આદર્શો તરફ દૃષ્ટિ કરી એને જીવનમાં ઉતારવાની જરૂર છે. રાઠવાના લોકજીવનમાં જીવન પ્રેરણા પ્રાપ્ત થાય છે.

બાબા પિઠોરાની કથા, ગાયણાં અને પૌરાણિક ચિત્રોના પુનરાવલોકન-અભ્યાસ કરવાથી પૃથ્વીની ઉત્પતિ, બાબા પિઠોરોની ઉત્પતિ અને માનવ જીવસૃષ્ટિ અંગેની ઘણી અદ્‌ભુત વાતો જાણવા મળે છે. બાબા પિઠોરો એક આગવી વિશિષ્ટચિત્ર શૈલી છે. જે રાઠવા આદિવાસીઓની કલાસૂઝના રૂપે તમને દર્શન કરાવે છે.

આદિવાસીઓમાં અન્ય સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક જીવનની સાથે સ્પષ્ટ તરી આવતું આ ધાર્મિક જીવન છે. દેવ-દેવીઓનાં સ્વરૂપો ધાર્મિક સ્વરૂપને ‘બાબા પિઠોરો’ની અને ભોળા ઇંદની માનતા-બાધા પૂંજા કરવામાં આવે છે. જે દ્વારા સંસ્કૃતિનાં વિવિધ પાસાં પ્રતિબિંબિત થતાં જોવા મળે છે.

રાઠવા આદિવાસી સમાજનો આ એક મોટો દેવ ગણાય છે. આ દેવને બાબા પિઠોરો તરીકે ઓળખવામાં આવે છે. બાબા પિઠોરો ચિત્ર ઘરની ઓસરીમાં ચાલીસથી સાઈઠ ફૂટ લાંબુ ચિત્ર દોરવામાં આવે છે. તેનાં ખાસ કારણો, સમસ્યાઓ હોય છે. કોઈ પણ ઘરધણીને ઘર ચલાવવા માટે આર્થિક, સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક પાંસાંઓ તેના જીવન-

મરણનાં હોય છે. તેથી દુનિયામાં પૃથ્વી પરનો કોઈ પણ મનુષ્ય એવો નથી કે તે ધાર્મિક, સામાજિક કે આર્થિક પાસાં વિના જીવી શકે. વધુ કહેતાં, બાબા પિઠોરા ચિત્રને રાઠવા સમાજ એક ભગવાનના સ્વરૂપે જુએ છે. અને તે આરંભથી તેની સાથે એટલે કે પ્રકૃતિપૂજા, પૂર્વજપૂજા કરતો આવ્યો છે. જે આજે પણ તેની સાથે જ છે. પ્રકરણ-૪માં આવતા ચિત્રોમાં તમે અભ્યાસ કરશો તો બધી જ સમજ પડી જશે.

બાબા પિઠોરો ચિત્ર શા માટે ? એ પ્રશ્નનો જવાબ હું જરૂર લખીશ કે એક ઘરમાલિકની અનેક સમસ્યાઓ નીચે પ્રમાણે આવી પડતી હોય છે. જેવી કે ખેતીવાડી સારી પાકતી ન હોય, અનાજનો ઉગાવો સારો ન થાય, છોડ પીળા કુંમડા પડી જતા હોય, ઉગાવામાં રોગ પડી જતા હોય, પાકમાં જીવ-જંતુ વધારે પડી જઈને છોડને ખાઈ જતા હોય કે જ્યારે ડાંગર, જુવાર વગેરેને મસળીને ઘાસ બહાર ઢગલો કરીએ છીએ ત્યારે પણ ઘાસનો ઢગલો મોટો થતો જાય અને અનાજ પોચું નીકળે, તેમાંથી થોડું ઘણું પાકેલું હોય, મોસેટી-કોઠીમાં નાખીએ તો તે જલ્દી ખાલી થાય, મોસેટી-કોઠીમાં જીવ-જંતુઓ પડી જતાં હોય, અનાજ સડી જતું હોય, રાંધેલું અનાજ થોડો જ સમય રહે અને પછી બગડી જતું હોય, ઘરમાં પાણી ભર્યું હોય તે વારવાર ખૂટી જતું હોય. ઘરના પશુપાલનમાં નુકસાન થતું હોય જેમ કે ખેતીનો સમય આવે ત્યારે બળદ માંદા પડે અથવા મરી જતાં હોય, ગાય-ભેંસ, બકરી વેતરમાં ન આવતાં હોય, ક્યારેક વેતરમાં બંધાય પણ બે-ત્રણ મહિને બચ્ચાનો ખુલાસો થઈ જાય, ગાય-ભેંસ દૂધ આપતાં ન હોય, વાછરડા મરી જતાં હોય, દૂધદહીં ઘીમાં જીવડાં (જીવજંતુઓ) પડી જતા હોય, ઘરમાં વારંવાર કોઈ ને કોઈ બીમાર પડતું હોય, નાનાં બાળકોને ચાંદાં પડી જતાં હોય, તંદુરસ્તી આવતી ન હોય, પુરુષોમાં કાયમ મંદવાડ રહેતો હોય, હાથ પગ માથું પેટ વગેરેની મુશ્કેલીઓ થતી હોય, સ્ત્રીઓમાં નબળાઈ રહેતી હોય, માસિક સમયે નબળાઈ, સગર્ભા સ્ત્રીને ૪ થી ૭ મહિનામાં બાળકનો ખુલાસો થઈ જાય વગેરે.

આ ઉપરોક્ત મુશ્કેલીઓ કોઈ ઘર સંસાર ચલાવનાર વ્યક્તિને પડતી હોય ત્યારે બડવા (ભૂવા) પાસે જાય છે. ત્યારે ઘર માલિકને બડવો આ બધી બાબતોની વાત કરે છે અને ઘરમાં બાબા પિઠોરો સ્થાપનાની વાત થાય છે અને તેની માનતા (બાધા) લેવડાવે છે. તેને દાણા-નાળું બડવો બોલ ભણીને કરી આપે છે. તે ઘરે જઈને બડવો જેમ કહે તેમ કરવાથી તેના ઘરમાં સુધારાઓ આવે ત્યારે તે બાબા પિઠોરોની કથા પૂજા, ચિત્રણ કરાવે છે. અને તેની પૂજા-અચર્ના કરતો રહે છે. બાબા પિઠોરો તથા દેવ-દેવીઓ તે ઘરમાલિકની પૂરે પુરી સંભાળ રાખે છે. તેથી તેનો ઈતિહાસ બાબા પિઠોરોનાં ગાયણાં, કથા વસ્તુમાં પ્રગટ થાય છે. જે ગાયણા પરંપરાથી મૌખિક સ્વરૂપે કલાકો સુધી ગવાય છે. અને કહે છે તમે જોશો બાબા પિઠોરાના ગાયણા અને તેની પૌરાણિક કથાવસ્તુ કથાઓનો અભ્યાસ કરવાથી પૃથ્વીની ઉત્પત્તિ અને જીવસૃષ્ટિ અંગે અદ્ભુત ઈતિહાસ જોવા મળે છે. તેની ચિત્રશૈલીમાં તમે ચિત્ર ઉપર જાવ તો તમને ખ્યાલ આવશે કે આ શેનું ચિત્ર છે ? આવી નવી વાતોનો અગાઉ કોઈક અભ્યાસુકો, વિધવાનો અભ્યાસ કર્યો ત્યારે મને કહેવું હતું કે આ પુસ્તકના પ્રકરણ ત્રણ પરનાં ગાયણાં અને પ્રકરણ બેની કથા વસ્તુઓનો અભ્યાસ કરશો તો વધારે ખબર પડશે.

છેલ્લે કહું તો બાબા પિઠોરો ચિત્રમાં લખારી-જોખારીએ ચિતરેલ દશ્યો આદિવાસી સમાજની ધાર્મિક, સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ તે અત્યંત ચાવીદપ છે. આદિવાસી સમાજની જીવનચર્યા તેમના ધર્મથી જુદી પડતી નથી.





# બાબા પિઠોરા સ્થાપના, બડવા અને લખારાની સૂચિ

પરિવર્તન એ નિરંતર ચાલતી આવતી પ્રક્રિયા છે. સમય સંજોગોને અનુરૂપ વ્યક્તિ કે સમાજમાં બદલાવ આવે છે. ચિત્રો લખ્યા પછી તેને કાઢવામાં આવતાં નથી. જૂનું મકાન તોડવાનું થાય તો નવા ઘરમાં આ ચિત્રની ફરીથી સ્થાપના થાય છે. વસ્તિ વધે છે એટલે માનતા લેનારાની સંખ્યા પણ વધે છે. તેથી પિઠોરાચિત્રોનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જાય છે. ધાર્મિક સંપ્રદાયમાં જોડાતા લોકોમાં તેનું પ્રમાણ ઓછું થાય છે. એવી સામાન્ય માહિતી મળે એ હેતુથી સ્થાપેલ પિઠોરાનો સર્વે કર્યું હતું. જે સર્વેના આધારે ભવિષ્યમાં કોઈ અભ્યાસુક તેના પર અભ્યાસ કરી શકે. સમાજમાં બડવા આજે ખૂબ ઓછા જોવા મળે છે. તેમના સર્વે પાછળનો અમારો હેતુ હતો કે ગામડામાં કેટલા બડવા છે? વારસામાં બડવાઇ મળે છે કે નહિ, તેમનામાં બદલાવ આવે છે કે નહિ જેવા મુદ્દાઓને ધ્યાનમાં રાખી આવનાર સમયમાં કોઈ અભ્યાસુ તેના ઉપર અભ્યાસ કરી શકે એ માટે બડવાની યાદી મૂકી છે. છેલ્લે ચિત્ર કરનાર લખારાની યાદી મૂકી છે. લખારા પણ અમુક જ ગામડામાં છે. એ પણ બડવાની જેમ જ તેના ઉપર ભવિષ્યમાં અભ્યાસ થાય એ હેતુથી તેમની યાદી મૂકી છે.

સૂચિમાં મૂકેલ યાદી દ્વારા જે તે વ્યક્તિ સમાજની ઓળખ ઊભી થાય. સમાજમાં છુપાયેલા જ્ઞાનને એક સ્થાન મળે, તેમના પ્રોત્સાહન મળે, એ

તરફ જોવાની દૃષ્ટિ કેળવાય વગેરે કારણોથી આ સૂચી મૂકી છે. તેમાની કેટલીક વ્યક્તિઓ સાથે અમે વાર્તાલાપ કર્યો છે. જે વાર્તાલાપમાંથી મળેલ જ્ઞાન આ પુસ્તકમાં અમે મૂક્યું છે. સમગ્ર સૂચી એ આ પુસ્તકનો અરીસો છે. સૌ પ્રથમ ૧૯૯૯માં સર્વે કરેલા અને ૨૦૧૬માં લીધેલ મુલાકાતના કેટલાંક ગામડાના પિઠોરાની સ્થાપનાની સૂચિ વર્ષ પ્રમાણે મૂકી છે. ત્યાર બાદ કેટલાક ગામના લખારાની અને બડવાની યાદી મૂકી છે.

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧. | ગોસલા લાલસિંગ | ઓજડી | દલપા | બરોજ | જવરાભાઈ | બરોજ | ૧૯૨૬ | – |
| ૨. | મનસુખ ચિમરીયા | ઓજડી | લલિયા | બરોજ | ટેટિયાભાઈ | બરોજ | ૧૯૬૫ | – |
| ૩. | કપુરીયા રાળિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૬૮ | છોકરીની |
| ૪. | ગોરધન ભૂકલા | ગાંઠિયા | કાદવા | અંધારકાશ | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૬૯ | છોકરાની |
| ૫. | વેલજી ભીખલા | ગાંઠિયા | કાદવા | અંધારકાશ | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૭૦ | છોકરાની |
| ૬. | મકન ભંગડા | મંડલવા | કનુભાઈ | મંડલવા | ટેંટાભાઈ | બરોજ | ૧૯૭૦ | રાજીખુશીથી |
| ૭. | જીવલા ઝલિયા | ઓજડી | નારસીંગ | ગાંઠિયા | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૭૦ | – |
| ૮. | દહરિયા ટેટિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૭૧ | ખેતીવાડીની |
| ૯. | મંગુ હટિયા | પીપલેજ | ભૂખલા | લુણી | ટેટિયાભાઈ | ગાંઠિયા | ૧૯૭૧ | છોકરાની |
| ૧૦. | તેલજી મલીયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૭૫ | છોકરીની |
| ૧૧. | પારસીંગ કાબરીયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગભાઈ | ગાંઠિયા | ૧૯૭૫ | પશુપાલનની |
| ૧૨. | સીંગા કાગડા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહનભાઈ | ગાંઠિયા | ૧૯૭૯ | છોકરાની |
| ૧૩. | લટિયા દિતીયા | નાલેજ | મંગુભાઈ | ઘેલવાંટ | નારસીંગ | ગાંઠિયા | ૧૯૮૦ | – |
| ૧૪. | કરશન દલિયા | ગાબડિયા | ભદુભાઈ | ગાબડિયા | કોચરભાઈ | ગાબડિયા | ૧૯૮૦ | છોકરીની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫. | દામસિંગ ગાંડા | ધમોડી | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૦ | પશુપાલનની |
| ૧૬. | છોટિયા ભૂરા | કાછેલ | થાવરિયા | ગાબડિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૦ | પશુપાલનની |
| ૧૭. | દેસીંગ આકુરિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૧ | છોકરાની |
| ૧૮. | ગોહટા ભીલિયા | ખજુરિયા | બચલા | મલાજા | માનસીંગ | મલાજા | ૧૯૮૧ | છોકરાની |
| ૧૯. | અલસીંગ રડતિયા | ગાબડિયા | શનિયા | – | કોચરભાઈ | ગાબડિયા | ૧૯૮૩ | છોકરીની |
| ૨૦. | નકટિયા ચલિયા | ગાબડિયા | – | – | બચલા | – | ૧૯૮૩ | બીમારીની |
| ૨૧. | મહલી ચંન્દ્ર | ગાબડિયા | કલિયા | જામરણ | – | – | ૧૯૮૩ | છોકરાની |
| ૨૨. | મગન કાળિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | કોચર | ગાબડિયા | ૧૯૮૩ | છોકરીની |
| ૨૩. | પારસીંગ ગુજલ | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૩ | પશુપાલનની |
| ૨૪. | કીડિયા નાથુ | ગાંઠિયા | ટેકલિયા | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૩ | છોકરાની |
| ૨૫. | ભીલિયા બળઘા | પીપલેજ | સીતિયા | પીપલેજ | મસલા | પીપલેજ | ૧૯૮૩ | છોકરાની |
| ૨૬. | મથુર વસલ | ગાંઠિયા | કીડિયા | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૪ | પશુપાલનની |
| ૨૭. | ગોરધન ઢેળિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૪ | પશુપાલનની |
| ૨૮. | મસલા ચંદુ | પીપલેજ | છીતુ | પીપલેજ | માનસીંગ | મલાજા | ૧૯૮૪ | બીમારીની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૯. | જેમતા શનિયા | પાધરવાંટ | બચલા | પાધરવાંટ | માનસીંગ | મલાજા | ૧૯૮૪ | છોકરીની |
| ૩૦. | ધનકા કાબરિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૫ | છોકરાની |
| ૩૧. | માકડિયા ધનિયા | ગાબડિયા | બચલા | અકલબારા | કોચર | ગાબડિયા | ૧૯૮૫ | છોકરાની |
| ૩૨. | ગોહાડિયા જોગલા | ગાબડિયા | – | – | – | – | ૧૯૮૫ | છોકરાની |
| ૩૩. | અરજન ધુળિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૫ | છોકરાની |
| ૩૪. | ડીમસા સગલા | ઓજડી | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૫ | રાજીખુશી |
| ૩૫. | સીસલા મલિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | માનસીંગ | ગાંઠિયા | ૧૯૮૬ | છોકરાની |
| ૩૬. | ભીખલા જાનિયા | પીપલેજ | કંદુ | લુણી | મસલા | પીપલેજ | ૧૯૮૬ | પશુપાલનની |
| ૩૭. | રતન કલજી | માણકા | કોચર | ગાબડિયા | કોચર | ગાબડિયા | ૧૯૮૬ | છોકરીની |
| ૩૮. | સુરસીંગ ભોટિયા | માણકા | નારસીંગ | ગાંઠિયા | દામસીંગ | ગાંઠિયા | ૧૯૮૬ | છોકરાની |
| ૩૯. | માનસીંગ ભોટિયા | માણકા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૬ | ખેતીવાડીની |
| ૪૦. | હરસીંગ ઉકેડ | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | માલસીંગ | ગાંઠિયા | ૧૯૮૬ | છોકરીની |
| ૪૧. | કોચર થાવર | ગાબડિયા | થાવર | ગાબડિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૬ | છોકરીની |
| ૪૨. | સરતાન થાવર | ગાબડિયા | થાવર | ગાબડિયા | કોચર | ગાબડિયા | ૧૯૮૬ | પશુપાલનની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૩. | મસલા સીતિયા | ઘેલવાંટ | બચલા | અકલબારા | – | – | ૧૯૮૬ | ખેતીવાડીની |
| ૪૪. | રેવજી ઢેળિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૭ | છોકરાની |
| ૪૫. | નારસીંગ નાયકડા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૮ | પશુપાલનની |
| ૪૬. | ખુલિયા કીડિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૮૯ | પશુપાલનની |
| ૪૭. | હીદડિયા દલુડિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૮૯ | છોકરાની |
| ૪૮. | મોહન મૂરખા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૦ | પશુપાલનની |
| ૪૯. | માલિયા ભગલા | ઘેલવાંટ | મંગુ | ઘેલવાંટ | માનસીંગ | મલાજા | ૧૯૯૦ | પશુપાલનની |
| ૫૦. | મહેતા મનિયા | ધમોડી | મહેતા | ધમોડી | ગુલજી | ધમોડી | ૧૯૯૦ | ખેતીવાડીન |
| ૫૧. | નાયકા મનિયા | ધમોડી | મહેતા | ધમોડી | ગુલજી | ધમોડી | ૧૯૯૦ | રાજીખુશીથી |
| ૫૨. | ગુરજી કુતરિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૧ | છોકરાની |
| ૫૩. | કાડીયા ચીમા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૯૨ | છોકરાની |
| ૫૪. | ઈશલા આકતરિયા | ચચેર | બચલા | અકલબારા | નારસીંગ | ચોકડી | ૧૯૯૨ | ખેતીવાડીની |
| ૫૫. | ભીખલા વેલજી | કાછેલ | ભંગિયા | અંધારકાશ | કોચર | ગાબડિયા | ૧૯૯૨ | ખેતીવાડીની |
| ૫૬. | ગબલા ધાણકા | ઓલીઆંબા | મેરિયા | હરદાસપુર | માનસીંગ | મલાજા | ૧૯૯૨ | છોકરાની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫૭. | મિકલ મંગુ | ગાબડિયા | કોચર | ગાબડિયા | કોચર | ગાબડિયા | ૧૯૯૩ | ખેતીવાડીની |
| ૫૮. | વેલજી મંગુ | ગાબડિયા | કોચર | ગાબડિયા | કોચર | ગાબડિયા | ૧૯૯૩ | છોકરાની |
| ૫૯. | મમતુ ભંગુ | ગોંદરિયા | અલસીંગ | ભીલપુર | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૩ | ખેતીવાડી |
| ૬૦. | ચંદુ તેરિયા | મંડલવા | કનુ | વચલીભીંત | ફતુ | બરોજ | ૧૯૯૩ | છોકરીની |
| ૬૧. | માવસીંગ પ્રેમા | મલબાર | સેંગા | ગમાણી | દેવજી | મોલ | ૧૯૯૪ | રાજીખુશીથી |
| ૬૨. | ગુલસિંગ બળધા | ગાંઠિયા | નારસિંગ | ગાંઠિયા | ગુલસિંગ | ગાંઠિયા | ૧૯૯૪ | છોકરાની |
| ૬૩. | ભગલા જોગી | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૯૪ | છોકરાની |
| ૬૪. | થાવર | માણકા | થાવર | માણકા | – | – | ૧૯૯૪ | પશુપાલનની |
| ૬૫. | ગોવિંદ ગોસલા | ચચેર | ચચેર | અકલબારા | માનસીંગ | મલાજા | ૧૯૯૪ | છોકરાની |
| ૬૬. | બચુ નમલા | ઘેલવાંટ | કોચર | ગાબડિયા | કોચર | ગાબડિય | ૧૯૯૪ | છોકરાની |
| ૬૭. | કરશન સિંધિયા | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૬ | ખેતીવાડીની |
| ૬૮. | કંદુ મંગુ | ગાંઠિયા | ગોરધન | લુણી | મોહન | ગાંઠિયા | ૧૯૯૬ | છોકરાની |
| ૬૯. | ભુરસીંગ જોગી | ગોંદરિયા | વાસાણિયા | સિહાદા | કશુડિયા | સિહાદા | ૧૯૯૬ | છોકરાની |
| ૭૦. | ગોબરિયા હગરિયા | પાધરવાંટ | બચલા | પાધરવાંટ | માનસીંગ | મલાજા | ૧૯૯૬ | છોકરાની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭૧. | પોહિયા નકડિયા | ધમોડી | સતુરિયા | સનાડા | ગુલસીંગ | ગાંઠીયા | ૧૯૯૬ | પશુપાલનની |
| ૭૨. | રામા નટુ | ધંધોડા | અળઘા | ખજુરિયા | માનસીંગ | મલાજા | ૧૯૯૬ | છોકરાની |
| ૭૩. | છગન તેરિયા | મંડલવા | કનુ | વચલીભીંત | રેશલા | મંડલવા | ૧૯૯૬ | છોકરીની |
| ૭૪. | રજુડિયા સુપડિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | – | – | ૧૯૯૭ | વાંઝિયાપણાંની |
| ૭૫. | ગોસલા ઝાપડિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૭ | પશુપાલનની |
| ૭૬. | કાન્તિ ભીલિયા | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૭ | પશુપાલનની |
| ૭૭. | લટુ કાબરા | ગાબડિયા | સરતાન | – | માનસીંગ | મલાજા | ૧૯૯૭ | છોકરાની |
| ૭૮. | બચુ સુપડિયા | માણકા | નારસીંગ | ગાંઠિયા | કોચર | ગાબડિયા | ૧૯૯૭ | છોકરાની |
| ૭૯. | રામસીંગ વીરિયા | માણકા | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૭ | છોકરાની |
| ૮૦. | રામલા થાવરિયા | ગાબડિયા | કોચર | ગાબડિયા | થાવર | ગાબડિયા | ૧૯૯૭ | છોકરીની |
| ૮૧. | ભારસીંગ મલિયા | ગાબડિયા | કોચર | ગાબડિયા | – | – | ૧૯૯૭ | – |
| ૮૨. | ભન્તા મેતરિયા | ગાબડિયા | જંગલિયા | – | – | – | ૧૯૯૭ | છોકરાની |
| ૮૩. | કીડિયા ટેટિયા | ગાંઠિયા | બળઘા | ગાંઠિયા | સિંસડ | ગાંઠિયા | ૧૯૯૭ | છોકરાની |
| ૮૪. | મોહન છીતુ | માણકા | કોચર | ગાબડિયા | માલસીંગ | ગાંઠિયા | ૧૯૯૭ | પશુપાલનની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮૫. | સુજલા ધૂળકા | માણકા | કંદુ | લુણી | કોચર | ગાબડિયા | ૧૯૯૭ | છોકરાની |
| ૮૬. | ભૂરસીંગ થાવર | ગાબડિયા | કોચર | ગાબડિયા | વરસન | ગાબડિયા | ૧૯૯૭ | પશુપાલનની |
| ૮૭. | ચિલિયા શનિયા | ગાબડિયા | શનિયા | ગાબડિયા | માનસીંગ | મલાજા | ૧૯૯૭ | – |
| ૮૮. | મીઠા રતન | માણકા | કોચર | ગાબડિયા | – | – | ૧૯૯૮ | છોકરીની |
| ૮૯. | લટુ | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૮ | છોકરાની |
| ૯૦. | ઈસલા લટુ | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૮ | પશુપાલનની |
| ૯૧. | ભંગિયા ઊંઘલા | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૮ | છોકરાની |
| ૯૨. | ખુમાન તેરસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | – | – | ૧૯૯૮ | છોકરાની |
| ૯૩. | ગલુ કાળિયા | ગાંઠિયા | કાગડિયા | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૯૮ | છોકરાની |
| ૯૪. | હિમતા નાગજી | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૮ | પશુપાલનની |
| ૯૫. | ગોરધન ધનજી | ગાબડિયા | કોચર | ગાબડિયા | માનસીંગ | મલાજા | ૧૯૯૮ | છોકરાની |
| ૯૬. | કાગડા રૂપલા | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૮ | છોકરીની |
| ૯૭. | દલસીંગ રૂપજી | ગાબડિયા | – | – | માનસીંગ | મલાજા | ૧૯૯૮ | પશુપાલનની |
| ૯૮. | નારસીંગ ઉકેડ | માણકા | નારસીંગ | ગાંઠિયા | કોચર | ગાબડિયા | ૧૯૯૮ | પશુપાલનની |

| અ.નં | ચિત્ર કરાવનારનું નામ | ગામ | બડવા | ગામ | ચિત્ર કરનાર | ગામ | સ્થાપના વર્ષ | માનતા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૯૯. | ભાયલા સિંધિયા | ગાંઠિયા | નારસીંગ | ગાંઠિયા | મોહન | ગાંઠિયા | ૧૯૯૮ | પશુપાલનની |
| ૧૦૦. | ભલુ ફતુ | માણકા | કોચર | ગાબડિયા | – | – | ૧૯૯૮ | પશુપાલનની |
| ૧૦૧. | દામસીંગ ભાયલા | ગાબડિયા | – | – | – | – | ૧૯૯૮ | છોકરાની |
| ૧૦૨. | નારસીંગ અનુડિયા | ધમોડી | કોચર | ગાબડિયા | ગુલજી | ધમોડી | ૧૯૯૮ | મકાનની |
| ૧૦૩. | ખુમસીંગ રામસીંગ | ધમોડી | નારસીંગ | ગાંઠિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૮ | છોકરીની |
| ૧૦૪. | ચંદુ નાયકા | ખુટાલિયા | કોચર | ગાબડિયા | માનસીંગ | મલાજા | ૧૯૯૮ | બીમારીની |
| ૧૦૫. | બચુ કાળિયા | ખુટાલિય | મંગુ | જાંબા | માનસીંગ | મલાજા | ૧૯૯૮ | ખેતીવાડીની |
| ૧૦૬. | ગમજી નાથુ | ખુટાલિયા | ઉકેડ | ગાબડિયા | માનસીંગ | મલાજા | ૧૯૯૮ | છોકરાની |
| ૧૦૭. | કસુડિયા સીમડિયા | ગાબડિયા | કારિયા | ગાબડિયા | હંમત | ગાબડિયા | ૧૯૯૯ | – |
| ૧૦૮. | ચૂના છલુ | ધમોડી | કોચર | ગાબડિયા | ગુલસીંગ | ગાંઠિયા | ૧૯૯૯ | છોકરાની |
| ૧૦૯. | લાલસીંગ ફતુ | ખુટાલિયા | નજરૂ | જાંબા | ફતુ | ખુટાલિયા | ૨૦૦૦ | છોકરાની |
| ૧૧૦. | ગુજલા મોઘલા | ઓજડી | મોઘલા | ઓજડી | ફતુ | બરોજ | ૨૦૦૬ | – |
| ૧૧૧. | ભીમા ભલિયા | મલબાર | સેંગા | ગમાણી | દેવજી | મોલ | ૨૦૦૭ | રાજીખુશી |
| ૧૧૨. | દિપા અલસીંગ | નારૂકોટ | કાનજી | નારૂકોટ | દેવજી | મોલ | ૨૦૦૯ | રાજીખુશી |
| ૧૧૩. | દેવજી મોઘલા | ઓજડી | મોઘલા | ઓજડી | ફતુ | બરોજ | ૨૦૦૯ | – |
| ૧૧૪. | જોગા તેરસીંગ | ઓજડી | લલિયા | બરોજ | ફતુ | બરોજ | ૨૦૦૯ | છોકરાની |

ઉપરના કોષ્ટકમાં મુકેલ યાદી જેતે સમયે થયેલા ૧૮ ગામોના સર્વેની છે. જાન્યુઆરી ૨૦૧૬માં અમે પંચમહાલ અને છોટાઉદેપુરના કેટલાક ગામોમાં મુલાકાત લીધી હતી તે સામેલ કરેલ છે. તેમાં અમને સૌથી જુનું ૧૯૨૬માં દોરાયેલું પિઠોરા ચિત્ર પણ મળ્યું છે. જે તે સમયે કરેલા સર્વે પછી અમે ફરીથી એ સર્વે કર્યું નથી, પણ તે સમયની જે સ્થિતિ છે તે અહીં દર્શાવી છે. ૧૧૪ ઘરોમાં ૫૯ ઘરની વ્યક્તિઓએ બાળકની બાધાથી ચિત્ર દોરાવેલા છે. બાકીના બીજા ઘરોમાં પશુપાલન, ખેતીવાડી, બિમારી કે રાજીખુશીથી દોરાવેલા છે. વર્ષ પ્રમાણે જોતા સૌથી વધુ ૧૯૯૮માં ૧૯ ઘરોમાં ચિત્રો દોરાયેલા છે. જાતિની દૃષ્ટિએ જોઈએ તો રાઠવાના ઘરોમાં ૯૦% અને નાયકાના ઘરોમાં ૧૦% ચિત્રો જોવા મળે છે. અત્યારે ચિત્રોની સંખ્યા પ્રતિવર્ષ વધવાથી આજ ગામોમાં ભવિષ્યમાં ચિત્રોની સંખ્યામાં વધારો થયેલો હશે.

**– ૧૯૯૯ના વર્ષમાં કરેલ છોટાઉદેપુર વિસ્તારના બડવાઓનો સર્વે –**

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧. | રાઠવા | ફતુભાઈ છગનભાઈ | ખોડીવલ્લી |
| ૨. | રાઠવા | ધોરિયાભાઈ ખમકાભાઈ | ખોડીવલ્લી |
| ૩. | રાઠવા | છીતુભાઈ શનિયાભાઈ | ખોડીવલ્લી |
| ૪. | રાઠવા | ભણતાભાઈ છીતુભાઈ | ખોડીવલ્લી |
| ૫. | રાઠવા | ચકલાભાઈ કટિયાભાઈ | નાની ખજુરી |
| ૬. | રાઠવા | અસલાભાઈ ફતુડિયાભાઈ | મોટાખજુરિયા |
| ૭. | રાઠવા | લટુભાઈ ખાલપાભાઈ | મોટાખજુરિયા |
| ૮. | રાઠવા | ધનજીભાઈ ગોસલાભાઈ | મોટાખજુરિયા |
| ૯. | નાયકા | મોહનભાઈ મોતીભાઈ | મોટાખજુરિયા |
| ૧૦. | રાઠવા | હટિયાભાઈ કુચિયાભાઈ | મોટાખજુરિયા |
| ૧૧. | રાઠવા | શનિયાભાઈ ખાલપાભાઈ | ચીલરવાંટ |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧૨. | રાઠવા | ઇસલાભાઈ ભોટિયાભાઈ | ચીલરવાંટ |
| ૧૩. | રાઠવા | કનિયાભાઈ કાળિયાભાઈ | ચીલરવાંટ |
| ૧૪. | રાઠવા | રૂસાભાઈ કલિયાભાઈ | ચીલરવાંટ |
| ૧૫. | રાઠવા | ભલુભાઈ ફુલીયાભાઈ | ચીલરવાંટ |
| ૧૬. | નાયકા | હીરાભાઈ બાબલાભાઈ | ઝેર |
| ૧૭. | ધાણક | પોચિયાભાઈ ભોદરભાઈ | ઝેર |
| ૧૮. | રાઠવા | ભણતાભાઈ લલિયાભાઈ | ઝેર |
| ૧૯. | રાઠવા | ગોહાયડાભાઈ કુતરભાઈ | મોટી ઝેર |
| ૨૦. | ધાણક | મથુરભાઈ નાયકાભાઈ | મોટી ઝેર |
| ૨૧. | રાઠવા | ચુનિયાભાઈ ભીલિયાભાઈ | મોટી ઝેર |
| ૨૨. | રાઠવા | બચુભાઈ ભુરીયાભાઈ | મોટી ઝેર |
| ૨૩. | રાઠવા | ગોહાયભાઈ ઢેડિયાભાઈ | મોટી ઝેર |
| ૨૪. | રાઠવા | વેચલાભાઈ કુતરિયાભાઈ | મોટી ઝેર |
| ૨૫. | રાઠવા | નથુડિયાભાઈ ટેટિયાભાઈ | મોટી ઝેર |
| ૨૬. | રાઠવા | સરતાનભાઈ પુનિયાભાઈ | મોટી ઝેર |
| ૨૭. | રાઠવા | ભુરસીંગભાઈ ભીલિયાભાઈ | મોટી ઝેર |
| ૨૮. | રાઠવા | ભીખાભાઈ મોતીભાઈ | પોટીયા |
| ૨૯. | રાઠવા | લટુડીયાભાઈ મલિયાભાઈ | પોટીયા |
| ૩૦. | રાઠવા | ઇશલાભાઈ દોલિયાભાઈ | વિજોલ |
| ૩૧. | રાઠવા | ભીંમસીંગભાઈ મનસુખભાઈ | વિજોલ |
| ૩૨. | નાયકા | રૂસલાભાઈ મનસુખભાઈ | વિજોલ |
| ૩૩. | નાયકા | જગુભાઈ બરગાભાઈ | વિજોલ |
| ૩૪. | નાયકા | કાદવાભાઈ હટિયાભાઈ | અછાલા |
| ૩૫. | નાયકા | ચેકાભાઈ ઉદિયાભાઈ | અછાલા |
| ૩૬. | રાઠવા | કાન્તીભાઈ ભીંમસીંગભાઈ | બરોજ |
| ૩૭. | નાયકા | મેરિયાભાઈ માધિયાભાઈ | બરોજ |
| ૩૮. | નાયકા | ઉદિયાભાઈ છગનભાઈ | બરોજ |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૩૯. | રાઠવા | હટિયાભાઈ મોતીભાઈ | ઓજડી |
| ૪૦. | રાઠવા | લલિયાભાઈ છોટિયાભાઈ | બરોજ |
| ૪૧. | રાઠવા | ગોહાયડાભાઈ લલિયાભાઈ | બરોજ |
| ૪૨. | નાયકા | છગાભાઈ ગમજીભાઈ | ઓજડી |
| ૪૩. | નાયકા | ભાયાભાઈ જીંગાભાઈ | ઓજડી |
| ૪૪. | રાઠવા | ધોરિયાભાઈ પાંગરાભાઈ | ચોરવાણા |
| ૪૫. | રાઠવા | મોતીભાઈ ગુલિયાભાઈ | ચોરવાણા |
| ૪૬. | રાઠવા | જગલાભાઈ છગનભાઈ | ચોરવાણા |
| ૪૭. | રાઠવા | ભુકલાભાઈ મળિયાભાઈ | ચોરવાણા |
| ૪૮. | રાઠવા | રતનભાઈ ગોહાયડાભાઈ | ચોરવાણા |
| ૪૯. | નાયકા | રેવલાભાઈ કલજીભાઈ | ઓડ |
| ૫૦. | રાઠવા | રેમલાભાઈ મોનસીંગભા | ઓડ |
| ૫૧. | રાઠવા | શનિયાભાઈ | ઓડ |
| ૫૨. | નાયકા | રામસીંગભાઈ ગોયલાભાઈ | ઓડ |
| ૫૩. | નાયકા | ક્નુભાઈ સુમલાભાઈ | પુનિયાવાંટ |
| ૫૪. | નાયકા | ગેમાભાઈ ખાલપાભાઈ | પુનિયાવાંટ |
| ૫૫. | રાઠવા | રામસીંગભાઈ ફતિયાભાઈ | પુનિયાવાંટ |
| ૫૬. | રાઠવા | મનુભાઈ વરજીભાઈ | ધંધોડા |
| ૫૭. | નાયકા | શનકાભાઈ રજુલાભાઈ | ધંધોડા |
| ૫૮. | નાયકા | શનિયાભાઈ ભુરકાભાઈ | ધંધોડા |
| ૫૯. | રાઠવા | ચંદુભાઈ મગનભાઈ | મલાજા |
| ૬૦. | ધાણક | કીળિયાભાઈ રંગલાભાઈ | મલાજા |
| ૬૧. | રાઠવા | હરજીભાઈ | મલાજા |
| ૬૨. | રાઠવા | દલસીંગભાઈ ગથિલયાભાઈ | મલાજા |
| ૬૩. | રાઠવા | મનસુખભાઈ ફતુભાઈ | મલાજા |
| ૬૪. | તડવી | માદિયાભાઈ રાગલાભાઈ | મલાજા |
| ૬૫. | રાઠવા | બલિયાભાઈ ઉદલાભાઈ | અકલબારા |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૬૬. | રાઠવા | બાબુભાઈ છીતુભાઈ | અકલબારા |
| ૬૭. | નાયકા | ભગુડિયાભાઈ ગલિયાભાઈ | અકલબારા |
| ૬૮. | નાયકા | ગુલિયાભાઈ હીરિયાભાઈ | અકલબારા |
| ૬૯. | રાઠવા | સુરસીંગભાઈ લલ્લુભાઈ | અકલબારા |
| ૭૦. | રાઠવા | શનિયાભાઈ હટીયાભાઈ | અકલબારા |
| ૭૧. | રાઠવા | મનસુખભાઈ શનિયાભાઈ | અકલબારા |
| ૭૨. | રાઠવા | ભદ્દિયાભાઈ છીતુડિયાભાઈ | અકલબારા |
| ૭૩. | રાઠવા | બચુભાઈ વીંછિયાભાઈ | અકલબારા |
| ૭૪. | રાઠવા | તેરિયાભાઈ જાલિયાભાઈ | વછેડી |
| ૭૫. | રાઠવા | ધનસીંગભાઈ રયજીભાઈ | વછેડી |
| ૭૬. | રાઠવા | નાનિયાભાઈ કુતરિયાભાઈ | વછેડી |
| ૭૭. | નાયકા | ચુનકાભાઈ ધનાભાઈ | વછેડી |
| ૭૮. | નાયકા | મંગુભાઈ વેલિયાભાઈ | ઘેલવાંટ |
| ૭૯. | રાઠવા | ચકલાભાઈ કાળિયાભાઈ | ઘેલવાંટ |
| ૮૦. | રાઠવા | લલિયાભાઈ ભગુડિયાભાઈ | માલધી |
| ૮૧. | રાઠવા | અંગલાભાઈ શનિયાભાઈ | માલધી |
| ૮૨. | નાયકા | જગલાભાઈ સેંગલાભાઈ | ધર્મજ |
| ૮૩. | રાઠવા | ઉધલાભાઈ માનસીંગભાઈ | ચચેર |
| ૮૪. | રાઠવા | રમેશભાઈ ભાયાભાઈ | જામલા |
| ૮૫. | નાયકા | ખાપરિયાભાઈ ડેબરિયાભાઈ | મલાજા |
| ૮૬. | નાયકા | કીડિયાભાઈ ગુજાભાઈ | મલાજા |
| ૮૭. | રાઠવા | વેસ્તાભાઈ મલિયાભાઈ | જામલા |
| ૮૮. | નાયકા | જુરિયાભાઈ હગરિયાભાઈ | વનાર |
| ૮૯. | નાયકા | ચુનિયાભાઈ કાનજીભાઈ | વનાર |
| ૯૦. | રાઠવા | વેસ્તાભાઈ ભલિયાભાઈ | વનાર |
| ૯૧. | રાઠવા | ભલજીભાઈ દુકાળિયાભાઈ | વનાર |
| ૯૨. | રાઠવા | ચંદુભાઈ સાબળિયાભાઈ | વનાર |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૯૩. | રાઠવા | દલસુખભાઈ મનજીભાઈ | ઝોઝ |
| ૯૪. | રાઠવા | મનસુખભાઈ છેલિયાભાઈ | ઝોઝ |
| ૯૫. | રાઠવા | સબુરભાઈ ચોથિયાભાઈ | ઝોઝ |
| ૯૬. | નાયકા | ચંદુભાઈ દીપાભાઈ | ઝોઝ |
| ૯૭. | રાઠવા | કેશિયાભાઈ ભીમાભાઈ | ઝોઝ |
| ૯૮. | નાયકા | કાળિયાભાઈ મોતીભાઈ | ઝોઝ |
| ૯૯. | રાઠવા | ધોળિયાભાઈ દેવલાભાઈ | કાછેલ |
| ૧૦૦. | નાયકા | બુચિયાભાઈ ભીલિયાભાઈ | કાછેલ |
| ૧૦૧. | રાઠવા | ગુજરિયાભાઈ ઉદિયાભાઈ | સુરખેડા |
| ૧૦૨. | રાઠવા | ખીમજીભાઈ કનુભાઈ | સુરખેડા |
| ૧૦૩. | નાયકા | જંદુભાઈ દામસીંગભાઈ | સુરખેડા |
| ૧૦૪. | રાઠવા | ગોહાયડાભાઈ બાલુભાઈ | સુરખેડા |
| ૧૦૫. | રાઠવા | શંકરભાઈ છલુભાઈ | ધમોડી |
| ૧૦૬. | રાઠવા | ક્ટુભાઈ ગમણભાઈ | ધમોડી |
| ૧૦૭. | રાઠવા | મેતાભાઈ મનિયાભાઈ | ધમોડી |
| ૧૦૮. | રાઠવા | મથુરભાઈ કાળિયાભાઈ | ધમોડી |
| ૧૦૯. | રાઠવા | રંગલાભાઈ હમીરભાઈ | અંબાલા |
| ૧૧૦. | રાઠવા | જદુંભાઈ નાયકાભાઈ | અંબાલા |
| ૧૧૧. | રાઠવા | નાયકાભાઈ ભીલુભાઈ | અંબાલા |
| ૧૧૨. | રાઠવા | દામસાભાઈ રેશિયાભાઈ | અંબાલા |
| ૧૧૩. | રાઠવા | સેંગલાભાઈ ગોહાયડાભાઈ | અંબાલા |
| ૧૧૪. | રાઠવા | બચુભાઈ નાનકાભાઈ | દેવહાંટ |
| ૧૧૫. | રાઠવા | મોતીભાઈ ખીમજીભાઈ | કટરવાંટ |
| ૧૧૬. | રાઠવા | રડતિયાભાઈ ભલજીભાઈ | વાગલવાડા |
| ૧૧૭. | રાઠવા | અળતાભાઈ કારીયાભાઈ | વાગલવાડા |
| ૧૧૮. | રાઠવા | ચુનિયાભાઈ આપસીંગભાઈ | વાગલવાડા |
| ૧૧૯. | ધાણક | ગમજીભાઈ બાડિયાભાઈ | વાગલવાડા |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧૨૦. | રાઠવા | રાયસીંગભાઈ રળતિયાભાઈ | ચિસાડિય |
| ૧૨૧. | રાઠવા | ઢેડિયાભાઈ ગુલજીભાઈ | ચિસાડિયા |
| ૧૨૨. | રાઠવા | અમદાભાઈ માલસીંગભાઈ | ચિસાડિયા |
| ૧૨૩. | રાઠવા | નાયકાભાઈ ઉદલિયાભાઈ | ચિસાડિયા |
| ૧૨૪. | રાઠવા | રૂસિયાભાઈ કનુભાઈ | બોડગામ |
| ૧૨૫. | રાઠવા | કંદુભાઈ ભીમસીંગભાઈ | બોડગામ |
| ૧૨૬. | રાઠવા | સેકળિયાભાઈ ભાયોભાઈ | બોડગામ |
| ૧૨૭. | રાઠવા | રતુડિયાભાઈ કાળિયાભાઈ | બોડગામ |
| ૧૨૮. | રાઠવા | વેસ્તાભાઈ ઝેંદલિયાભાઈ | ખડખડ |
| ૧૨૯. | રાઠવા | જંદુભાઈ રજલિયાભાઈ | ખડખડ |
| ૧૩૦. | રાઠવા | મગનભાઈ નાથુભાઈ | ખડખડ |
| ૧૩૧. | રાઠવા | ડેમલાભાઈ અલિયાભાઈ | ખડખડ |
| ૧૩૨. | તડવી | ભાવસીંગભાઈ ધુળિયાભાઈ | ખડખડ |
| ૧૩૩. | રાઠવા | ઢેડિયાભાઈ ભાયલાભાઈ | ખડખડ |
| ૧૩૪. | તડવી | હુરસીંગભાઈ રામસીંગભાઈ | ખડખડ |
| ૧૩૫. | તડવી | ડુંગરસીંગભાઈ હમલિયાભાઈ | ખડખડ |
| ૧૩૬. | રાઠવા | ગુલાભાઈ ભાયલાભાઈ | ફેરકુવા |
| ૧૩૭. | રાઠવા | રોળિયાભાઈ ખમસીંગભાઈ | ફેરકુવા |
| ૧૩૮. | રાઠવા | ચુનિયાભાઈ જંગલિયાભાઈ | ફેરકુવા |
| ૧૩૯. | રાઠવા | ગમજીભાઈ દુકાળિયાભાઈ | ફેરકુવા |
| ૧૪૦. | રાઠવા | દેસીંગભાઈ રૂપસીંગભાઈ | ખડકવાડા |
| ૧૪૧. | રાઠવા | દેસીંગભાઈ ખુમલિયાભાઈ | ખડકવાડા |
| ૧૪૨. | ભીલારા | વિરસીંગભાઈ મોતીભાઈ | ખડકવાડા |
| ૧૪૩. | ભીલારા | ઉધલાભાઈ રૂપિયાભાઈ | ખડકવાડા |
| ૧૪૪. | ધાણક | છગનભાઈ ભંગડિયાભાઈ | ખડકવાડા |
| ૧૪૫. | રાઠવા | જેમતાભાઈ હીરલિયાભાઈ | મોટી કનાશ |
| ૧૪૬. | રાઠવા | ગુલિયાભાઈ શેખડિયાભાઈ | મોટી કનાશ |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧૪૭. | રાઠવા | ખુમસીંગભાઈ લાસુભાઈ | મોટી કનાશ |
| ૧૪૮. | રાઠવા | નવલસીંગભાઈ નશ્વરિયાભાઈ | મોટી કનાશ |
| ૧૪૯. | ધાણક | દલસીંગભાઈ ભાયલાભાઈ | મોટી કનાશ |
| ૧૫૦. | ધાણક | માવડિયાભાઈ વિરસીંગભાઈ | મોટી કનાશ |
| ૧૫૧. | રાઠવા | ટેટિયાભાઈ ગુજલાભાઈ | નાની કનાશ |
| ૧૫૨. | રાઠવા | ભીમસીંગભાઈ | નાની કનાશ |
| ૧૫૩. | રાઠવા | ગમીરભાઈ ભંગડિયાભાઈ | જોડાવાંટ |
| ૧૫૪. | રાઠવા | ગુલિયાભાઈ દાવલિયાભાઈ | જોડાવાંટ |
| ૧૫૫. | રાઠવા | વેલસીંગભાઈ કુચિયાભાઈ | જોડાવાંટ |
| ૧૫૬. | રાઠવા | ગલિયાભાઈ બુચિયાભાઈ | રોઝવા |
| ૧૫૭. | રાઠવા | શેબળિયાભાઈ ડાલિયાભાઈ | રોઝવા |
| ૧૫૮. | રાઠવા | પાહેમજાભાઈ જુરલિયાભાઈ | મોટારામપુરા |
| ૧૫૯. | રાઠવા | રતુભાઈ ભાયાભાઈ | મોટારામપુરા |
| ૧૬૦. | રાઠવા | નાનચાભાઈ લાલુભાઈ | નાના રામપુરા |
| ૧૬૧. | રાઠવા | ભુદરિયાભાઈ અમરિયાભાઈ | નાના રામપુરા |
| ૧૬૨. | રાઠવા | મોતીભાઈ દેવલાભાઈ | નાના રામપુરા |
| ૧૬૩. | રાઠવા | કનસીંગભાઈ ભયજીભાઈ | નાના રામપુરા |
| ૧૬૪. | રાઠવા | ડુંગરિયાભાઈ રેવલાભાઈ | નાના રામપુરા |
| ૧૬૫. | રાઠવા | કીડિયાભાઈ બાલિયાભાઈ | ભીલપુર (ખેરફળીયા) |
| ૧૬૬. | રાઠવા | રામજીભાઈ | ભીલપુર (ખેરફળીયા) |
| ૧૬૭. | રાઠવા | મોહનભાઈ | ભીલપુર (ખેરફળીયા) |
| ૧૬૮. | રાઠવા | ભુરકાભાઈ ઢેળિયાભાઈ | રાયસીંગપુરા |
| ૧૬૯. | રાઠવા | રોમાભાઈ ભલિયાભાઈ | રાયસીંગપુરા |
| ૧૭૦. | નાયકા | બચલાભાઈ ઝાલિયાભાઈ | રાયસીંગપુરા |
| ૧૭૧. | નાયકા | બચલાભાઈ ઝાલિયાભાઈ | રાયસીંગપુરા |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧૭૨. | નાયકા | ભુરિયાભાઈ વજીરાભાઈ | જલોદા |
| ૧૭૩. | નાયકા | જાલિયાભાઈ ભંગડાભાઈ | જલોદા |
| ૧૭૪. | નાયકા | ગુલિયાભાઈ માનસીંગભાઈ | જલોદા |
| ૧૭૫. | નાયકા | શોનિયાભાઈ | જલોદા |
| ૧૭૬. | રાઠવા | ગોસલાભાઈ મનસુખભાઈ | જલોદા |
| ૧૭૭. | રાઠવા | વદિયાભાઈ ચતુરિયાભાઈ | જલોદા |
| ૧૭૮. | રાઠવા | પુનિયાભાઈ સોમલાભાઈ | જલોદા |
| ૧૭૯. | રાઠવા | કોચરભાઈ થાવરભાઈ | ગાબડિયા |
| ૧૮૦. | રાઠવા | ચંદુભાઈ | વાંટડા |
| ૧૮૧. | રાઠવા | ક્રશનભાઈ | મેસરા |
| ૧૮૨. | રાઠવા | રજલાભાઈ મનસુખભાઈ | પાલસંડા |
| ૧૮૩. | રાઠવા | મેરિયાભાઈ સોમાભાઈ | હરદાસપુર |
| ૧૮૪. | નાયકા | સોમાભાઈ કાળિયાભાઈ | કોરાજ |
| ૧૮૫. | રાઠવા | શંકરભાઈ માનસીંગભાઈ | દેવલીયા |
| ૧૮૬. | રાઠવા | કાદવાભાઈ કોચરભાઈ | દેવલીયા |
| ૧૮૭. | રાઠવા | કરપાભાઈ | ટવા |
| ૧૮૮. | રાઠવા | શંકરભાઈ | જામલી |
| ૧૮૯. | રાઠવા | ગોવિંદભાઈ કાગડાભાઈ | પાદરવાંટ |
| ૧૯૦. | રાઠવા | ગોવિંદભાઈ | ધનપુર |
| ૧૯૧. | રાઠવા | શંકરભાઈ ટેંટિયાભાઈ | મુસટ |
| ૧૯૨. | રાઠવા | જેંદાભાઈ | મુસટ |
| ૧૯૩. | રાઠવા | વાંગાભાઈ | મુસટ |
| ૧૯૪. | રાઠવા | જટડાભાઈ | વજેપુર |
| ૧૯૫. | ભીલ | નવજીભાઈ ભાદરભાઈ | મોટી ઝડુલી |
| ૧૯૬. | ભીલ | વરજીભાઈ | મોટી ઝડુલી |

| ક્રમ | અટક | બડવાઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧૯૭. | ડુંગરાભીલ | દેવજીભાઈ | કેવડી |
| ૧૯૮. | ડુગરાભીલ | મંગિયાભાઈ | નાની ઝડુલી |
| ૧૯૯. | રાઠવા | શાંતીભાઈ | દુગ્ધા |
| ૨૦૦. | રાઠવા | દરજીભાઈ | નાની ઝડુલી |
| ૨૦૧. | રાઠવા | ભાદરિયાભાઈ | સિંગલા |

## – બડવીઓ –

| ક્રમ | અટક | બડવીઓના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧. | રાઠવા | સોબલીબેન ભલજીભાઈ | ખોડીવલ્લી |
| ૨. | નાયકા | જેંદલીબેન ચીમાભાઈ | મોટાખજુરીયા |
| ૩. | નાયકા | કાળીબેન મંગુભાઈ | ઘેલવાંટ |
| ૪. | રાઠવા | જાંબુડીબેન ખુલિયાભાઈ | વનાર |
| ૫. | રાઠવા | મથુરીબેન કટુભાઈ | ધમોડી |
| ૬. | તડવી | રેશલીબેન નાયકાભાઈ | અંબાલા |

## – લખારા –

| ક્રમ | અટક | પિઠોરા ચિત્રકરનારના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૧. | રાઠવા | ઢેડિયાભાઈ છોટિયાભાઈ | બરોજ |
| ૨. | રાઠવા | લલિયાભાઈ છોટિયાભાઈ | બરોજ |
| ૩. | રાઠવા | બાવાભાઈ છોટિયાભાઈ | બરોજ |
| ૪. | રાઠવા | હિમલાભાઈ કલિયાભાઈ | બરોજ |
| ૫. | રાઠવા | ગોવિંદભાઈ લટિયાભાઈ | બરોજ |

| ક્રમ | અટક | પિઠોરા ચિત્રકરનારના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૬. | રાઠવા | ફતાભાઈ  ટેટિયાભાઈ | બરોજ |
| ૭. | રાઠવા | ગોહાડિયાભાઈ લલિયાભાઈ | બરોજ |
| ૮. | રાઠવા | ભીમલાભાઈ કલિયાભાઈ | બરોજ |
| ૯. | રાઠવા | દેવજીભાઈ કાદુડાભા | બરોજ |
| ૧૦. | રાઠવા | રતનભાઈ ભીખાભાઈ | બરોજ |
| ૧૧. | રાઠવા | મથુરભાઈ સતિયાભાઈ | ઓડ |
| ૧૨. | રાઠવા | અરવિંદભાઈ જન્દુભાઈ | ઓડ |
| ૧૩. | રાઠવા | ચતુરભાઈ સતિયાભાઈ | ઓડ |
| ૧૪. | રાઠવા | કનિયાભાઈ ભંગડાભાઈ | મલાજા |
| ૧૫. | રાઠવા | હરિભાઈ  માનસિંગભાઈ | મલાજા |
| ૧૬. | રાઠવા | શંકરભાઈ માનસિંભાઈ | મલાજા |
| ૧૭. | રાઠવા | ફસલાભાઈ માનસિંગભાઈ | મલાજા |
| ૧૮. | રાઠવા | ગોવિંદભાઈ ચીમાભાઈ | મલાજા |
| ૧૯. | રાઠવા | ભગુડિયાભાઈ ચીમાભાઈ | મલાજા |
| ૨૦. | રાઠવા | જગનભાઈ ભીખાભાઈ | મલાજા |
| ૨૧. | રાઠવા | લાલિયાભાઈ ખોંપરિયાભાઈ | મલાજા |
| ૨૨. | રાઠવા | ગમજીભાઈ વેચલાભાઈ | મલાજા |
| ૨૩. | રાઠવા | કાઠિયાભાઈ ભજીડાભાઈ | મલાજા |
| ૨૪. | રાઠવા | મોહનભાઈ મુરખાભાઈ | ગાબડીયા |
| ૨૫. | રાઠવા | દલસીંગભાઈ જામસીંગભાઈ | ગાબડીયા |
| ૨૬. | રાઠવા | ભાવસિંગભાઈ કાગડિયાભાઈ | ગાબડીયા |
| ૨૭. | રાઠવા | વરસનભાઈ કોચરભાઈ | ગાબડીયા |
| ૨૮. | રાઠવા | રાજુભાઈ માનસીંગભાઈ | મલાજા |
| ૨૯. | રાઠવા | કનુભાઈ ભંગડાભાઈ | મલાજા |
| ૩૦. | રાઠવા | દેસીંગભાઈ ચીલિયાભાઈ | રંગપુરસઢલી |
| ૩૧. | રાઠવા | નજરુભાઈ ચેકલાભાઈ | ગુનાટા |
| ૩૨. | રાઠવા | કોચરભાઈ થાવરભાઈ | ગાબડીયા |

| ક્રમ | અટક | પિઠોરા ચિત્રકરનારના નામ | ગામનું નામ |
|---|---|---|---|
| ૩૩. | રાઠવા | દુકાડભાઈ હમીરભાઈ | હાંસડા |
| ૩૪. | રાઠવા | નંદુભાઈ મનિયાભાઈ | બરોજ |
| ૩૫. | રાઠવા | માનસિંગભાઈ જામસીંગભાઈ | ગાંઠીયા |
| ૩૬. | રાઠવા | ભીખલાભાઈ ભંગડાભાઈ | સુરસી |
| ૩૭. | રાઠવા | ખીમલાભાઈ ખુમાનભાઈ | સુરસી |
| ૩૮. | રાઠવા | કાગડિયાભાઈ નેવજીભાઈ | સુરસી |
| ૩૯. | રાઠવા | પરેશભાઈ જયંતિભાઈ | કવાંટ |



# સંદર્ભ સૂચિ

English

Jain, Jyotindra. 1984. *Painted Myths of Creation: Art and Ritual of an Indian Tribe.* Delhi: Lalit Kala Akademi.

Prince, Joseph C. 2002. *Socio-linguistic Study of a Minority Language in Gujarat* (Ph.D. Dissertation). Tamil Nadu: Annamalai University.

Ratnagar, Shereen. 2010. *Being Tribal*. New Delhi: Primus Books.

Shah, Tanvi. 2011. *Rathwa Community Dwellings: Determinants of the House Form* (M.A. Dissertation). Ahmedabad: CEPT University.

Tilche, Alice. 2011. *In search of an Adivasi Worldview: Identity, Development and the Adivasi Museum of Voice in Western India* (Ph.D. Dissertation). London: School of Oriental and African Studies, University of London.

ગુજરાતી

ઈશાઈ, સુભાષ, સંપાદક, ૧૯૯૭. 'ઢોલ' આદિવાસી બોલીનું સામયિક. વડોદરા: ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર.

જાદવ, જોરાવરસિંહ. (૨૦૦૪) 'લોકજીવન : કલા અને કસબ'. જોરાવરસિંહ જાદવઃ અમદાવાદ. પૃ. ૭૮-૮૨.

જાદવ, જોરાવરસિંહ. ૧૯૭૬. 'ગુજરાતની લોકસંસ્કૃતિ'. પૃ. ૮૮.

જોશી, પારુલ જે. ૧૯૯૮. 'સૌરાષ્ટ્રના આહીરો'. અમદાવાદઃ ગુજરાત વિદ્યાપીઠ.

ઠાકર, મીનાક્ષી. ૨૦૦૭. 'આદિવાસી અને સંપ્રેષણ માધ્યમો'. અમદાવાદઃ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય. પૃ. ૧૨૩-૧૨૬.

તડવી, રેવાબેન, શંકરભાઈ સોમાભાઈ તડવી. ૧૯૭૯. 'આદિવાસીઓનો કલાવારસો'. પૃ. ૭૫-૭૬

પટેલ, મીનાબેન બી. ૨૦૧૧. 'આદિવાસી રાઠવા સમાજનું લોકવાઙ્મય'. (મહાનિબંધ). મહેસાણાઃ મ્યુનિસિપલ આર્ટ્સ એન્ડ અર્બન બેંક સાયન્સ કોલેજ.

મકવાણા, રઘુવીર જ. ૨૦૦૩. 'ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં ગુજરાતનાં ભિત્તિચિત્રો'. અમદાવાદઃ ગુજરાત વિદ્યાપીઠ. પૃ. ૧૯૭ થી ૨૦૬.